# વિધવા દુઃખ નિવારણ

રચનાર

શો૦ મ૦ દેશાઈ.

This is the consolation on which we rest in the darkness of the future and the afflictions of to-day, that the government Of the world is moral, and does forever destroy what is not.
Emerson.

### दिलासो.

आपणा भविष्यना भयना अंधकारमां अने आजना चालु दुःखोमां आपणने आ एक ज दिलासो, दुःखमां शांति, मननुं समाधान, सध्यारो, सांतवन, संतापहरण, अने आश्वासन आपे छे के, जगत्नो आ सघळो कारभार तथा व्यवस्था अे तो न्यायपूर्वक नीतिमय नियमसरनो अेक नाटक ज छे.

अने जे चीजनी हस्ति जेवुं कांइ छे ज नहीं तेनो ते सर्वदा संहार अेटले नाश करे छे.

નવસારી–ઇ. સ. ૧૯૨૫. પ્રત ૧૦૦૦.

કિંમત રૂા. ૧–૮–૦ વી. પી. પોસ્ટે જ જુદું.

## મ્હારાં માતાજીને—

તે મ્હારાં અતિ વ્હાલાં માતાજી
બાઈ આવાંબાઈ મેહરજીભાઈ શેઠનાના
આત્માની ખુશનીદી થાય,
તે વ્હાલાં માતાજીનું અશો ફરોહર
શાંતિનું ઉચ્ચ સ્થળ મેળવી
પોતાનું પ્રકટીકરણ આગળ વધારવાને
લાયક થાય,
તે વ્હાલા આત્માના આશીર્વાદો
સર્વ પ્રાણી માત્ર ઉપર ઉતરે,
અને તે સાથે
મ્હારા જેવી દુઃખી વિધવાઓને ઘણો નહીં ને
થોડો પણ દિલાસો મળે એવી આશામાં
આ પુસ્તક તેમની યાદગીરીમાં
અર્પણ કરૂં છું.

**જરબાનું જાલ વકીલ.**

**જન્મ-મુંબઇ.**
રોજ ૭ મો અમરદાદ. માહ ૪ થો તીર.
ય. સ. ૧૨૩૫. તા. ૨૮ ડીસેમ્બર
ઈ. સ. ૧૮૬૫. પોષ શુદી ૧૧
વાર ગુરૂ. સંવત ૧૯૨૨.

**મરણ-મુંબઇ.**
રોજ ૯ મો આદર. માહ ૩ જો અર્દીબહેસ્ત.
ય. સ. ૧૨૯૧ તા. ૧૮ ઓકટોબર
ઈ. સ. ૧૯૨૧. આસો વદી ૨
વાર મગળ. સવત ૧૯૭૭.

# દર્શનિકા.

"Widow! how sincerely do I lament with you! There is but one way to make amends for all your sufferings, and were I a law-giver, this perhaps you would obtain. Freed from all servitude, you should be **sacred** wherever you appear."

જો તમોએ ફિરેસ્તા, દેવતા, અને પરમેશ્વરને પ્રસન્ન કરવા હોય, હે બ્હેનો અને બંધુઓ! તો તમે વિધવાની વ્હારે ધાવ. હે મનુષ્યો! જો તમારે જગતનાં સર્વ પુન્ય એકલાંએ પ્રાપ્ત કરવાં હોય તો વિધવાઓનાં દુઃખ ટાળવાનો સેવા-ધર્મ સ્વીકારો. બ્રિટિશ સરકારનો વાવટો વિજયથી ઉડતો રહેવાનું એક ગુપ્ત કારણ, તે તેની વિધવા દુઃખ નિવારણ કરવાની પહેલે સપાટેની રાજ્ય-નીતિનું મહા પુન્ય છે. એક મનુષ્યને જીવતાં જીવત અગ્નિની ધગધગતી પથારી ઉપર ધીમી આંચે બાળી મૂકવાથી ત્હેને જે મહા કષ્ટ વેઠવું પડે છે તે કષ્ટની આગળ બીજાં ભારે કષ્ટ કોઇ નથી, છતાં વિધવા હિંદવાનીઓ આ કષ્ટ એક કાળા કાળમાં ભોગવતી હતી.

ઇ. સ. ૧૮૨૧ માં ઇંગ્લંડની પાર્લામેન્ટ સમક્ષ હિંદની વિધવાઓનાં દુઃખો જ્યારે રડવાંમાં આવ્યાં ત્યારે, પોતાના ધણી મરણ પામવાથી વિધુરાવસ્થાના સતાપ નહીં કરાવવાના હેતુથી અમુક જ પ્રાંતોમાં ઈ. સ. ૧૮૧૫ માં ૩૭૮; ઇ. સ. ૧૮૧૬ માં ૪૪૨; ઇ. સ. ૧૮૧૭ માં ૭૦૯, અને ઇ. સ. ૧૮૧૮ માં ૮૩૯ વિધવાઓ પોતાના મરનાર ધણીની ખડકેલી ચિતા ઉપર કૂદી પડીને બળી મૂઈ હતી! પોતાના ધણી મરી ગયા પછી રિબાઇ રિબાઇને જીવવાનો ધિક્કાર કરીને, હિંદુ-સ્થાનમાં લાખો વિધવાઓ પતિની સળગેલી ચિતામાં નંખાવી દઇ પ્રાણ ત્યાગ કરતી હતી; તેમને પગલે ચાલતાં અટકાવ નાંખીને અંગ્રેજ સરકારે બીજી લાખો વિધવાઓના પ્રાણ ઉગાર્યાનું પુન્ય મેળવવાથી એ રાજ્ય અમર તપે છે અને તપતુ રહેશે. માત્ર અંધશ્રદ્ધા કિંવા વ્હેમી ધાર્મિક માન્યતાથી જ સતી થવાનો રિવાજ નો'તો પડયો; પરન્તુ જે દિવસથી પતિનું મૃત્યુ થયુ તે દિવસથી તેની સ્ત્રીએ જાણે કે પરાણે પોતાનાં સુખોને અને આનંદને તિલાંજળી આપવાનું ફરજિયાત હોય તેમ ખોરાક તજી દેવો પડતો, પાન સોપારી કે બીજાં ચોકખાં વ્યસનોનો પણ ત્યાગ કરવો પડતો, ભીનાં લુગડાં પહેરી, જમીન ઉપર પડી આળોટીને અવયવોને છુંદવા પડતા, સાસુ સસરા, દીયર કે જેઠનો અને નણંદોનો મૂગે મોઢે માર ખાવો પડતો, મહોલ્લાવાસીઓનાં ચાલુ મ્હેણાંથી વિંધાવું પડતું, અને જીવતું દોઝખ ભોગવવું પડતું, એ સર્વ મહા દુઃખોનો એકે સપાટે ધાર્મિક—આપ-ઘાતમાં છેડો લાવવો તેને "સતી થવુ" એવુ ડાંભિક નામ આપવામાં આવ્યું હતું. હિંદુ વિધવાઓ ઉપર એવાં તે કેવાં નહીં તામોશ કરી શકાય એવાં દુઃખો પડતાં હશે, કે તે દુઃખો ભોગવવા કરતાં તો જીવતી ચામડી સાથે અગ્નિના ભભુકામાં બળી મરવું તેઓ પસંદ કરતી હતી, તેનું ખૂબ વિચારીને મનન કરો. ચિતા ઉપર જીવતે બળી જતી વિધવાની ચિચિયારીઓ અને હૃદયભેદક કલ્પાંતના પડઘા કાન ઉપર ન પડે એટલા માટે ધર્મને નામે વાજાં અને ઢોલ પુષ્કળ વજડાવીને

વિધવાનાં દુઃખો સાંભળવાને કાન બહેરા રાખવાનો આ નિર્દય જુલમ, જે પુન્યશાળી અંગ્રેજ સરકારે ટાળ્યો તેનું જ તપ હજી સુધી તપે છે. કોઇક જ દૃઢ શ્રદ્ધાવાળી વિધવા સાચી સતી થતી હતી. એવી એક સતીને સુરતમાં નજરે દીઠેલીનું દ્રષ્ટાંત બારનિયરે આપ્યું છે. આવો કમકમાટ ભરેલો દિલ પિગળાવનારો દેખાવ તેણે કદિયે દીઠો નથી. ઘણી ગંભીરતાથી એક વિધવા પોતાના મૈયત ધણી માટે ખડકેલી ચિતા ઉપર ચઢતા હતી. "મ્હારો પ્રિય પતિ મ્હને કદી પણ વેગળી મુકવાનો નથી;" એમ કહી તેના હાથ પોતાના ખોળામાં લીધા. ચિતા ઉપર ચઢતી વેળાએ પોતાના સગાં વ્હાલાં, સહી મિત્તીઓને વળગી પડી, પોતાના ઘરેણા ઉતારી સર્વ સ્નેહીઓને વહેંચી આપ્યાં, સંગીઓ રોઈ રોઇને દિલાસો દેતાં તો તેણી તેમનુ શાંતવન કરતી, અને મૂખે રામ-રામ ઉચ્ચારતી. શૂરવીર સિપાહની દ્રઢતાથી પોતાના ધણીની પાછળ સતી થવામાં તેણીની એક જ નેમ જણાતી, કે પરલોકમાં ધણીને સહાય થઇ પાપમુક્ત કરવો, અને તેના ઉપર ભવિષ્યની જીંદગીમાં પડનારાં સંકટોમાથી તેહને ઉગારવો. મી. ફ્રૌરબસે પણ એવા કેટલાક દાખલા આપ્યા છે.

જે રાજ્યે વિધવાઓને પરાણે બાળી મૂકવાનાં મહા દુઃખમાંથી ઉગારી પોતાના નાવારસ બચ્ચાંઓને રખડતાં રઝળતાં મૂકીને સતી થવાનું નિર્દય કૌતક અટકાવ્યું, તે જ રામ-રાજ્ય, અને તે જ ધર્મ-રાજ્ય કહેવાય.

હિંદુઓમાં એક કરતાં વધારે સ્ત્રી પરણવાનો ચાલ (Polygamy) હોવાથી, ઘણી સ્ત્રીઓ પૈકી માત્ર એક વિધવા મરનાર ધણીની પાછળ સતી થવાનો રિવાજ હતો. કુલિન બ્રાહ્મણને તો તેની ઇચ્છામાં આવે એટલી સ્ત્રી પરણવાનો જન્મ-સિદ્ધ હકક ગણાતો હોવાથી, એવો એક કુલિન બ્રાહ્મણ ૯૨ વર્ષની વયે ઇ. સ. ૧૮૦૭ માં મરણ પામ્યો. તેને ૧૨ પરણેલી સ્ત્રીઓ હતી, તે પૈકી ત્રણ વિધવા સ્ત્રી તેની પાછળ સતી થઇ; જેઓ ઘણી વૃદ્ધ હતી; પરન્તુ જેઓ અઘોર હતી તેઓ કાંઇક વર્ષો સુધી અન્નને અને દાંતને વેર થઇ લાગેલી અનાથ અવસ્થામાં હડસેલા અને હાડમારીના ધકેલા ખાઇ ખાઇને દહાડા પસાર કરતી જણાઇ. બાગ્રુઇપરાંના અનન્તુ નામક એક કુલિન બ્રાહ્મણને ૧૦૦ કરતાં પણ વધુ બાયડીઓ હતી. ઇ. સ. ૧૭૯૯ માં જ્યારે તે મરણ પામ્યો ત્યારે તેની પાછળ રૂદનના પોકારો કરતી ૨૨ સ્ત્રીઓ બળી મૂઇ હતી. ત્રણ દિવસ સૂધી આ ચિતા બળતી રહી, અને ૨૨ પ્રાણ હંત્યાનો ધ્રુજરી ઉત્પન્ન કરતો દેખાવ ત્યાં રજુ કરતો હતો. પ્હેલે દહાડે ૩ જણી સતી થઇ. તેમનું દેખીને બીજે દિવસે ૯ અને ત્રીજે દિને ૧૦ સ્ત્રીઓ વિધવા અવસ્થાનાં દુ;ખોની વાતો જ માત્ર સાંભળીને રોતે રોતે બળી મૂઇ હતી. એ પૈકી કેટલીક ૪૦ વરસની ઉમ્મરની હતી, અને કેટલીક તો માત્ર ૧૬ વર્ષની હતી. ઇ. સ. ૧૮૧૨ માં કલકત્તા તરફ ચુનાકલી ગામમાં એક બ્રાહ્મણ મરણ પામ્યો, જેને ૨૫ સ્ત્રીઓ હતી. આ પચીસ પૈકી ૧૩ તો ત્હેની હયાતિમાં જ મરણ પામી હતી, પરન્તુ તેના મરણ પ્રસંગે બાકી રહેલી ૧૨ બાયડીઓ ૩૦ નિરાધાર રડતાં ટળવળતાં બાળકોને પડતાં મૂકી ધણીની પાછળ સતી થવાના ધખારાને લીધે ચિતા ઉપર ફરજિયાત સળગી રહી હતો. તેમનાં નિરાધાર બાળકો ટગર ટગર પોતાની માતાઓને જોઈ રહ્યાં હતાં, અને મુસળધાર આંસુઓ પાડતાં તેઓ સાવજ જેવાં ઉભાં હતાં ! આવા માઠા બનાવો બનતા જે સરકારે અટકાવ્યા તે જ સરકાર ઉપર ઇશ્વરના આશીર્વાદો ઉતર્યા છે; બીજી નિર્દય સરકારો ઉપર પ્રભુના આશિષો કેમ જ ઉતરે ! સીરામપુરથી ૩ માઇલ દૂર આવેલાં સૌકાચુરા ગામે ૧૮ વિધવા મૂકીને એક બ્રાહ્મણ મરણ પામ્યો. તેની ચિતા ૧૨ વાર જેટલી લંબાઇની બનાવવામાં આવી, અને તેની ૪૦ સ્ત્રીઓમાંથી મરતાં બાકી રહેલી ૧૮ સ્ત્રીઓ ૪૦ કરતાં વધારે બચ્ચાંઓને ધ્રુજતાં અને કલ્પાન્ત

કરતાં પડતાં મૂકીને ધણીની સાથે અગ્નિથી બિછાવેલી એકકી પથારીએ બળી મૂઈ હતી. આ કૃત્ય લોકાચારને લઇને ફરજિયાત નહીં ને મરજિયાત પણ છોડાવીને હિંદુ કાયદા શાસ્ત્રમાં પ્રથમ તો એટલી જ આજ્ઞા આપવામાં આવી કે, "એક માતાએ પોતાનાં બાળકના સંરક્ષણને સારૂ કદી પણ ચિતા ઉપર પોઢવું નહીં." ઇ. સ. ૧૮૧૭ માં પાર્લામેન્ટને થએલા રિપોર્ટમાં એવું પણ પ્રતિપાદન કરવામાં આવ્યું હતું કે; સુસુમોટ રામોસા નામની ૮૦ વર્ષની એક ડોસીનો ધણી ૧૫ વર્ષથી દેશ બહાર જતો રહેલો હોવાથી, તે મરણ પામવો જ જોઇએ એમ માની લઇને, આ ડોસી સતી થવા નિકળી. સતી થતી વેળાએ પોતાના ધણીનો હાથ તો પકડવો જ પડે, એટલા માટે ધણીની ગેરહાજરીમાં તે ધણીની કોઇ વસ્તુ હાથમાં લઇને આ ડોસી જીવતી બળી મૂઈ હતી. હિંદુ વિધવા ઉપર પાછળથી પડતી વિપત્તિઓ અનુભવીને લોકો સતીના રિવાજને ધાર્મિક શ્રદ્ધા તરીકે માન્ય રાખવામાં પણ ડહાપણ સમજતાં, અને પાછળ આવતાં મહા કષ્ટોમાંથી મુક્ત થયાથી આનંદ પામતાં.

વિધવાવસ્થાનાં દુઃખો કેવાં કપરાં હોય છે તે તો એક હિન્દુ વિધવા જ જાણે છે. હું જો કાયદા-ઘડનારો હોત તો વિધવાઓની સેવા બજાવવાનું ફરજિયાત ઠરાવવાને ન ચુકત. હું જો ધર્માધિકારી હોત તો એક વિધવા દ્રષ્ટિગોચર થતાં જ ત્હેને પવિત્ર સાધ્વી લેખે સાષ્ટાંગ નમસ્કાર કરવાની આજ્ઞા કરત. જોકે વિધવા એ એક સાધ્વી જ છે, તોપણ જો દુઃખનું સ્વરૂપ જોવું હોય તો એક હિન્દુ વિધવાને જ જોવી. ત્હેની મુદ્રા અને ત્હેનો અવતાર જ કહી દેશે કે, ૯૯૯ દુઃખોનો તેમાં કોઠાર ભરેલો છે. મહાત્માજી કહે તેમ હિંદુ વિધવા તો દુઃખોની પ્રતિમા છે. તેણે જ સંસારના દુઃખોનો બોજો વ્હોરી લીધેલો છે. તેણે દુઃખને સુખ કરી મેલ્યું છે. દુઃખને ધર્મ કરી મુકયો છે. શણગાર માત્રનો ત્યાગ; તંબોળનો ત્યાગ; પકવાનોનો ત્યાગ; માંસ મતાસયનો ત્યાગ; તેને તો કેવળ ધણીનું જ ધ્યાન; કેવળ પરમાત્માનું જ ધ્યાન. ત્યારે આવી દુઃખની મૂર્તિની વ્હારે ધાનાર પુન્યશાળી અને ભાગ્યશાળી કેમ ન થાય? વિધવા તો એટલું જ સમજીને મનને વાળે છે, કે દિવસને ઘર રાત પરોણી છે. સૂર્યને ત્યાં રજની મુસાફર છે. સવાર પડતાં તો દુઃખની રાત તે સુખનો દિવસ થશે. સુખને ત્યાં દુઃખ કયાં સુધી પરોણું રહેશે? પઇની પેરે ઘરમાં વસી, શોકે ન રોઇ ન હર્ષે હસી. પૃથ્વી ભલેને બળીને ભભુકાથી જળે, તેમાં આકાશને શું લેવા ને દેવા! આકાશ છે જ કયાં કે તેને અગ્નિની ઝાળ લાગે! વિધવામાંથી "હું" જતું રહ્યું, એટલે પછી ત્હેને દુઃખ સુખ સૌ સરખાં જ છે. જેણી મહાસાગરમાં જ ડૂબી ગઈ ત્હેનો બોલવાનો કે સાંભળવાનો સંભવ ગયો જ. એટલે જે વિધવા સર્વત્ર પરમાત્મા રૂપી સૃષ્ટિ સમજીને હવે તેમાં જ બુડી ગઇ હોય તે અબોલી મૂગી મૂર્તિને તો કાંઇ જ બોલવા કે સાંભળવાનું રહ્યું નથી. પરન્તુ જે અજ્ઞાન વિધવાઓ દુઃખના દરિયામાં જ ડૂબી રહી છે, તેમને ઉગારનારાંને જ ધન્ય છે. વિધવાને દિલાસો દેનારાંને જ પ્રભુ ચ્હાયે છે. માટે જો મનુષ્યથી કોઇની પણ કાંઇ સેવા કે બરદાસ્ત રખાતી હોય તો એક વિધવાની રાખવી. એ સેવાનું પુન્ય ભારે છે. આ સુત્ર ધ્યાનમાં રાખીને પ્રભુ પ્રેરણાથી પ્રેરાઇને જ આ પુસ્તક તૈયાર કર્યું છે, એટલા માટે હું પરમેશ્વરનો મ્હોટો પાડ માનું છું. "વિધવા દુઃખ નિવારણ" માત્ર વિધવાએ જ વાંચવાનું નથી, **પરંતુ સધવા સુવાસણો અને પુરૂષોએ પણ જરૂર વાંચવાની હું ભલામણ કરૂં છું.**

## કલમ પોષી.

આ પુસ્તક પ્રથમ "હિંદી ગ્રારીક" માં છપાયું ત્યારે સુવાસણીઓએ તે સુગીને વાંચ્યું જ નહીં. પરન્તુ જે સધવાને પ્રભુ થોડા વખત પછી વિધવા કરવાનો હતો, એવી કેટલીક સ્ત્રીઓને પ્રભુ પ્રેરણા થવાથી તેમણે વાંચવાનું મન કર્યું, જેથી કારમા દિવસો માટે તેણીઓ આગમચથી તૈયાર રહી, અને તેમને જ વિધવાપણાના દુઃખોનો ભાર ઓછો લાગ્યો.

આ પુસ્તકને પોતાની પેટ્રોનેજ આપી પ્રગટ કરાવવા માટે અસીલ, લોકપ્રિય, અને ફિરેસ્તા સ્વરૂપ ડૉ૦ જાલ વકીલનાં વિધવા ધણીઆણી, બ્હેનશ્રી જરબાનુ જાલ વકીલે ઉત્તેજન દીધાથી આ પુસ્તકની ઓછી કિમ્મત રાખી શકાઇ છે, જેથી ગરીબ વિધવાઓને પણ ખરીદ કરવાનું ફાવી શકશે. આ ઉત્તેજન માટે બ્હેનશ્રી જરબાનુનો મ્હોટો ઉપકાર માનું છું. આ કામ માટે આંગળિયો ધર્મ લેનારાં મ્હારાં સાહિત્ય ઉત્તેજક બ્હેનજી ભીખાઇજી રૂશમજી મહેતાનો પણ મ્હારાથી ઉપકાર ભૂલી શકાતો નથી. વળી મ્હારા પુસ્તકો પ્રગટ કરવામાં મ્હારા પ્રિય ભાઇશ્રી રૂશતમજી બેજનજી રાનજીનો મ્હારા ઉપર ચાલુ ઉપકાર ચઢે છે. તેમજ મ્હારા ખેરખાહ મિત્ર દીનશાહ મહેરવાન ઇરાનીનો અને બ્હેનજી બાઇઆઇ. લી. પાલમકોટનો પણ એવાં જ ઉત્તેજન માટે આભાર માનું છું.

છેવટે, મ્હારાં કમીના પુસ્તકો માટે વખતો વખત ઉચ્ચ શબ્દો લખી મ્હને સાહિત્યની શોખ–સેવામાં ઉત્તેજન આપનારા સાક્ષરશ્રી વડોદરા રાજ્યના નાયબ દિવાન સાહેબ મહેરબાન રાવ બહાદુર ગોવિંદભાઇ હાથીભાઈ દેશાઇજિનો હું અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

નવસારી.
તા. ૪ જુલાઇ ૧૯૨૫

સેવક,
**શી૦ મ૦ દેશાઇ.**



# વિધવા દુઃખ નિવારણ.

## ૧ લું દુઃખ નિવારણ.

### ઉદાસી ન થા,-માથે શ્રી ભગવાન.

"In the Hebrew tongue, the word for a widow signifies TO BIND and TO BE SILENT,—intimating, so to speak, that their hands are tied, and that they must needs suffer much injustice, and yet hold their peace."—SCRIVER.



વિધવાનો અર્થ એટલો જ થાય છે, કે ધણીથી છુટાં પડવું. **વિ**=છુતાં પડવું. **ધવ**=પોતાના ધણીથી. હિબ્રુમાં વિધવાનો એવો અર્થ થાય છે કે, બાંધવું અને શાંતિથી છાનું રહેવું. અર્થાત; વિધવાના હાથ બંધાયલા રહે છે, અને તેમણે ફરજીયાત અન્યાય તથા ગેરઇનસાફ સહન કરવાનો છે; અને તેમ છતાં તેઓએ શાંતિ રાખવી જોઇએ. હું આજે વિધવાઓનાં મંડળમાં ઉભો છું. દુઃખ શબ્દ શેતાનનો ઘડેલો છે, એ જો જોવું હોય તો એક વિધવાને જઇને મળો. જેણીએ પોતાનું શીરછત્ર ગુમાવ્યું છે, જેણી છાંયડામાંથી નિકળીને તડકે જઇ પડી છે તેને જૂઓ.

**વિધવા દીકરીઃ**—"અરેરે ! માથેનું છત્ર ઉડી ગયાથી તડકે જ પડી રહી, હોત તો ઠીક; પરન્તુ એક ગમથી કૂતરૂં કરડે છે ને બીજી ગમથી ખાસડાંનો માર પડે છે, તે અવર્ણ્ન્ય દુઃખો કોને કહીએ ? હવે કેમ જીવાય ? ધણી ચાલ્યા ગયા પછી જીવવામાં લાભ શો ?

હે દીકરી ! તેં સુખના દહાડા પંણ દીઠા છે, અને હવે દુઃખના દહાડાને પણ ત્હારેજ જોવાના છે. મોટાં મોટાં સંકટો વખ્તે જ તું ત્હારા પરમેશ્વરની હવે સેવા કરી શકીશ. ન્હાનો ધણી ઉઠી ગયો પણ હવે મોટો સાહેબ ધણી ત્હારે માથે વાંસે છે એ ત્હને મોટો સધિયારો છે. મનુષ્ય અવતારના છેવટના દહાડા જ ઇશ્વરને યાદ કરવાને સરજાયલા છે. વિધવાપણાની વેદનાઓ જ ત્હારી ઉચ્ચ લાયકાતોને પ્રકાશિત કરશે. ધીર ધર. વિધવાપણાની સ્થિતિ જ ત્હારામાં છુપાયલા સદ્‌ગુણોને હવે બહાર લાવશે. ત્હારો સંસાર ચલાવવાનો ઉત્સાહ ને ઉમંગ ચાલુ રાખી હિમ્મત પકડ. ત્હારી ઇંદ્રિયોના વેગમાં તણાતી હવે તું બંધ પડ, અને ત્હારી વાસનાઓને હવે

તું કબજામાં રાખતી થાય, તેને માટે ત્હને વૈધવ્ય પ્રાપ્ત થયું છે. ત્હારી સહનશીલતા અને શાન્તિ ટકાવી રાખજે. ત્હારી ગુંજાશ અને ત્હારાં સાધનોના પ્રમાણ પ્રમાણે હવે તું ઉદાર દિલની થઇશ. સ્ત્રી જાતિને પુરૂષ જાતિનો અનુભવ મેળવવાને જ રંડાપો સરજાયલો છે. હવે તું પરમાર્થમાં લાગી જા. હવેનું જીવન એવી રીતે ગાળજે, કે મરતી વખ્તે ત્હારા જીવને દિલગીરી કે દુઃખ લાગે નહીં. એમ કરતે કરતે ત્હારા આત્માની ઉન્નતિ વ્હેલી વ્હેલી થશે. મનુષ્યમાં ઉન્નતિ તો એકલી આત્માની જ ઉન્નતિ છે; એ સિવાય ધન દોલતની કે સંસારની ઉન્નતિ નકામી છે. સંસારમાં કદાપિ હવે ત્હારો દરજ્જો ઉતરી ગયો હશે, તોપણ ત્હારી આત્મિક વૃધ્ધિમાં હવે જ તું ઉંચે દરજ્જે ચઢીશ. જે સ્ત્રી ભર ચિતળ પહેરેલી દોખમે ચઢે છે કે ચિતા ઉપર પોઢે છે, તેને ભાગ્યશાળી ગણવાનો જો કે આપણામાં ચાલ પડેલો છે, તોપણ વિધવા અવસ્થા ભોગવીને, રંડાપાના રગડા ઉઠાવીને, છત્ર વગરનાં દુઃખો સહન કરીને જે રંડાએલી પ્રભુ પ્રત્યે પ્રાણ અર્પણ કરે છે, તેને તો હું વધારેમાં વધારે ભાગ્યશાળી લેખું; કેમકે તેણી **ધણિયાણી** મટીને **ધણી** થઇને, ધણીપણાના અનુભવો લઇને જ મરે છે; એટલે પુરૂષના અનુભવો મેળવવા તેણીને જન્મો જન્મ ધારણ કરવા મટી જાય છે.

**प्रत्येय सुख दुःख चक्रम निशांन्दणां परा वर्तते ।**
**दुःखेसन्नि हिते सुखे च विगते चित त्रश क्रिश्यते ॥**
**नस्युश्चेत्सुहृदो विशाल मन सस्त स्मिन्प्रसङे तदा ।**
**दधा दाश्वसनं सहायम थवा तस्मै निरा शायक ॥**

દરેક આદમીના ઉપર સુખ દુઃખનું ચક્કર તો હમેશાં ફર્યાં જ કરે. સુખની પાછળ દુઃખ અને દુઃખની પછવાડે સુખ તો લાગેલું જ છે. પુણ્યનો હિસ્સો જ્યારે પૂરો થાય ત્યારે સુખનો જોગ પણ પૂરો થાય, અને દળિદ્રતા, દુઃખ તથા વિપત્તિ પણ એની મેળે જ આવીને ઉભાં રહે. આવા પ્રસંગે માણસને અકળામણ તો લાગે જ. આવા પ્રસંગે જ આપણી બેનપણીઓ, સખીઓ અને સહી મિત્તિઓની જરૂર જણાય છે. જો શાણી સખીઓ સુખના વખતે સંઘરી રાખી ન હોય તો દિલાસો કે આશ્વાસન આપનારૂં કોઈ મળતું નથી. સંકટ સમયે, રંડાપા પ્રસંગે ઘરનાં તો ઘણીવાર શત્રુ થઇ બેસે છે, અને બેનપણીઓ જ કામ આવે છે. આવી ગુણ–જાણું અને દુઃખ–જાણું સહીઓ આગળ પેટ ખોલીને ત્હારાં સંસારી દુઃખો ખુલ્લાં કરી દે. સુખમાં ટેવાયલી હોવાથી દુઃખ તો ત્હને કાળા કાળા પહાડ જેવું બિયાબાન જંગલ લાગે છે, પરંતુ દુઃખની કસોટી ઉપર ચઢયા સિવાય ત્હને આત્માનો અનુભવ થવાનો નથી. **સોલોમન** જેવો ડાહ્યો પુરૂષ સુખમાં જ રહેવાનું વધારે પસંદ કરતો હોવાથી તેને આત્મિક જ્ઞાન નો'તુ થયું. પોતાના જાતભાઇઓમાં **રેવીસફિયર** વખણાયો નહીં, કાંકે દેશની સેવા અને પ્રજાની સ્વતંત્રતા કરતાં તેણે પોતાની જ સગવડ અને સ્વતંત્રતા તરફ જોયા કીધું. **ઓવિલડે** કોઇનોએ પ્રેમ જીત્યો નહીં, કેમકે બીજાંનાં દુઃખની તેને પરવા ન હતી, પણ માત્ર પોતાની જ અગત્યતા વધે

અને પોતે દુઃખી ન થાય એટલું જ તેણે તપાસ્યા કીધું. એ બધાએ દુઃખના સંમેળન વિના આત્મિક વૃધ્ધિ નો'તી કીધી.

હે દીકરી! તું કાળી સાડી પહેરીને શોકમાં ને શોકમાં રહે, તો ત્હારાં બચ્ચાં હેબતાઇ જશે. તું વૈત્રાંનાં વિસરામણમાં ત્હારૂં દુઃખ કયાં કેડું કર. ઘણો ઘણો તો ત્હારે ત્રણ દહાડા શોક પાળવો જોઇએ. આપણામાં ઉઠમણું કરવાનો રિવાજ એ જ ધોરણ ઉપર રચાયલો છે કે; "ગમ તથા શોકમાંથી **ઉઠી જવાનો દિવસ,"** તેને ઉઠમણું કહેવામાં આવ્યું. દહાડા જતાં તું આ દુઃખને પણ બંધબેસતી થઈ જશે. ઉઠમણું બરખાસ્ત થતાંને વાર જ તુર્ત આપણાં ઘરડાંઓ ઝટ ઝટ પાથરણાં વાળી દે છે, તેનો હેતુ એ જ છે, કે ઘરનાં લોકો શોકમાંથી હવે ઉઠી ગયાં છે. થોડા વખતમાં તું ત્હારા ધણીની જૂદાઇથી પણ ટેવાઈ જઇને બોલશે કે:—

અય ફલક ! જો જો દીખાઈ દેખ લી;
વસ્લ ભી દેખા, જુદાઈ દેખ લી.

ઓ ફરતા આશમાન! તેં મ્હને જે જે સુખ દુઃખ દેખાડયાં તે તે મેં જોઈ લીધાં. વ્હાલાંનો મેલાપ અને પાછી તેની જૂદાઇ એ સઘળું મેં હવે જોઇ લીધું. **ઓસ્યરસે** મરતી વેળાએ પોતાની હવે રંડાતી સ્ત્રીને કહ્યું હતું કે, "હવે **ગંભીર થઇ જાવ."** શોકમાં રહેવાની ત્હારી મરજી નહીં હશે દીકરી, તો બીજા કોઇની મગદૂર નથી કે ત્હારી શાંતિમાં ખલલ પહોંચાડી શકે. ત્હારા શોકને વધારનારો ત્હારા સિવાય બીજો કોઈ ત્હારો શત્રુ નથી. તું જ્યારે ત્હારી જીંદગીના નિયમોનો ભંગ કરીશ ત્યારે જ ત્હારા ઉપર દુઃખો દોડી આવશે. તું કહેશે કે, પાસેની પડોસણ **પીરોજા** પાકજાદ છે, સદાચરણી છે, છતાં રંડાપાનાં દુઃખ ઉપરાંત બીજાં નહીં ઉતાં દુઃખો ખુદા તેના ઉપર કાં પાડે છે? તતું જાણવું એજ છે કે, તેણી રાત ને દહાડો પોતાના મનના ભલા નિયમોનો ભંગ કરીને માઠા જ વિચારો કર્યા કરે છે. ચિંતાતુર મન, અને ગમગીન વિચારો જ દુઃખોને જન્મ આપે છે. માટે, "હવે તો રંડાપો લાગ્યો!" એવું ભાન કરીને જેમ જેમ તું આકુળ વ્યાકુળ ઓછી કરશે તેમ તેમ ત્હારી પાસે દુઃખોનું આવવું પણ બંધ પડશે. જન્મે તે મરે. પરણે તે રંડાય. ચઢશે તે ઉતરશે જ. પૃથ્વી પર દર રોજ દર મિનિટે ૬૯ માણસો મરે છે, અને દર મિનિટે ૭૨ માણસો જન્મે છે. જન્મ મરણનો એક મિનિટનો તફાવત બિસાદ વગરનો લાગે છે, પણ વરસે દહાડે મરણ કરતાં જન્મની સંખ્યા ૧૨,૦૦,૦૦૦ જેટલી વધી પડે છે. એટલે મરતાં પણ ભલાં ને જન્મતાં પણ ભલાં. આવું ચક્ર આખી દુનિયાં ઉપર ફરે છે, નવાઇનું ત્હારે એકલીને ખાતર જ એવું ચક્ર ફરતું નથી; માટે એકલી અટુલી એકાંતવાસમાં પડી રહેવાની ત્હારે જરૂર નથી. **બર્ટનની** "એનેટમી ઑફ મેલંકલી" માં વિધવાઓને અનુસરતું એટલુંજ મંત્ર કહ્યું છે કે; Give not way to solitariness and idleness. Be not solitary, be not idle. વિધવા **સ્થિતિમાં** એકાંતવાસ અને અયાસીપણાને કદિએ શરણ થતી ના. દુઃખના પ્રસંગે કદિ પણ

એકલાં ને આળસુ બેસી રહેવું નહીં. નવે દહાડે નવું નવું નિકળ્યા જ કરવાનું છે. આ સંસાર પ્રેમરૂપ, તેમજ માયાનાં પલ્લવો નિત ઉઠીને ખિલવ્યા કરનારૂં વૃક્ષ છે. તું ગમે એટલી કોશીશો કરીશ, પરન્તુ સંસારનાં બીજ અને પલ્લવો નવે દહાડે નવાં નવાં ફુટયાં ને ખિલ્યાં જ કરવાનાં. જેમ ઘંટીનો નીચલો પથ્થર, જે એકલો અચાસી પડી રહે છે, અને જરાએ હાલતો કે ખસતો નથી, તેને લીધે તે ઉપલા, હમેશાં ફર્યાં કરનારા ભારે પથ્થરનો બધો બોજો સહન કર્યો જ જાય છે; તેમજ આળસુ પડી રહેનારાનું છે. **નવસારી**માં બેહદીન બેહરામ જીથરાની ધણીઆણી, જેણીનું હજી પણ જાહેર નામ-ગ્રહણમાં નામ લેવાય છે, તે **માલણબાઈ** નામની એક પારસણ જ્યારે વિધવા થઇ ત્યારે તેણીએ, પોતાના ધણીની હયાતિમાં જેટલું વૈંતું કરતી હતી, તેના કરતાં પણ વધારે વૈંતું રંડાયા પછી કરવા માંડયું હતું, અને રેંટિયો કાંતી કાંતીને ભેગી કરેલી દોલતમાંથી પોતાના કબીલાનું પોષણ કીધું તો કીધું, પણ વળી **નવસારી**ની વડી દરેહમેહેરમાં પોતાના ઘરની પાસેની જમીન ધર્માદા આપી કેટલાક હિંડોળા મુકાવ્યા હતા. એટલુંજ નહીં, પણ **નવસારી**માં ઇંટનું એક દોખમું પણ બંધાવી સવાબ હાંસલ કરવાને તે વિધવા બાઇ શક્તિવાન થઇ હતી. (ઇ. સ. **૧૫૩૧** પહેલાં.) હે દુઃખયારી! જે સ્થિતિ આવી પડી તે સંતોષ વગર સહેવાતી જ નથી; માટે તું કહે તે સંતોષના ફિરસ્તાને, કે હે **સંતોષ**! તું મ્હને ત્હારા સંતોષમાં જ સુખી ને તાલેવંત કર! ત્હારા સિવાય આ સંસારમાં બીજી કોઇ પણ ન્યામત ચઢિયાતી નથી. સર્વથી ડાહ્યા **લુકમાન** હકીમ કે **ઇસપનો** ખજાનો સબુરી અને સંતોષથી જ ભરેલો દેખાતો હતો.

અઇ કનાઅત! તવાનગરમ ગરદાન;
કે વરાય તુ હીચ નેઆમત નીસ્ત.
ગન્જે સબર અખત્યારે **લુકમાનસ્ત;**
હરકેરા સબર નીસ્ત, હીકમત નીસ્ત.

એટલે જેનામાં સબુરી હોતી નથી તેનામાં હીકમત કે ડહાપણ કાંઇએ હોતું નથી. જેને તું રંડાપાનું દુઃખ સમજે છે, તે કાંઇ નિત્ય નુકશાનકારક હોતું નથી. આ નવું સંકટ ખાસુખા ત્હને સાવધ કરતું આવ્યું છે; એ સંકટ ત્હને ભવિષ્યનાં મહાન સંકટોમાંથી ઉગારનારૂં થઇ પડશે. સ્ત્રીને જો રંડાપાનું દુઃખ જાણવામાં ન હોત તો તેણી હમેશાં ગાફેલ ને નજરવશ રહેત; અને પોતાના દીકરા દીકરીઓ જોડે સલુકાઈથી વર્તવાને બદલે, ચાલતાં ચલણમાં તુંડાઇથી જ વર્તત. જાણે કે અજાણે આપણે કાંઇ નરસું નબળું કામ કરીએ છીએ, કે કાંઇ નહીં ને કાંઇ નવું સંકટ આપણી આગળ આવીને ઉભું જ રહે છે; જેથી આપણે સાવધ થઇ જઈ નેકીને રસ્તે લાગી જઇએ છીએ. તનનાં કે મનનાં દુઃખો આદમ જાત ઉપર ઉપકાર કરવા સારૂં જ આવે છે, એમ સમજીને, હે દીકરી! તું ધૈર્ય ધર, રડ નહીં.

# ૨ જું દુઃખ નિવારણ.





## વૈધવ્ય=જન્મો જન્મના પાપોનું પ્રાયશ્ચિત.

**જા**નકીબાઇઃ—"હે પંડિતજી ! હું જે દહાડેથી વિધવા થઇ છું તે દહાડેથી એક પણ કલાક રોવા સિવાય મેં કાઢયો નથી. હું કદરૂપી શ્યામવર્ણની છતાં મ્હારા ધણી મ્હારા ઉપર બહુ વહાલ રાખતા; ને કોઇનો તુંકારો પણ મ્હને સાંભળવા દેતા નો'તા. હું એકલી પડી હોત તો ઠીકજ હતું, પરંતુ આ ન્હાનો છોકરો તે શું સમજે, કે બાપાનો વેપાર શી રીતે ચલાવવો ! મરનાર તો બધું અધુરૂં મૂકીને ચાલ્યા ગયા; બધો ભાર હવે મ્હારે અબળા જાતિએ શી રીતે ઉપાડવો ? મ્હારા ધણીની જૂદાઇમાં હવે તો રડતાં રડતાં મ્હારો પણ પ્રાણ નિકળી જશે ને આંસુઓની નદીમાં જ મ્હારૂં મડદું પણ તણાઇ જશે ! આ અનાથ બાળકનું શું થશે ! હાય !"

હે **જાનકી** ! સમજુ થઇને તું પણ કેમ આમ કરે છે ! **મીનળદેવી** કાળી કદરૂપી હતી તોપણ તેના પતિ રાજા **કરણ** તો તેના ઉપર બહુ પ્રેમ રાખતો હતો. તે રાજા કહેતો હતો કે, તેણી રૂપાળી તો નથી, તોપણ તેનામાં ધૈર્ય અને સંતોષ જેવા રૂપાળા ગુણો ઘણા છે. તેણી બદસુરત હતી, પણ તેનેજ પેટે **સિદ્ધરાજ જયસિંગ** નામનો પ્રખ્યાત પુત્ર જન્મ્યો હતો. સુખ દુઃખના ચક્રમાં **મીનળદેવી** બહુ પિળાઇ હતી; કેમકે દીકરો ૧૦ વર્ષની વયનો થતાંમાં તો તેણી રંડાઈ હતી. એક તો રાજપતિ મરણ પામ્યો, અને દીકરો મોટો થતાં સૂધી, સંસારની જંજાળો ઉપરાંત રાજ્ય ચલાવવાની ઝુંસરી પણ માથે પડી; તે પણ તેણીએ ધીરજથી ઉપાડી; અને આખા રાજ્યમાં દીકરાને સાથે લઇને રઝળી. પણ આપણે જાણ્યે છીએ કે પથ્થરમાંથી જ હીરા નિકળે છે; અને કાળી કાળી નાગણની ફેણમાંથી જ પારસમણિ પેદા થાય છે. કાળી કરૂપી સ્ત્રીઓએ તો ચળકતા હીરા જેવા પુત્રોને જન્મ આપ્યો છે. અચ્છી સુરત કયા કરે હમ, અચ્છી ખસ્લત ચાહીએ. રંડાયલી હાલતમાં પણ શાન્તિની જ વાતો કરવી. ઘર સંસારમાં અશાન્તિ, કલેશ, કે કુસંપ જાગે ત્યારે પણ વિધવાએ તો શાન્તિ તજવી નહીં જ. કજયા કંકાસને હાંકી કાઢવા માટે શાન્તિ એ જ બળવાન હથિયાર છે. આફત વખતે જ સ્ત્રી જાતિની વફાદારી અને હિમ્મત દુઃખી પુરૂષોનો આધાર છે. આફત સામટી આવી પડી ત્યારે જ **કેઠેરાઈન ડગલાસ** જેવી સ્ત્રીએ **સ્કોટલંડ**ના રાજા **જેમ્સ** બીજાનો મહેલ બચાવી લીધો, અને તેનો પ્રાણ બચાવવા સારૂ પોતાના હાથોનો ઉપયોગ લોખંડના શળિયા તરીકે કીધો હતો ! પોતાનો ધણી મરતાં, ઘરમાં જરાક કલેશ કંકાશ કે **કુસંપ** કજયાથી અશાન્તિનું

કારણ ઉભું થતાં જ જે સ્ત્રીઓ તે વીશે ઘરેઘર ફરીને બળાપાની વાતો કરવા માંડે છે, તેમને પાછળથી સમજાઇ જાય છે, કે તે કજ્યો હરરોજ પોતાનાં મૂળિયાં ઉંડાં ને ઉંડા જ જડ ઘાલતો જાય છે. એવા પ્રસંગે ઓરતની તદબીર અને હિમ્મત ઘણી કામ લાગે છે. **ચાર્લોટી ડી લા ટ્રેમોઇલી** જેવી વિધવાએ **લેથમ હાઉસનો** બહાદુરીથી બચાવ કીધો હતો; અને તે વેળાએ પોતાના રંડાપાનું દુઃખ કયાં કેડું કરી દીધું હતું. જ્યારે એક વિધવા કલેશનો જ વિચાર કર્યા કરે છે ત્યારે તેના અંતઃકરણમાં કીના, કપટ અને કંકાશ જ વ્યાપી રહે છે; પણ જ્યારે તે શાન્તિના વિચારો કરવા માંડે છે ત્યારે તેને પેટે ટાઢક વળે છે, અને હૃદયમાં શાન્તિ જ ફેલાઇ રહે છે. મહાન **ફ્રેન્કલીન** પોતાની દરિયાપારની જ નહીં, પણ દુનિયા બહારની શોધખોળ કરવા માટેની મુશકેલીઓમાં જ્યારે આવી પડયો હતો, ત્યારે વિધવા માતા **ફ્રેન્કલીને** બાર બાર વરસ વેર મુશીબતો ને વિપત્તિઓ વેઠીને, દીકરાનું ભવિષ્ય ઘડવાને બહાદુરીથી કેવી કમ્મર કસી હતી તેનો વિચાર કરો બેન! હે **જાનકી**, મ્હારૂં કહ્યું ત્હારા દિલમાં ઉતરે છે કે નહીં બેન?

"હાય! દુનિયામેં કોઇ મુજસા દીલ અફગાર નહીં;
બે કસી કે સીવા ઔર કોઇ મદદગાર નહીં.
પૂછતે હો કયા યેહ મેરા હાલ તુમ અય દીલકે સહીદ?
હોતી હાલત યેહ મેરી કયા તુમ્હે ઇજહાર નહીં.
યા એલાહી! મેરે માનીન્દ જેહાંમેં હરગીઝ;
દામે યે બલામેં હો કોઇ ગીરફતાર નહી!"

ધણીના અભાવે **સારાહ માર્ટીને** અનેક દુઃખો વેઠીને, બંદીખાંનામાં વટીક દાખલ થઇને, દુઃખી કેદીઓનાં સંકટો ટાળી, મંડળીના કાયદા પ્રમાણે નીતિ રીતિથી ચાલવાને દુઃખી લોકોને દિલાસા દઈ દઈને એવાં તો સુંદર વળણ ઉપર મૂકવામાં રોકાઈ ગઈ હતી, કે તેને જીંદગી ભર ધણીના છત્રની પણ જરૂર જણાઇ ન હતી. વિધવાને તો સબુરી એજ મોટો સાથી છે. Patience is the finest and the worthiest part of fortitude, and rarest too. આદમીનાં ઘણાંખરાં બધાં દુઃખ સુખ કલ્પનાથી જ વધેલાં હોય છે. આદમીનાં ચાલુ રોકાણો કરતાં દુઃખ સુખનું પ્રમાણ તો કમી જ છે. જેમ ચંદ્રમાના અમૃતરસ કિરણો સઘળાં ઓસડો ઉપર સમાન અમૃત વરસાવે છે, પરન્તુ ઓસડોના ગુણ કે સ્વાદ તો જૂદા જૂદા સ્વભાવને લીધે જૂદી જૂદી વૃદ્ધિ પામે છે; તેમ સઘળાં જગત્ ઉપર પરમેશ્વરની કૃપાદ્રષ્ટિ તો એક સરખી જ હોય છે, પરંતુ પોત પોતાના સ્વભાવે કરીને તે માલીકની મહેરબાંની જૂદાં જૂદાં આદમીને જૂદી જૂદી જણાય છે. **કમળ** પોતાના **ધણી સૂર્યને** દેખીને આનંદમાં રહે છે; અને સૂર્ય અસ્ત થતાં જ કુમળાઇ કરમાઇ જાય છે, તો જો કે **ધણી સૂર્યને** તો તેના પ્રેમની ઝાઝી દરકાર પણ હોતી નથી, તોપણ કમળની વફા-

દારીમાં જરાએ ખત્રો પડતો નથી. જેવો **સૂર્ય** ધણી પાછો જીવતો જણાય છે, તેવો જ કમળ પ્રફુલ્લિત **થાય છે. પતંગિયું** પોતાના ધણી **દીપકને** દેખીને પોતાનો પ્રાણ પણ **અર્પણ** કરવા તૈયાર થાય છે, અને દીવો હોલાઈ જતાંમાં જ તે પોતાનો દેહ પણ નાંખી દે છે, તથાપિ દીવો પાછો સળગે છે, કે તે પતંગ તૂર્ત ટટાર થઈ જાય **છે**; તો જો કે ધણી **દીપકને** તો તે પતંગના પ્યારની તમા કે તથા હોતી **પણ નથી.** વરસાદ એ **ચાતક** પક્ષીનો પતિ કહેવાય છે. મેઘ વરસતો જોઇને તેને બેહદ હર્ષ થાય છે; અને મેઘ વિના તે સુકાઇ જાય છે; પણ જેવો મેઘ પાછો આવે છે કે તૂર્તજ પાછું સજીવન થઇ તે **ચાતક** નાચવા કૂદવા માંડે છે, તો જો કે **મેઘને તેનાં** વ્હાલની કશીએ કાંક્ષા હોતી નથી; તેમજ પુરૂષ પોતાની પ્રિયા ઉપર પ્રેમ રાખો વા ન રાખો, તે વીશે તેની સ્ત્રીને લગારે કાંક્ષા હોતી નથી. ગમે એવો પણ ધણી જીવતો રહે, એ જ દરેક સ્ત્રીને મનથી આશિર્વાદ હોય છે; વિધવા થવાનું પસંદ હોતું નથી. આમ છતાં રંડાપો ભોગવવાનો વખત આવવે, નહીં તેવી માઠી કલ્પનાઓ કરીને વિધવાઓ પોતાનાં દુઃખો જાણી જોઇને વધારે છે. ધણી ગયા તો દીકરાને ધણી તોલના ઉપમાનથી ચ્હાતાં શિખવું, ને તેની ઉપર આશા બાંધવાથી રંડાપા રૂપી કડવા કટોરામાં મિઠાસ આવી જશે. જે પ્રમાણે ચેપી રોગ એક ઘરમાં બોલ બોલતાંમાં પંથરાઇ જાય છે, તે જ રીતે આશાનો ચેપ આખા કુટુંબમાં ફેલાઇ જાય છે, અને આસપાસનાં હિંમતાઈ ગએલાં શોકાતુર, નિરાશ અને નાઉમેદ થએલાં સઘળાં વ્હાલાંઓમાં નવી ઉમેદ આવી જાય છે. દુઃખના નઠારા પ્રસંગો પર આશાનો ઝરો દરેક દુઃખીના અંતઃકરણમાં વહેતો થવો જ જોઈએ.

## ૩ જું દુઃખ નિવારણ.




**દુઃખ જેવો ગુરૂએ નહીં, ને વિધવા જેવી સેવકી પણ નહીં.**

**ખમાણી:**—"હે પંડિતજી! આપ તો અમ વિધવાઓનાં ઝુંડમાં ઉભા રહી દિલાસો આપવા માંગો છો, પરન્તુ પેટે પ્રભુએ એકાદ પૂત્ર પણ આપ્યો નથી, તો હું અભાગણિને પૂત્ર પર પણ આશા રાખી જીવવાનું કયાંથી મળે? શું કોઈના છોકરાને ઉંચકી આણું? ધણીની જૂદાઇથી દર રાતે ને દર દિસ ઉગે મ્હારાં દિલ ઉપર એવી તો ભયાનક અસર થઈ રહી છે, કે રોજીંદા નવા નવા જખમ અને તાજા તાજા ઘાને આમ તે કાંઇ રૂઝ આવે વારૂં? હવે તો હું વ્હેલી મરૂં તો જ સારૂં!"

ના, બેન ના; આમ દીકરા વગરની વિધવાએ સંતાપ કરવાની જરૂર નથી. બેન! અકુદ્રતી સુખ ઠગારૂં છે. કૃત્રિમ રીતે બાંધેલી આશાનો પડદો જ્યારે ઉચ-

કાઈ જાય છે ત્યારે ઉલટું દુઃખ વધે છે. રાજા **જેમ્સ** બીજાની રાણી **મેરી** ડી **એસ્ટેનાં** બધાં જ છોકરાં મૂએલાં જન્મતાં હતાં. રખેને રાજા મરી જાય, અને દીકરો જો એક પણ જીવતો ન રહ્યો તો કમબખ્તી થશે; એવી ચિંતાને લીધે છેલ્લાં મૂએલાં જન્મેલાં છોકરાંને બદલે, કોઇ ગરીબ બાઇએ તુર્તનાં જણેલાં બાળકને ઠસાવી દેવામાં આવ્યું. રાજા રાણી બન્ને ખુશાલીમાં આવી ગયાં હતાં; પરંતુ તેજ બાળક કફોડું નિવડયું, અને બન્નેનાં દુઃખનું કારણ થઈ પડયું હતું. તેણે રાજા રાણીને હેરાન હેરાન કર્યાં, અને છેવટે વિધવા રાણીને બોલવું પડયું કેઃ—"નહીં હોત તો એકજ નામ, કે પેટે ફરઝંદ નથી; પણ આ તો ઊલમાંથી નિકળી ચૂલમાં પડી. પ્રભુ જે આડું કરતો હતો તે સારાંને જ કાજે હતું, આમ સમજીને સબુરી રાખવાને બદલે કુદરતને ઠગવા જતાં હુંજ ઠગાઇ."

હમે નીકુઇહા કે ચશ્રદાં બુઅદ;
કસીરા કુજા બખ્ત ખન્દાં બુઅદ.

કોઇ ઇનશાનનું એકબાલ એટલે નસીબ ખીલવા પર આવે છે ત્યારે ખુદા પણ તેને સર્વ ભલાઇ ને નેકી જ સુઝાડે છે. પૃથ્વી પર એટલી વાત તો ઉલટી જ છે, કે જે દર્દનો ઉપાય છે જ નહીં, તે દર્દને માટે ઉપાય શોધી, આપણા કિસ્મતમાં લખ્યા કરતાં વધારે વખત વધારે સુખ ભોગવવાની ઇચ્છા કરવી. જે રોગ અસાધ્ય છે તે મોત જ છે. બીજી અક્કલથી ઊલટી વાત તો **મોતનો દિવસ આવી લાગે તે અગાઉ મરવા માગવું** એ જ છે. દૈવગતિ આગળ બીજી ગતિ હોય જ કેમ? ચૌદ ધોકા ખમી જાણનારને ચાર ધોકાની બિસાદ શી? પેટના પૂત્ર ઉપરની પ્રીત આગળ બીજી પ્રીતની ગણત્રિ જ શી? સત્યવાદી અને સતી સ્ત્રીની કીર્તિ આગળ બીજી કીર્તિનો હિસાબ જ શું? મોતના નક્કીપણા આગળ બીજું નક્કી હોય જ શું?

કજા દીગર ન શવદ ગર હજાર નાલે ઓ આહ;
બ શુક્રે યા બ શેકાયત બર આરદ અઝ દેહને;
ફરેસ્તએ કે વકીલ અસ્ત બર ખજાનાએ બાદ;
ચે ગમ ખુરદ કે બિ મીરદ ચરાગે બી વઝને?

આફતની ખમનારી કોઇ પણ દુઃખી ઓરત હજારો પોકારો અને હાય અફસોસ સાથની શૂક્રગુજારી પોતાની જુબાનથી ગમે એટલીએ બહાર કાં નહીં કાઢે, તોપણ પરમેશ્વરનો હુકમ પાછો ફરતો જ નથી. પવનના ખજાના ઉપર ફિરેસ્તાને મુકર્ર કરી તેની જોખમદારી ઉપર વાયુને જો કે સોંપેલો છે પ્રભુએ, તોપણ અંધારામાં બેઠેલી એક બુઢિયા વિધવાનો દીવો બુજાવી નાંખતાં તે ફિરેસ્તાને એટલીએ દયા નથી આવતી, કે અરે! આ જંગલમાં અંધારે પડેલી બુઢિયાના દીવાને હું કાં બુજાવી નાખું વારૂ!

# ૪ થું દુઃખ નિવારણ.

## જીવનનો શોખ રાખો.

"There are two ways of escaping from suffering; the one by rising above the causes of conflict, the other by sinking below them; for there is quiet in the soul whenever all its faculties are harmonized about any centre. The one is the religious method; the other is the vulgur worldly method."—BEECHER.



ઉમ્મરે પહોંચેલી સ્ત્રી વિધવા થવા પામે તેને જેટલું દુઃખ થતું નથી, એટલું જુવાન અવસ્થામાં રંડાવાનું દુઃખ દશ ગણું ભારે હોય છે. વળી એક બે દીકરા દીકરી પ્રાપ્ત થયા પછી રંડાપો આવે તે દુઃખ ખમેલું ખમી શકાય, પરંતુ પેટે કાંઇ પણ ફરઝંદ અવતર્યું ન હોય, કિંવા અવતરેલાં બચ્ચાં જીવવા પામ્યાં ન હોય, અને જો વૈધવ્ય પ્રાપ્ત થાય તો બેવડાં ચોવડાં દુઃખ કરે છે. વિધવા જેને આશરે પડેલી હોય તે જ જો શત્રુ થઇ લાગે તો તેનું દુઃખ કોને કહેવાય ? જે ચોકીદાર વિધવાનું રક્ષણ કરવા નિમાયલો હોય તે જ તેના ધણીનું લૂટી ખાય, તો વિધવા જીવશે જ કેમ ? રૈયત ઉપર રાજા જ રૂઠે, વિધવા ઉપર જો સસરો જં રૂઠે, અને રંડાયલી વહુની દુશમન જો તેની સાસુ જ થઇ લાગે તો તે બાપડીને બીજો આશરો કોનો મળે ? જેઠ કે દિયર જ જો વિધવા ઉપર તોહમતો મૂકશે તો તેની ફરિયાદ કોણ સાંભળશે ? વળી વિધવાનાં માતપિતા તેણીને તરછોડશે તો તેણીનાં પૂરાં પાપ સમજીને સહાય થવા કોણ આવશે ? પરમેશ્વર જ તેની લાજ રાખશે.

યાદ રાખો; જે મનુષ્યો એક લાચાર બેચાર વિધવાને દુઃખ ઉપર ડામ મૂકી, તેણીનાં થોડાંક બાકી રહેલાં સુખ ઉપર જો કાપ મૂકશે, તો તેના જીવને કદી પણ રાહત કે શાન્તિ મળનાર નથી. તે દુઃખનાં દેનારાં પોતાની બુરી નેમમાં અંતે પસ્તાશે જ. વિધવાના શ્રાપ જેવા બીજા શ્રાપ નથી. તે શ્રાપો ગુપ્તપણે સામેવાળાં નિર્દયનાં કાળજાં કોતરી ખાશે. અને જ્યારે તે પાપી અંતઃકરણનાં જુલમગારો પોતાનાં પાપોની ક્ષમા માગશે ત્યારે પ્રભુ તેમની તે ક્ષમા સ્વીકારનાર નથી. ખરૂં છે કે, એક વિધવાને માટે સબુરી અને સંતોષ પકડવાનું કામ બહુ કઠિન છે, અને દુર્જનોના પ્રસંગ પડતાં, તથા દુરાચરણીઓને બસ વશ પડતાં, પોતાના મનનું સમતોલપણું રાખી શકાતું નથી, તોયે દ્રઢ નિશ્ચયવાળી, પ્રભુના જ આશ્રય ઉપર બેઠેલી વિધવા માટે આ કામ કાંઇ નહીં બને એવું નથી. જે હવેલીમાં નિત રોજ કજીયા કુસંપ ચાલુ હોય, અને વગર વાંકે વિધવા વિષે શંકાઓ લેવાતી રહે, તે હવેલીમાં રહી પકવાનો ખાવા કરતાં સુલેહ શાન્તિવાળી ઝુંપડીમાં રહીને સુકો રોટલો ખાવો તે વિધવા માટે વધારે

આવકારદાયક થઈ પડે છે. પરન્તુ વિધવાઓ માટે સોનેરી શિખામણ એજ છે, કે તેણીએ પોતાના ઘર કાર્યમાં અને ઇશ્વર ભક્તિમાં હમેશાં રોકાયલાં રહેવાથી જ વૈધવ્ય વિસારે પડે છે. શ્રી કૃષ્ણ કહો કે શ્રી રામ કહો, એઓ કેવળ સોળે સોળ આના જો કે પરમેશ્વર સ્વરૂપ અવતારી પુરૂષો હતા, રાધાજી અને સીતાજી જોકે પૂર્ણ પવિત્ર હતાં, તોએ તેમના ઉપર પણ આળ આવ્યા સિવાય રહ્યાં ન હતાં; જેથી તેઓએ કર્મનો ત્યાગ નો'તો કીધો. વશિષ્ટ મૂનિ, યાજ્ઞવલ્કય, રાજા જનક, અનસુયા માતા, અને મૈનાવતિ કેવળ શુદ્ધ હતાં, અને ભેદભાવ વિનાનાં હતાં, છતાં પણ તેઓ ચાકરી કરીને ચોર થયાં છતાં, કર્તવ્ય કર્મનો કે ક્રિયા ધર્મનો તેમણે ત્યાગ નો'તા કર્યો. તેઓએ માત્ર ઇશ્વરનો જ ઓથ ધર્યો હતો.

"રાજી રજાએ યાર પે, હો જાં નિસારીએ;
જેસી કે ઉમ્ર ગુઝરે હય, વૈસી ગુજારીએ.
આતશકા કૌલ સુનીએ, ન ગમકો ઉભારીએ;
સર શમાસા કરાઇએ, પર દમ ન મારીએ;
મંઝીલ હઝાર સખ્ત હો, હિમ્મત ન હારીએ."

રમાબેનઃ—તરૂણ વયની ઉછળી રહેલી ઉર્મિઓને સમાવવાનું કામ એક યુવાન ઉર્મિલા વિધવા માટે કેટલું બધું વિકટ છે, તે પુરૂષો શું સમજે? સંસારનાં લોભાવનારાં આકર્ષણોની વચમાં રહીને પવિત્ર રહેવું એક રંડાયલી રમાબાઈ માટે કેવું કઠણ છે, તેની પંડિતોને કયાં ખબર હોય છે? મૂર્ખતા આગળ હિણપણાની ગણત્રિ જ શી? મોતના ઘાતની આગળ બીજી ઘાતનો હિસાબ જ કેવો? નરકનાં દુઃખની આગળ બીજાં દુઃખની બિસાદ શી? વિધવાની છાતીમાં જે અંતઃકરણ દુઃખના જ દહાડા દેખે છે, તેના જેવો ભયાનક શાક્ષી, અને તેના જેવો ભયંકર આળ મૂકનાર બીજો કોઈ નથી. અમો વિધવાઓના ભય અને ચિન્તાના ઘસારાથી એ અંતઃકરણ તો છોલાઈ ગયું છે, તેને તમે શું કરશો? દિલાસા તે કેટલાક દેશો? તાજો ઘા કદી સુકાવાનો નથી જ."

હે રમા! ધણી જીવતો હોય ત્યારે તરૂણીને કે વૃદ્ધને ધણી એ જ ઇશ્વર છે, પરંતુ ધણી ઉઠી ગયા પછી પ્રભુને ધણી કરવાનો વિધવાઓને મોટામાં મોટો લાભ મળે છે, તે તું કેમ વિસરી જાય છે? ભલે મા-બાપ તજી દે, ભલે સહી સિન્તીઓ નિવારી બેસે, ભલે સાસુ સસરાનો મન ઉતારો થાય, તોપણ એકલા એક પરમેશ્વર ઉપર જ જો તું ત્હારી યકીનદારી ને શ્રધ્ધા રાખીશ તો ત્હારો વાંકો બાલ થવાનો નથી. વિધવા શાહજાદી ટાઇગ્રેન્સને દુઃખ નહીં લાગવાનું કારણ, તેણીએ ઈશ્વરને ધણીની જગ્યાએ ગણ્યો એ જ હતું. ધણીની હયાતિમાં ધણી ઉપર જ હરણફાડ રહી; અને તેના ગયા પછી તેણી પરમેશ્વર ઉપર જ બેઠી હતી. જો કે કોઈ પણ સ્ત્રીને ખરૂં દુઃખ લાગવું જોઈએ તો તેણીને જ લાગવું હતું. કેમકે બાદશાહ સાઇરસે આરમિન્યાના રાજાને, તેના રાજપુત્ર ટાઇગ્રેન્સને, અને એ બન્નેની સ્ત્રીઓ તથા

બાળકોને કેદ પકડયાં, ત્યારે એઓની હદ બહાર આજીજી અને તાબેદારીને લીધે, ન ધારેલી રીતે **સાઈરસે** તેમની નમ્રતા જોઇને જ્યારે સઘળાંને છોડી મૂકયાં, ત્યારે પાછાં તેઓ પોતાને વતન આવતાં બરાબર જ, કોઈ **સાઇરસના** બળની સ્તુતિ કરવા લાગ્યું, કોઈ તેની જાતની, તો કોઇ તેની દયાવૃત્તિનાં વખાણ ગાવા લાગ્યાં. આ વેળાએ પોતાની પ્યારી મોહોરદારને મૂગી મંત્ર દેખી **ટાઇગ્રેન્સે** પૂછ્યુંઃ—"**સાઇરસ** વિષે તેં શું ધાર્યું ? તે એક ખરેખરો રૂપાળો અને શુદ્ધો માણસ છે. તેનો દેખાવ જ બાદશાહી છે; નહીં વારૂં ?" પાકદામન પત્નિએ કહ્યુંઃ—"એ તો ખરૂં હશે; પરન્તુ તે કેવી વર્તણુકનો માણસ છે તે હું જાણુતી નથી. મેં તો તે કાળો છે કે ધોળો છે એ કાંઇએ દીઠું નથી." "કેમ વારૂં ! આમ કેમ ?" ધણીએ પૂછ્યું; "ત્યારે આટલો વખત વેર ત્હારી નજર કયાં હતી ? ત્હારૂં ધ્યાન કયાં હતું ?" તેણી બોલીઃ— "મ્હારૂં ધ્યાન ધક અને નજર તો એકલી મ્હારા તેજ વ્હાલા તરફ હતાં, જેને મેં **સાઇરસને** કાકલુદીથી કહેતાં સાંભળ્યો હતો કે; મ્હારી પ્રિયાના છુટકારા માટે હું મ્હારી જીંદગીનો પણ ભોગ આપવા તૈયાર છું ! મ્હને મારી નાખ, ને તેણીને બચાવ !" શું આવા પતિથી પુજાયલી પુતળીને પતિ ગૂમાવ્યાનું દુઃખ ઓછું લાગ્યું હશે, કે વિધવાવસ્થામાં ઇશ્વર ઉપર જ પ્રેમ રાખવાને બધી વિધવાઓને તેણી કહેતી ગઇ ! **જો**બની માફક જ તેણી બોલી હતી કે; "હે પ્રભુ ! ગમે તો તું મ્હને **જાનથી** બેજાન કર, મગર હું તો ત્હારા ઉપર જ આધાર રાખી શ્રદ્ધાથી રહીશ !" **ભાગવત** પુરાણમાં શ્રી કૃષ્ણ આમ કહે છે કે; "જેઓ ઉપર મ્હારી અતિશય પ્રીતિ અને કૃપાદષ્ટિ છે, તેમના આ સંસારનાં સર્વ સુખો હું જ ખૂંચવી લઉં છું. તેમના સર્વ દુન્યાદારીના વૈભવો, આરામ કે વિશ્રામ સર્વ હું છિનવી લઉં છું, અને તેમાં જે ટકશે તે જ પ્રાણી મ્હારૂં વ્હાલું થઇ શકશે." વાદળી ચઢી આવે પણ વહેલી, અને ઉતરી પણ જાય વહેલી; માટે વિધવાપણાનું વાદળ પણ ક્ષણવારનું જ સમજીને જીવ ઠેરવીને રહેવું. તેને શું, એ દહાડા પણ વહી જશે.

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगत स्पृहः ।**
**वीतराग भय क्रोध स्थित धीर्मुनिरुच्यते ॥**

મોટાં દુઃખના સમયે પણ જેનું હૈયું હાય હાય કરતું નથી, સુખોના પ્રસંગે પણ કાંઈ ઈચ્છા હોતી નથી, અને જે દ્વેષ, ક્રોધ, તથા ભય વિના રહે છે, તેને જ સ્થિર બુદ્ધિવાળું મનુષ્ય કહેવું. "મ્હારે માથે હવે ઈશ્વર ધણી છે, અને તે જ મ્હારો નિભાવશ કરશે; પછી છોને જાનવરો મ્હારાં શરીરને કરડી ખાશે, પરંતુ જો હું મ્હારા આત્માને મ્હારા ધણી લેખે ગણી તેને જ જો હું પાક પવિત્ર રાખીશ, તો હું તે આત્માની મારફતે જ પરમાત્માની દરબારમાં શુર્ખરૂ ઉભી રહેવાને શક્તિમાન થઇશ !" આ વચનો વિધવાપણામાં હિમ્મત આપનારાં અને બરકતી છે. બ્હેન ! સર્વ અવસ્થામાં સુખના પ્યાલામાં દુઃખ તો ભેળેલું જ છે. નરૂં દુઃખ કે નિત્રું સુખ તો કોઈ પણ સરજતમાં સરજાયલું નથી.

# ૫ મું દુઃખ નિવારણ.



## તમારો પ્રભુ વેરી નથી; મરણ પામેલાં કીનો રાખતાં નથી.

ક્રાઇસ્ટ સાહેબના માતુશ્રી **મેરીને** સાત સાત મોટા જખમ, મોટા શોક, અને ભારે સંતાપ જેમ જોવા પડયા હતા, તેમ સાત સાત જાતની ખુશાલી અને સાત સાત પ્રકારના આનંદ વૈભવ પણ તેણીને અનુભવવામાં આવ્યા હતા.

૧. ઈસુ ક્રાઇસ્ટ તમારે પેટે જન્મ લેશે, એવી દેવદૂતે તા૦ ૨૫ મી માર્ચે **મરિયમ** (મેરી)ને વધામણી કહી ત્યારે તેણીના આનંદનો પાર રહ્યો **નહીં**.

૨. જ્યારે એ કુંવારી **મરિયમે જોનની** માતા **એલીઝાબેથની** મુલાકાત લીધી, તે વેળાએ તેને આખી જગતનું ભેગું સુખ પ્રાપ્ત થયું હતું.

૩. ઈસુ **ક્રાઇસ્ટનો** જન્મ થયો ત્યારે હદ બહાર આનંદમાં માતા **મેરી** ઉછળી રહી હતી.

૪. જ્યારે **મગીઓએ** ક્રાઇસ્ટની **પુજા**, અર્ચન અને આરાધના કરી નમસ્કાર કીધા ત્યારે **મેરીને** લાગ્યું હતું કે, આથી વધારે ખુશાલી બીજી મળવાની **જ નથી.**

૫. ક્રાઇસ્ટને દેવાળયમાં દેવાર્પણ કરતી વખતે તેણી **હર્ષઘેલી થઇ ગઇ હતી.**

૬. મહાન ધર્માધ્યક્ષો (ડાકટરો) માં ક્રાઇસ્ટને જ્યારે પહેલ વહેલો ભેળાયલો દીઠો ત્યારે તેણીને ભારે મોજ મળી હતી. અને

૭. જ્યારે કુંવારી **મરિયમને** સ્વર્ગારોહન વેળાએ સ્વર્ગનો અનુભવ કરાવવામાં આવ્યો ત્યારે તેણીને લાગ્યું કે, હવે સુખની **હદ** આવી છે.

આ રીતે **મરિયમ** માતાને આનંદોત્સવોનો લ્હાવો જોવો મળ્યો, કે, તુર્તજ તેની પનોતી બેઠી. ઘણી જ એકાગ્રતાથી આદમીનું મન જ્યારે એકનું એક જ ચિંતન કર્યા કરે છે, ભય અને ચિંત્તાથી પણ એક ને એક વાત મનમાં લાવ્યા કરે છે, ત્યારે તે વાત આકર્ષણના કાયદા મુજબ તે આદમી તરફ ખેંચાઈ જ આવે **છે. જો મરિયમે** સુખોના વખતે દુઃખોની શંકા ન રાખી હોત તો તેણીનાં સુખો સફળ થાત; પરન્તુ તેના મનમાં જ ખત્રો પેઠો, કે જેવાં ૭ મહા સુખો દીઠાં તેવાં જ ૭ મહા દુઃખો રખેને જોવાં પડે ! થયું પણ તેમ જ. જેને અમુક તમુક સુખ જેવું જણાય છે, તેને તેના વિચારોનું સ્વરૂપ સુખરૂપ જ દેખાય છે, અને જેને ફલાણી ચીની ચીજ દુઃખરૂપ જણાય છે, તેને તેના રાત દિવસના ધખારાનું સ્વરૂપ દુઃખરૂપ જ દેખાય છે. અર્થાત, જે **મેરીએ** સાત પ્રકારનાં મોટાં સુખો દીઠાં, તે પછી **ભવિષ્યમાં**

રખેને તેવાં જ સાત જાતનાં દુઃખો દેખવાં **પડે**, એવા ધખારાને લઇને તેણીને નીચે મુજબનાં ૭ મહા દુઃખો દેખવાં જ પડયાં.

૧ **ક્રાઇસ્ટને** દુઃખો આવી મળવા વિષે જ્યારે **સીમેઓને** નઠારી આગાહી તેણીને કહી ત્યારે **મરિયમને** શોકમાં ડુબવું પડયું.

૨ **ક્રાઇસ્ટને** જ્યારે **ઈજીપ્ત**માં નાસી જઇ સંતાવું પડયું ત્યારે **મરિયમ** જાર જાર રોવા લાગી.

૩ **ક્રાઇસ્ટ** ગુમ થઇ ગયો, એમ જ્યારે તેણીએ સાંભળ્યું ત્યારે **તેણીને** મોટો સંતાપ થયો.

૪ જ્યારે **ક્રાઇસ્ટનો** વિશ્વાસઘાત થયો ત્યારે તેણી જાર જાર રડી.

૫ જ્યારે પોતાના બેટાને શુળીએ ચઢાવી તેનો પ્રાણ લેવામાં આવ્યો ત્યારે તેણી બેબાકળી બની બાવરી થઇ ગઈ.

૬ **ક્રાઇસ્ટનું** મુડદું શુળી ઉપરથી હળ દઇને હેઠળ જમીન ઉપર પડયું ત્યારે તેણી બેશુધ્ધ થઇ ગઇ.

૭ **મરિયમની** જ્યારે એકલી અટુલી નિરાધાર સ્થિતિ થઇ પડી ત્યારે આરોહણુ પ્રસંગે તે દુખી માતાના દુઃખોનો અંત આવ્યો. છેવટ માટે **ફીરદુશી** કહે છે કે;

> **મસીહાએ** દીનદાર અગર કશ્તેહ શુદ;
> ન ફરરે જેહાંદાર અઝુ ગશ્તેહ શુદ.
> સુએ પાક યઝદાં શુદ અઝ ખાકે પાક;
> બુલંદી ગુઝીદ અંદરીન તીરેહ ખાક.

પવિત્ર યકીનવાળો ઇસુ જો કે શુળીએ લટકયો ને પ્રાણ ખોવો પડયો, તો પણ તેનામાંથી ખુદાઇ પ્રકાશ (ખુદાઇ ખોરેહ) કાંઇ જુદો પડયો નો'તો. આ ધરતી ઉપરથી તે તો પવિત્ર **પ્રભુની** આગળ પાછો ગયો, અને ખુદાઇ તખ્ત આગળ **તેને** તો એથી પણ વિશેષ ચઢિયાતો દરજ્જો મળ્યો. **કહેવાનો** સાર એ છે કે, દુઃખ **પછી** સુખ અને સુખ પછી દુઃખની વારી આવ્યા વગર રહેતી નથી. સુખ દુઃખનો ધડો ઇનશાનને આપવા થકી જ **મરિયમ** માતાને જુદે જુદે રૂપે ચિતારવામાં આવે છે. **કુમારિકાની** સુખી અવસ્થા બતાવવા સારૂ, તેણીને છુટા બાલ સાથનું તેનું કુમારાપણું ચિતારી **સ્ત્રી** જાતિને કુંવારી હાલતનું સુખ જણાવવામાં આવ્યું છે. ઓરત જાતને શોકના પ્રસંગોનો દેખાવ દેખાડવા સારૂ **મેરીને** કરૂણા ઉપજાવનારી બાનુ લેખે મોટી ઉમ્મરની, શોક સાગરમાં ડુબેલી, વસ્ત્રાભૂષણવાળી દુઃખી ચિતારવામાં આવે છે; અને **ક્રાઇસ્ટના** શબ આગળ રડતી બેસાડવાનો અર્થ પણ એજ છે કે, દરેક માતાએ શોકના પ્રસંગ માટે **મરિયમની** માફક જ તૈયાર રહેવું. **લેડી ઓફ ડોલર્સ**, **એટલે** શોક સંતાપ અને **ખેદથી નરી** તળબોર થઇને ગમખાર **બેઠેલી**, સાત સાત

તલવારો જેણીની છાતીમાં મારેલી છે એવી, અને તેના સાત સાત મહા સંતાપ અને શોકના પ્રસંગો બતાવનારી **મરિયમને** ચિતારવામાં આવી છે. અને આટલા આટલાં દુઃખોમાં છતાં **દયાની** બાનુ તરીકે દુઃખી વિધવાઓને દિલાસો દેવા સારૂ લાંબા હાથ કરીને સબુરી રાખવા સૂચવતી હોય એવી, તેમજ ઝબ્બો પાથરીને કાકલુદીથી દયા માગતી હોય એવી, તથા પાપી સ્ત્રીઓને પોતાનાં પડખાંમાં લઇ દુઃખી બાઇઓને દિલાસા દિલસોજીનો છાંયો આપતી હોય એવી પણ ચિતારવામ આવી છે. જાહોજલાલી ભોગવેલી **મેડોના** લેખે તેણીને તાજ તથા રાજદંડ સાથે અથવા દડા અને ક્રોસ સાથે ઉંચો ઝબ્બો પહેરીને ફિરેસ્તાઓની પાંખમાં તેણીને જાણે કે લેવામાં આવી હોય નહીં શું એવી, છેવટે ખુદાઇ સુખ મેળવતી ચિતારવાનું કારણ જ એ છે કે, સુખ પછી દુઃખ, અને વળી પાછું સુખ ભોગવવાનું દરેક સ્ત્રીને મળે છે, એવું બતાવીને દુઃખી અબળાઓને ખુદાની કુદરતનું ભાન કરાવવું. એક જુવાન રંડાયલી કે અઘોર વિધવા જો આ સંસારનાં લલચાવનારાં આકર્ષણોથી દૂર રહી પોતાનું શીલ સાચવીને રહે, બીજાનાં પાપમાં ન પડે, પરાઈ નિંદા ન કરે, અને ઇશ્વરનાં ભજનને જ પકડી રાખી દુષ્ટ ભાવના ન કરે, તો તેણીને સ્વર્ગ મેળવવું કાંઈ કઠણ નથી પોતાના શીલને ડાઘ નહીં લગાડતાં બીજી વિધવાઓનાં છિદ્ર જોવાની કુટેવ ન રાખે તો ઇશ્વર તેણીને દુઃખી થવા દેશે જ નહીં. એથી ઉલટાં આચરણ કરવાથી જ નરકમાં પડાશે.

## ૬ ઠું દુઃખ નિવારણ.

**દુઃખ ચુંબક પ્રભુ–પહાડ, વિધવાનું વહાણ વહેલો ખેંચે.**

**રાં**કાં અને **વાંકાં** નામની બે જુવાન વિધવાઓને મૈત્રિ હતી. બન્ને જણી ઓના ધણી ચાલ્યા ગયા પછી લાચાર અવસ્થા આવી પડવાથી બન્નેને ભૂખમરો પણ વેઠવો પડયો. **રાંકાં** માત્ર ઇશ્વર ભજન કરવા ઉપર લક્ષ રાખીને રહી. **વાંકાંએ** પેટ ભરવાનો કાંઇ પણ ધંધો શોધવા માંડયો જ્યારે કાંઈ સુઝ ન પડયું ત્યારે વેશિયાનો ધંધો લીધો. તેણીને ત્યાં ફતૈયા પુરૂષે આવવા લાગ્યા. આ દુષ્ટ વહેવાર તરફ **રાંકાંનું** ધ્યાન રોકાવાથી તેણીએ ઇશ્વ ભજન ઓછું કરીને, પોતાની આગળ એક હાંલ્લું મૂકી, જેમ જેમ લફંગા પુરૂષે **વાંકાંના** ઘરમાં આવતા જાય તેમ તેમ અકેકો કાંકરો તે હાંલ્લાંમાં નાંખતી જાય અને દરરોજ કેટલા પુરૂષો **વાંકાંને** ત્યાં આવ્યા તેની ગણત્રિ કરીને નોંધ રાખવ લાગી. તેણીનું ધ્યાન હવે ઇશ્વર ભજનની ગણત્રિ કરવાને બદલે સામેના ઘરની સખીનાં પાપો ગણવામાં જ રોકાયું. પોતે પાપી કર્મો ન હોતી કરતી છતાં પાપ કર્મોન

ભાગિયેણ થઇ, અને **વાંકાં** સખી પાપી કર્મો કેમ કરતી હશે, તેના વિચારે વિચારે પાપ કર્મોનો દોષ તેણીને શીર ચઢવા લાગ્યો. આ તો સત્ય સિદ્ધાંત છે કે, બીજાંના પાપ દોષનું હરદમ ચિંતન મનન કરનારાં લોકો પોતાનાં મનને પાપવાળું કરતાં હોવાથી પોતે જ દુઃખી થાય છે; કાંકે પારકાંના દોષો ગણવા એ પાપની જ ક્રિયા હોય છે. જેઓ આવી પાપી ક્રિયામાં મચ્યાં મંડયાં રહે છે તેઓ **પવિત્ર નહીં પણ પાતકી થાય છે; અને પાતક એ જ દુઃખનું કારણ છે.** પારકાંના અવગુણોનાં છિદ્ર કાઢવામાં તે અવગુણોની જ છાપ મન ઉપર પડે છે, અને જેવી દોષવાળી સ્થિતિ મનની થાય છે, તેવુંજ તે પોતાના દોષ તરફ વળણ લે છે.

પેલી તરફ **વાંકાં** જો કે નહારો **વહેવાર** કરતી હતી તોપણ, પોતાની દુષ્ટ કમાઇ વીશે સંતાપ કર્યા કરતી. તેણીનું ધ્યાન ઘક **રાંકાંની** પવિત્રતા અને પ્રતિવ્રતા તરફ ખેંચાયલું રહેતું. સર્વદા તેણી **રાંકાંની** ઉજ્જવળ, ઇશ્વર પરાયણ, અને પાક જીંદગીનુંજ ચિંતન કર્યા કરતી. **રાંકાંના** જેવી હું કેમ **નહીં** થઇ; એના વિચારમાં ને વિચારમાં તેણીને વ્યભિચારનો આનંદ તુચ્છ લાગતો હોવાથી પોતાના ધંધામાં તેણીને રસ પડતો ન હતો. પેટને ખાતર પાપ કરે છે, એવો તેણીને ચાલુ સંતાપ, પરિતાપ અને પશ્ચાતાપ થતો રહ્યો.

ખુદાયા બ લુત્ફે ખ ઇનઆંમે ખીશ;
મરા ઇન ગુનેહગારે આસી ઝે પીશ!

હે પ્રભુ! ત્હારી આ પાપિણી ગુનેહગારને મહેરબાની અને બક્ષેશની રાહે ત્હારી આગળથી હડસેલીને હાંકી ન કાઢીશ!

અગર **પૂર** ગુનાહેમ મને શર્મસાર;
ઝે અહેસાન બરમ આબે રહેમત બેબાર!

હે ભગવાન! અગર જો હું પોતાના ગુન્હાઓથી શરમીંદી છું, તો પણ તું મહેરબાનીના રાહે રહેમ્યત અને કૃપાનું પાણી મ્હારા ઉપર છાંટીને તું મ્હારા ઉપર દયા લાવ!

**બીજાંની દુર્બળતામાં, દુઃખ અને દોષમાં સમભાવ નહીં રાખતાં તેના આત્મામાં** રહેલા ઉચ્ચ ગુણોમાં સમભાવ રાખ્યા કીધાથી તેવી ઉચ્ચ બુદ્ધિ પોતાનામાં પણ ઉત્પન્ન થવા લાગે છે; જેથી પોતાનાં પાપ અને દુઃખ આછાં થવા માંડે છે. એટલા માટે એક વિધવાએ બીજી વિધવાના સુખે સુખી રહી, સામેવાળીના આત્મામાં જે સુખ, જે પુન્ય, અને જે ધાર્મિક વૃત્તિઓ જણાય તેનુંજ મનન કર્યા કીધાથી પોતાનાં પાપ કર્મો કપાય છે, અને તેવા જીવની ગતિ સ્વર્ગમાં જ થાય છે.

જ્યારે **રાંકાં** ને **વાંકાં** બન્ને મરણ પામી ત્યારે જૂએ છે તો **વાંકાં** જે વાંકી ખશનુમનવાળી હતી, તે સ્વર્ગમાં ગઇ; અને **રાંકાં** જે રાંક સ્વભાવની હતી, તે નરક કહેતાં દોઝખમાં ગઇ. આવો ન્યાય જોઇને **રાંકાંએ** દેવદૂતને પૂછયું કેઃ—

"આમ કેમ? હું શિયળ સાચવીને પવિત્ર રહી તેને નરકમાં; અને **વાંકાંએ** શીલ સાચવ્યું નહીં તેને સ્વર્ગમાં કેમ? પ્રભુને ત્યાં આવો અવળો ન્યાય શા માટે!" **દેવદૂત** કહેઃ—"**વાંકાં**ને પેટ ભરવા માટે જો કે પાપી પેશો અખત્યાર કરવો પડયો, તો પણ તેણી સર્વદા પશ્ચાતાપ કરતી, ને ત્હારાં પુન્યમાં ભાગિયેણ રહી તેણીએ રાત ને દહાડો બસ ત્હારાં ધર્મ આચરણનો જ વિચાર કર્યા કીધથી તેણીને ત્હારૂં સંપૂર્ણ પુન્ય પ્રાપ્ત થયું; જ્યારે તેણીનાં પાપોની ગણત્રિ કરવાને, તેં ઇશ્વરી મંત્રો ગણવાનું મૂકી દઇ પાપના પથ્થરા ગણ્યા કીધાથી તેના પાપો ત્હારે શીર ચઢયાં. ઇશ્વરનો ન્યાય અવળો નહીં પણ સવળો જ છે! શીર સીઝદેમેં, ઔર મન બહીઓમેં, તો ઇશ્વર પ્રસન્ન કેમ થાય? ઇશ્વરની ભક્તિમાં જ જો હરદમ વિધવાનું મન રોકાયલું રહે તો તેણીને વિપત્તિ કે વેવળાં પડે જ કયાંથી?"

ઇંગ્લંડના રાજા **હેનરી** ૩ જાના વખતમાં **લીન્કન**ના બીશપ **રોબર્ટ ગ્રોસટેડ** શિખામણના લગભગ ૨૦૦ ગ્રંથો રચ્યા હતા, પણ તેને પોતાને ધાર્મિક વૃતિઓમાં દોષપાત્ર લેખીને તેના ઉપર મેલી વિદ્યા જાણવાનો, જાદુ કેટલ કરવાનો, અને મોટો ઠગારો હોવાનો આક્ષેપ આવ્યાથી **પોપે** ઇંગ્લન્ડના રાજા ઉપર એક પત્ર લખાવ્યો હતો કે; "હદથી જાદા ડહાપણવાળા કહેવાતા આ બીશપનાં હાડકે હાડકાં છૂટાં પડાવવાં, અને તેના શબને બાળીને તેની રાખોડી કરાવી મેળવી, કે જે ધર્મી હોવાનું ડોળ ઘાલીને લોકોને શિખામણ આપે છે, અને પોતે તો અધર્મી રહે છે!" આ રીતે ૨૦૦ ગ્રંથો રચી લોકોને પુન્યાઇનો માર્ગ બતાવનાર પોતાની લાયકીને લીધે પોતે જ પાપી ઠર્યો, ને દુઃખ વેઠયું. લોર્ડ **બરલીએ** ચોકખું કહ્યું હતું કે; "જે મનુષ્ય પોતાનો ધર્મ નહીં પાળે, અને પ્રભુ પ્રત્યે શ્રધ્ધા ન રાખે તેવાં માણસ ઉપર હું તો બીલકુલ ભરોસો રાખતો નથી. જે માણસ પોતાના પેદા કરનાર પ્રત્યે ના-વફા હોય, જે પોતાના ધર્મને હિણે, તે મ્હારા પ્રત્યે વફાદારી કેમ જ રાખે?"

બ આસાયશો નેકનામી ગીરાય;
ગુરીઆં શવ અઝ મર્દે નાપાક રાય.

હે આદમ! તું ગુલેહ શાન્તિ અને ભલાં નામ માટેની જ ઇચ્છા કરતું રહે, અને પાપ કર્મ કરનારાં વિષે નાપાક વિચારોથી મુક્ત થા. મીસીસ **એશફિલ્ડ** પોતે પવિત્ર રહેવાને બદલે પોતાની પાડોસણ મીસીસ ગ્રન્ડીની ખોડ ખાપણ કાઢી તેણીની અદેખાઇમાં તેનાં છિદ્રો જ શોધવા ઉપર રહી; જેથી દુઃખી થઇને પોતાનાં કામકાજમાં પણ સર્વદા "મીસીસ **ગ્રન્ડી**! મીસીસ **ગ્રન્ડી**!" કહી કરીને બડબડયા જ કીધાથી, વગર લેવે દેવે ગ્રન્ડીનાં પાપ ધોઇ, તેણીના પાપમાં ડુબકી મારીને પોતે જ દુઃખી થઇ, છેવટે ગાંડી પણ થઇ ગઇ હતી. માટે જો એક વિધવાએ દુઃખી ન થવું હોય તો બીજી વિધવા કે સધવાનાં છિદ્રો ન કાઢતાં, નિંદા ચર્ચા ન કરતાં, ઇશ્વરની યાદમાં જ મશગુલ રહેવાથી વિધવાપણાનું દુઃખ તેને જરૂર જ કમી જણાશે.

# ૭ મું દુઃખ નિવારણ.

### ઘન ઘટાનાં વૃક્ષ તે, સુકાયાં ક્ષણવારમાં.

" Among the tombs she walks at noon of night,
In miserable garb of widowhood.
Observe her yonder, sickly, pale, and sad,
Bending her wasted body o'er the grave,
Of him who was the husband of her youth. "



ઉજડ જગામાં આવેલી પોતાના પતિની કબર આગળ રડમસ થએલી દુઃખી વિધવાનું વર્ણન આપી મી. પોલોકે દુઃખી વિધવાઓનાં દુઃખે દુઃખી થવાનો બોધ આપ્યો છે, પરંતુ બીજાંના દુઃખે દુઃખી થવાનો અર્થ આપણા લોકો ઉલટો કરીને, ઉલટું દુઃખ વધારવામાં જ ભાગદાર થાય છે. માણસે કુદરતના નિયમ વિરૂદ્ધ વર્તન કીધાથી થએલી અઘટિત ક્રિયાથી જે સંતાપ ને જે સંકટ પેદા થાય છે, તેટલું જ દુઃખ જો મનુષ્યને ભોગવવાનું હોય, તો માણસાઈ જીંદગી કંટાળાભરેલી લાગવાની નથી; મગર વિધવા સ્ત્રી, કે વરની નિવારેલી, છતે ધણીએ રંડાપો ભોગવતી વિધવાનાં દુઃખોથી જ્યારે આપણે પોતાને દુઃખી કરી નાંખ્યે, ત્યારે આપણે પોતાનું જીવન પણ દુઃખમય કર્યે છીએ; અને પેલી દુઃખી બાઇઓને દુઃખમાં સહાય થવાને બદલે, તેણીઓનાં દુઃખમાં દિલાસો દેવાને ઠેકાણે તેણીઓને વધારે દુઃખી કરીએ છીએ.

**કુલશુમઃ**—"હે મુનશીજી ! ચશ્મે પૂર આબ હું મએ જું આઈ ન હે હુબાબી; રૂક રૂકકે પડ ગયે હુંય છાતીમેં સબ ફફોલે ! તે મ્હારા વ્હાલાની જૂદાઈના ગમથી મ્હારી આંખ્યો પાણીના પરપોટાઓની માફક હવે ભરાઇ ભરાઇ આવે છે. હું જો, ધસાંધસ રડી પડતી નથી, અને ધણી મૂઆનો સિતમ મૂગે મોઢે ખેંચ્યા જ કરૂં છું ત્યારે તો ઉલટા મ્હારી છાતીમાં ફફુલ્લા પડી આવે છે, ને છાતીમાં જાણે દાહ બળે છે; ત્યારે રડું નહીં તો શું કરૂં ?"

બ્હેન કુલશુમ ! રડી દેવું એ પણ રંડાયલી ઓરત માટે એકવાર લાભકારી છે. જ્યારે શોક, ગમ, અને ખેદથી જીગર સંપૂર્ણ ભરાઇ જાય ત્યારે જો એક બાપડી શોકથી ગુંગળાયા જ કરે, અને ગમમાં જ ઘેરાયલી રહે, તો તેણી ગાંડી જ થઇ જાય છે. વાઘના વનમાં વસવું સહેલું છે, સાપના શરીર ઉપર ઉભાં રહી નાચવું સુલભ છે, પરંતુ દુઃખના આવેશમાં આવતાં આંસુઓ અટકાવવાં સહેલ નથી. જવાન વિધવાએ પોતાની ઉછળતી ઉર્મિઓને દાબી રાખી પવિત્ર રહેવું એ કાંઈ સહેલી સુલભ વાત નથી. સિકંદર જેવા બાદશાહ ધણીએ પોતાની શહેનશાહબાનુ સ્ટેટિરા, જે ઈરાનના પાદશાહ દારાંયસની બેટી હતી, તેણીને મરતી વેળાએ બે વચન પાળવા

કહ્યું હતું કે; મ્હારાં મોત વખ્તે રોતી ના; અને **સિકંદર** સિવાય બીજો ધણી મેળવતી જ ના!" **સ્ટેટિરાએ** સિકંદરના મોત પ્રસંગે બહુ જ કલ્પાંત કરી જ્યારે જાર જાર રડવા માડયું ત્યારે જ પાકટ પુરૂષોએ કહ્યું કે; "બીજું વચન પણ એ તોડવાની જ !" તેજ મુજબ **સિથિઅનોના** રાજાના એક પૂરા રાજપૂત **ઓરૂન્ડેટીસ** ઉપર તેણી પ્યારમાં પડી, અને તેને પાછી પરણી ગઇ ત્યારે જ રહી. હે બેન ! ધણીના મોત ઉપર ઘણું નહીં રડ ! ધણી રડે ને ધણી કૂટે તે ચરિત્ર–કૂટી કહેવાય છે. કૂતરૂં કરડે ને ખાસડાંનો માર પડે છે. ખરૂં છે કે, બેહદ મેઘ વરસે એટલે નદી નાળાં ને તળાવ ઉભરાઇ જ જાય; તેવી જ રીતે ગમખાર આદમી, તથા શોકાતુર વિધવા રડવું આવે ને દાબી રાખે તો તેનો ગમ ધીમે ધીમે ઉભરાઇ ને ઉછળી આવે, અને શરીર તથા મનને ભારે નુકશાન જ કરે. તેમ જ વળી એક સ્ત્રીને બેહકાવી મૂકવાને, તથા તેની ઇંદ્રિયોને છકાવી દેવાને તેની આસપાસ લલચાવનારાં સાધનો પડેલાં હોય, તેમાં રહીને પવિત્ર વૈધવ્ય ગાળવું એ બહુ મુશકેલ વાત છે; પરંતુ જેઓ આત્માની હકીકત જાણનારીઓ છે, ખુદાશનાશી માટે તલબગાર તથા જિજ્ઞાસુ હોય છે, તેઓ તો શોકદેવને તેમજ કામદેવને પણ જીતી શકે છે. રડવું એ પણ એક પ્રકારનું શોકનું ગાવુંજ છે. મિયાં **તાનસેને** રડવા ઉપરથી જ ગાયનના કેટલાક રાગો બનાવ્યા હતા. રાજા **લુઈ ૧૨** માએ પોતાની બાયડી **જેન ઑફ ફ્રાન્સને** કદરૂપી હોવાના કારણે જ નિવારપટો આપ્યો ને પર હવસને વશ થયો; તોપણ છતે ધણીએ **વિધવા થએલી** આ સ્ત્રીએ ઘણી ઘણી લાલચો આવી મળવા છતાં, ખુદાને પોતાનો ધણી બનાવી શીલ સાચવવામાં નામદારી કીધી હતી. એથી ઉલટૂં, **નેવેરેના** રાજા **જોન ૨ જાની** સ્ત્રી **જેન હેન્રીકવીઝે** પોતાના વર અને દીકરા **કાર્લોસ** વચ્ચે વેર વસાવી યુદ્ધ જગાડયું, અને અંતે હવસને તાબે થઇ પોતાને આગલે ઘરના દીકરાની સાથેજ નિકળી ગઇ ! આ કારણે **કેટેલોન્યામાં** ઇ. સ. ૧૪૬૨ માં મોટો ગ્રઘડો જાગ્યો, અને આખરે તેણીને પોતાની બાકીની જીંદગી રોઈ રોઇને દોજખી જ પસાર કરવી પડી. વિધવાને તો વ્યભિચાર ત્યાજ્ય જ છે, છતાં તેણીએ પાપી થઇને ઘણાં દુઃખો ભોગવ્યાં.

**શકીનાઃ**—"હે મુનશીજી ! ધણી વગરની હાલતમાં રહેનારી ઓરતને કેવા કેવા ભૂંડા ભૂરપારા વિચારો આવી તેણીનું કાળજું જે રીતે કોતરી ખાય છે, તે રીતે કાંઈ રંડાયલા પુરૂષને સંતાપ થતો ન હશે; તેથી જ આપ ડાહી ડાહી વાતો કરતા હશો. રાંડી રાંડનાં દુઃખો તમે ભાયડાઓ શું જાણો ?"

હે બેન ! વૈધવ્ય પ્રાપ્ત કીધા પછી દુઃખના ડુંગરોને આમ તમે વિસ્તારશો જ ના. તમે જ્યારે દુઃખના વિચારોને વિસ્તાર્યા જ કરશો ત્યારે તમને રાત ને દિસ સંતાપની જ ઉપાસના કરવાનું મન થયા કરશે; અને દુઃખનો ને દુઃખનો જ તમે સાક્ષાત્કાર કરતાં કહેવાશો. તમને દુઃખ લાગતાં જ જો તમે તેનો ને તેનો જ ખ્યાલ નહીં કરતાં, શુભ અને સુખના જ ખ્યાલો કરતાં બેસશો તો તમારાં વ્હાલાં દુઃખોને ખોરાક ન મળવાથી તે પોષાશે જ નહીં. તમારા કાન **સાબર** જેવા તીવ્ર હોય, **શિકારી**

કૂતરા જેવી તમારામાં પારખવાની શક્તિ હોય, અને ગરૂડ પક્ષી જેવી તમારી ચાલાક દ્રષ્ટિ હોય, તોપણ પાણી સિંચ્યા વગર જેમ છોડવાઓ સુકાઇ જાય છે, તેમ શુભ ને સારૂં જ માગ્યા વિના તથા હિમ્મત અને આનંદના જ વિચારો લાવ્યા કીધા વગર દુઃખનાં મૂળિયાં સુકાવા માંડવાનાં નથી; અને તમે જ્યાં ત્યાં સુખના છોડવા ખિલેલા જોશો નહીં. કેમજે, આત્મિક સાચું તત્વ તો સુખમય જ છે, અને તત્વ વિચારથી બધેબધ તમને સુખ જ દેખાયા કરશે. માટે હે શકીના! આટ આટલાં ત્હારાં દુઃખોમાં જો તું સબુરી રાખીને રહેશે તો જ ત્હારો જીવ ઠરશે. બાકી તો કાચબા જેવું ત્હારૂં કોમળ હૈડું હોય તોપણ જો ત્હને મરણ જીવનનું જ્ઞાન નહીં થાય તો તે શા ખપનું? વાંદર જેવી સ્વાદ શક્તિ ત્હારામાં કાં ન હોય, તોપણ દુઃખનાં આંસુઓથી ભિંજાયલાં પકવાનોમાં ત્હને ફિકાસ જ માલુમ પડશે.

> वैधव्यं स्वकठोरकर्मवशतो यद्याप्तमार्यस्त्रिया।
> निर्वाह्यं सुसती पवित्रचरितान्यालोच्य सम्प्रज्ञया॥
> वैराग्या न्वितशीलमेव परमं तस्या मतं भूषणं।
> यवज्जीवमखण्डितं निजतनौ धार्यं तदेवोत्तमम्॥

ન કરે નારાયણ, ને કોઈ પણ સ્ત્રીના કમભાગ્યે રંડાપો આવે ત્યારે સર્વથી પહેલો શાંતિનો ઉપાય એ જ છે, કે જે પવિત્ર સતી સ્ત્રીઓને વિધવાવસ્થા પ્રાપ્ત થઇ હતી, તેઓએ પોતાનું જીવન કેમ ગાળ્યું હતું, તેનું મનન કરતાં રહી, પોતાનાં દુઃખને સમાવવું. બીજો ઇલાજ એ છે કે, અડધો વૈરાગ અને પૂરી પાક દામન કહેતાં બ્રહ્મચર્ય પાળીને સુલેહથી રહેવું; અને સર્વથી શ્રેષ્ઠ ઇલાજ ધર્મ ક્રિયામાં તથા પ્રભુ ભજનમાં વખત વ્યતિત કરવો. સંસારનાં બીજાં સઘળાં સુખો મળ્યાં હોય તોપણ હવસી સ્ત્રીને સંતોષ થતો નથી; અને શીલ સાચવવામાં કાચપ રંડ છે ત્યારે ધણીની પાછળ પર પુરૂષને સેવવાથી પરમેશ્વર તરફથી તેણી ઉપર મહા મહા દુઃખો આવી પડે છે. વિધવાપણાનાં સંકટોના ઘા ગમે એટલા લાગે, ગમે એવા દુઃખના ડુંગરો તૂટી હેરાનગતિ ભર્યા તુફાની વાયુના સપાટા, અને ભયાનક જણાતા મોજાઓમાં તેણીનું વહાણ તણાઈ જતું હોય, તો પણ ખાત્રીથી જાણજો, કે તે જ વિધવાઓના પવિત્ર આત્મા, પરમાત્મા તરફ વધુ ને વધુ ખેંચાવા માંડે છે, અને પેલી દુનિયાનાં સંગીન સુખો ભોગવવાને તૈયાર કરવામાં આવેલા આત્માને, અમૃત સુખને લાયક બનાવવાની નેમથી જ, આ ભૂવન ઉપર તેને દુઃખોના અનુભવ પરમેશ્વર જ કરાવે છે. ફ્રાન્સના રાજા ૧૪ મા લુઇની રાણી મેરાયા થેરેસાને તેનો પાકો અનુભવ થવાથી મરણ પથારી પર પડી પડી—બોલ્યા કીધી હતી કે; "આખી જીંદગીના બીજા બધા દિવસો કરતાં આજનો દિવસ મ્હને સુખમય લાગે છે!" એટલા માટે, આ વિધવાપણાના ત્રિવિધ તાપથી છૂટવાને સારૂ, અને શાંતિનું સ્થળ પ્રાપ્ત કરવા થકી, દરેક વિધવાએ પોતાના ધણી ચાલ્યા ગયા પછી પોતાના મનના જુસ્સાઓને અંકુશમાં રાખવાની ખાસ જરૂર છે.



# ૮ મું દુઃખ નિવારણ.

### કલ્લોલ કરતાં પંખીઓ, પલવારમાં ચાલી ગયાં.



એક પુરૂષે મરતી વખતે એવું વીલ કર્યું હતું કે; "મ્હારી બાયડી મ્હારા મુઆ પછી, મ્હારૂં મુએલું શરીર કેવળ સુકાઇ ગયા પહેલાં, તેમ જ મ્હારી કબરનો કાદવ તમામ સુકાઇ રહે તે અવ્વલ, જો બીજા ધણી સાથે લગ્ન કે નાત્રાથી જોડાય તો મ્હારા વારસામાંથી તેણીને એક પાઈ પણ મળશે નહીં !" આ વિધવાએ પોતાનો ધણી ગુજરવા કેડે ભારે કલ્પાંત કર્યું ત્યારે પાકટ પુરૂષોએ ભવિષ્ય ભાખ્યું કે; ગોલ્ડસ્મીથની "સીટીઝન ઑફ ધી વર્લ્ડ" માં વર્ણવેલી વાતના જેવું જ એમાણુ તેણી જરૂર પાડશે. પેલીએ તેવું જ કરી બતાવ્યું. મરનાર ધણીની કબર આગળ જઇ દરરોજ ઘોર ઉપર પંખા વડે પવન નાખવા લાગી; એવા ઇરાદાથી, કે કબર અને કાયા જેમ વહેલી સુકાય તેમ તેણીને બીજું ઘર કરી જવાની જલદી તક મળે ! પરંતુ જે સ્ત્રીઓએ સંસારનાં દુઃખો વેંઠ્યાં ને મજુરી કરી કરીને સંતોષથી જીંદગી ગાળી છે, તે સંતાપિત છતાં સંતોષી સ્ત્રીઓને જ પ્રભુએ પાછલે દહાડે સુખો આપ્યાં છે. બ્રિન્ડલી જેવા નબાપા એન્જીન્યર પુત્રનું સુખ ભોગવવાને તેની સબુરીવંતી મજુરડી વિધવા માતા ભાગ્યશાળી કહેવાઈ હતી. કુક જેવા નૌકાશાસ્ત્રીની માતાએ સંકટોમાં દહાડા કાઢીને હીરા જેવા સપુતના સુખોથી નામચીન થવા પામી હતી. બર્નસ્ જેવા કવિના મશહુર નામવાળા બેટાનું સુખ તેણીની દુઃખી પણ ડાહી માતાને જ આભારી હતું; જોકે તેણીનાં દુઃખોનો કાંઇ પાર જ નો'તો. પારસીઓમાં વિધવા માતા તરીકે મોટલાંબાઇએ એક ઉંચો ધડો બેસાડયો છે. "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા" ના માલેકો સામે જ્યારે તેણીએ ઇ. સ. ૧૮૮૦ માં દાવો નોંધાવ્યો ત્યારે, આબ્રુદાર, નીતિરીતિવાળી પારસણ પોતાના ખાવીંદ ગુજરવા પછી ઘરના ઉંબરની બહાર પગ મૂકતી જ નથી, બહાર ફરવા પણ જઈ શકતી નથી, એવી એફીડેવીટો સર જમશેદજી જીજીભાઇ, શેઠ ખ. ફ. પારેખ, શેઠ શો૦ શા૦ બંગાલી અને મોટલાંબાઇના બેટા શેઠ નવરોજજી વહાડિયાએ કોર્ટમાં નોંધાવી હતી. શેઠ માણેકજી નવરોજજી વહાડિયા ગુજરવા પછી વિધવા મોટલાંબાઇએ ઉંબરની બહાર પગ કાઢયો ન હતો, તેથીજ કાંઇ તેઓને પગલે બધી વિધવાઓએ ચાલવું જોઇએ એમ કહેવાનો મ્હારો ઉદ્દેશ નથી; પરન્તુ વિધવાપણાના દુઃખને જ બસ પકડી બેસવાનું તેઓએ તર્ક કરીને નીતિ રીતિ જાળવી વિવેક, મર્યાદા ને મલાજો રાખી પોતાના બેટાઓ શેઠ નવરોજજી તથા શેઠ નસરવાનજી વહાડિયાના બાપની જગો રાખી, તે બચ્ચાંઓના ભવિષ્યનાં ભલાં માટે ચાલાકી અને ખબરદારીથી તેમના બાપના બધો

વહિવટ એકલે હાથે તે સુજ્ઞ સ્ત્રીએ ઉપાડી લઇ આપ વગરનાં બચ્ચાંઓનાં સુખો તરફ જ નજર રાખી, પોતે તો ધણી ગુમાવ્યાનાં દુઃખોને વિસારે જ પાડયાં હતાં. એ **મોટલીબાઇએ ધણીની દોલતની સંભાળ રાખવાથી જ "વહાડિયા ચેરીટી ફંડ"** ના એક કરોડ રૂપૈયાનો લાભ ન્યાત જાતના તફાવત વગર ગરીબ અનાથોને ચાલુ મળતો રહ્યો છે. એજ ધોરણે, જે વિધવાને ભલકાંઓનો ભૂકો જેવો બ્યાર હોય તે વિધવા માતાએ તો પોતાનાં ભૂલકાંઓનાં સુંદર ચારિત્ર ઘડવાની વનવારમાં, તેઓને કેળવણી આપી ઉધારવા ઉછેરવામાં સઘળો વખત ગમગોશાર રહેવાથી તેમનું દુઃખ ઓછું જ લાગશે. જે વિધવા-માતાથી તેની પ્રજાને સર્વથી વધારે લાભ મળે છે, તે જ વિધવા પ્રભુની નજરમાં સર્વથી સુંદર સ્ત્રી ઠરે છે. જ્યારે રંડાયલી સ્ત્રીઓ સબુરી અને હિમ્મત રાખી પોતાની પ્રજાને, મોટાં કરતાં સૂધી સહાય આપશે, ત્યારે જ જગતમાંથી દળિદ્રતા દૂર થશે. ભવિષ્યના ભયો અને ચિંતાઓ જ એક વિધવાના ભવિષ્યના માઠા બનાવો ઘડવાનું કામ બજાવે છે. ધણી મુઆનાં દુઃખથી જે સંતાપ ને જે બળાપા થાય છે, તેના કરતાં તે આફતની ખાલી ને ખ્યાલી ફીકરોથી વધારે સંતાપ થાય છે. ભવિષ્યના ભય અને નઠારા બનાવોના ચિંતાતુર ખ્યાલો, સાચા ભયના કરતાં વધુ પીડાકારી કરાવે છે. વિધવાઓની કેટલીક ફીકર ને કાળજી તો માત્ર કલ્પનાના જ કારણો છે. તે જ ચિંતાઓ અમસ્થા કલ્પિત ભયો ઉત્પન્ન કર્યા કરે છે. ખુદાએ જે કીધું તે જ ખરૂં, એમ વિચારીને જેણી મુગે મોંઢે સંસારના રગડામાં ગુંટાઇ જાય છે, તેણીને પાછળથી માલુમ પડે છે કે, જે ભયની ચિંતાથી તેણી સોસાઈ જતી હતી તે ભય તો આવવા પણ પામતો નથી.

વૈધવ્ય પ્રાપ્ત થયા છતાં જે સ્ત્રી પોતાના આત્માનું કલ્યાણ કરતી નથી, પરમેશ્વરને ભજવાનું છોડી દઇને સંસારની માયાને વળગી રહીને જુઠાં સાચાંમાં ભાગ લે છે, અવિનાશી તત્વને પિછાનતી નથી, પોતાના ધણીએ પોતાની પાછળ ટ્રસ્ટ લેખે જે બાળકોને તેણીને સ્વાધીન કીધાં છે તે ટ્રસ્ટની જાળવણી કરવાને બદલે વિષય વાસનામાં રચી પચી રહે છે, તેનો જન્મ અને તેનો મણખો એળે જ જાય છે. માટે વિધવાવસ્થામાં તો ઇશ્વરનું ભજન કરી મોક્ષ મેળવવાનો દરેક વિધવાએ અભ્યાસ પાડવો જોઇએ. માત્ર પોથીઓ વાચેલી હુશિયારમાં ખપતી વિધવા કરતાં માત્ર ભક્તિ ભાવવાળી વિધવાનો ગમ વહેલો વિસારે પડે છે.

અતિ દુર્લભ જ્ઞાની અમૃત, ભક્ત સહજ હરિ પાય;

નોનિત ઘ્રતલોં ભક્તિ પ્રભુ, સાંખ્ય ઘુનાક્ષર ન્યાય.

જ્ઞાની થઇએ તોપણ મોક્ષ જે અમૃત છે, તે તો મળવું કઠણ છે; કેમકે મોક્ષ યાને મૂક્તિ તે તો મહા મહા દુઃખો વેઠયા પછી જ મળે છે; પરંતુ એક **ભક્તાણિ તો મૂક્તિના આપનારા પ્રભુને સહેજમાં પોતાનો કરી લે છે. માખણનું ઘી**

કરતાં કાંઇ ઝાઝી મહેનત જેમ પડતી નથી, તેમ ભક્તિથી સર્વ દુઃખો નાશ કરીને મોટો લાભ મેળવતાં ઝાઝી ખટપટ કરવી પડતી નથી. ભક્તિથી પોતાના રંડાપાને વિસારનારી વિધવા-ભક્તાણિને તુર્તા તુર્ત ફળ મળે, અને વૈધવ્યનું દુઃખ કૃત્રિમ ઉપાયો લઇને, તે દુઃખને પકડી રાખનારીને તો ઘુનાક્ષર ન્યાયથી લાભ થાય કિંવા નહીં પણ થાય. લાકડાંમાં ઘુ નામનો એક જીવડો પેદા થાય છે, તે જીવડો લાકડાંને કોરી કોરીને તેની માંહે અગડા બગડા જેવા લીસોટા દોરે છે. પરન્તુ કોઇકવાર ઈશ્વર ઈચ્છાથી **ભ-ગ-વ-દ** જેવા અક્ષરો કોરાઈ જાય ત્યારે તે જીવડો અનાયાસે મુક્તિ પામે છે એમ સમજી લેવું. એ રીતે પોતાની જ હુશિયારી મારીને કોઇના પણ દિલાસા ન સમજતાં પોતાના જ જ્ઞાન ઉપર મુસ્તાક રહેનારી બાઇઓ દુઃખને જ સેવે છે.

## ૯ મું દુઃખ નિવારણ.

**આંસુઓથી તકિયા પલ્લે, દુઃખી દિલ ના પલ્લે.**




ર્યાસી લાખ યોનિઓમાં મનુષ્ય જન્મ લીધા પછી છેવટની મુક્તિ રંડાપામાં જ થવાની છે, એમ જાણીને કેટલોક વૈરાગ્ય તો પકડવો જ. આ ફાની દુનિયામાં, હે કુલકુમ! તેં સુખ તો કશામાં દીઠું નહીં, પણ તું વૈરાગ્યમાં તે દેખી શકીશ. ઘર સંસારનાં દુઃખો વેળાએ નસંબધાપણું થોડેક દરજ્જે તો ન છુટકે અખત્યાર કરવું જ પડે. આ જગતની મિથ્યા દોડધામ અને ખાલી લાજ શરમથી પર થવું પડે જ; કેમકે એક દહાડો તો સંપૂર્ણ વૈરાગનો ત્હને આવી જ મળશે. તું આપો આપ સંસાર, ઘર, ને કુટુંબને નિવારી દઇ મૂગી મૂગી અબોલી ચાલી જશે, ને રંડાપાના સંતાપો તો હ્યાં ને હ્યાં જ પડયા રહેશે. કાઉન્ટેસ **એના મોરોનિ** નામની એક ઈટાલ્યન ઉમરાવજાદીને જ્યારે વૈધવ્ય પ્રાપ્ત થયું ત્યારે તેને લાગ્યું કે; "બીજાં ગરીબ લોકોની આફતના વખત પર, જીવનના મોટા પરોપકારમાં પોતાના સ્વાર્થનો કાંઇક ભોગ આપીને મોટાં મંડળોમાં ભેળાઇને અમન ચમનમાં જીંદગી ગાળવા કરતાં, મ્હારે માટે મોટાં પુણ્યનું કાર્ય તો એ જ છે કે, મ્હારે છુપા છુપ બીજી વિધવાઓનાં દુઃખો ટાળવાં." આ પરમાર્થના કામોમાં તેણીએ મોટા મોટિયારોની પણ પરવા ન કરતાં, ઘણી ઉમરાવનું છત્ર ગયું તેની પણ ઝાઝી દરકાર ન કરતાં, સુલેહ શાંતિમાં તેણે ૧૦૦ મા સાલગ્રેહની ઉજવણી કીધી!

**રોમ**ના પોપ **લીયો** ૧૩ માને રમાડનારી તેણી દાસી થઈ હતી. જ્યારે આવી વિધવા અમીરજાદીની લાયકાત સાંભળી ત્યારે તેના દર્શન લેવાની ખુદ **પોપને** પોતાને ઇંતેજારી થવાથી તેણીને જ્યારે માન સહિત બોલાવી ત્યારે જ તેણીએ **પોપની** પણ મુલાકાત લીધી, અને ઇ૦ સ૦ ૧૮૧૦ માં એ **પોપને** છ વર્ષની વયે પારણામાં પોઢાવી હિંચકા નાંખેલા, તેની **પોપને** યાદ આપી તેણી તુર્તજ વિધવા આશ્રમમાં દુઃખી વિધવાઓને સહાય થવાને દોડી ગઈ હતી! આમ કોઇ વિધવા બીજાઓને સંતાપ કરાવે છે, તો કોઇ વિધવા બીજાઓના સંતાપ આછા કરી શકે **છે. સેમ્યુઅલ ઑલ્ડવીન**, જે **હેન્ટસ** પ્રગણાના **લેર્મીંગ્ટન** ગામમાં રહેતો હતો, તે પોતાની પણિયેત પતિ ઉપર જોકે બહુ વહાલ રાખતો હતો છતાં મીસીસ **ઑલ્ડવીન** પોતાના પ્યારા ધણીનો ખાટલો ઉચકતાં કંટાળી જવાથી, અને તે મરે તો બીજો ધણી કરવાની તળપાપડમાં હોવાથી, તે બાપડાને સંતાપવા લાગી કે; "મૂઆ! તું મરતો કાં નહીં! હું તો ખરી, કે તું જે દહાડે મરશે તે દહાડે હું ત્હારી કબર ઉપર જ ડાન્સ (નાચ) કરીશ!" **ઑલ્ડવીને** બીહને પોતાના એકઝીક્યુટરોને ફરમાવ્યું કે, તેનું મડદું મહા સાગરમાં દફનાવી દેવું. તેણે ધર્મખાતાંમાં પોતાની સઘળી પુંજી અર્પણ કરી દીધાથી, આ ખાખા વળખી થઈ પડેલી વિધવાનો કોઇએ પણ હાથ ધર્યો નહીં. સધવા કે વિધવા જેનું મન એકવાર જો સંતોષી બને છે તો પછી સર્વ સંપત્તિઓ એની મેળે જ તેને આવી મળે છે. **सर्वाःसंतपयस्तस्य । सतुष्टयस्य मानसम** ॥ સ્ત્રીને રંડાપો આવવો એ તેણીના પૂર્વ જન્મનાં તમામ પાપોની છેવટની સજા છે; અને તે **સજાનું** દુઃખ છેવટનું જ છે. આથી કરીને જે ભોગવવાનું હતું તે છેવટનું ભોગવી લીધું, હવેથી સુખોની શરૂઆત ભવિષ્યની જીંદગીમાં થનાર છે, એવું વિધવાએ તો ખાત્રીથી માનીને સબુરી પકડી લેવી; કારણ કે, Non Bis in Idem ન્યાયની પેઠે, એટલે કે એક જ અપરાધ માટે બે વાર તપાસ હોતી નથી, એક જ અપરાધ સારૂ બીજી વાર તપાસ પણ હોતી નથી, તેમ એક જ ગુન્હા માટે એકવાર શિક્ષા થયા પછી બીજી સજાને કોઈ માણસ આધીન હોતું નથી.

અઝ કાલ્બુદે રાસ્ત શુદો ઝીયાન;
ચુ દાના બુઅદ ઝુ ન તર્સદ રવાન.

આશમાનની ગીરદેશથી મનુષ્યના માત્ર દેહને જ લાભ હાની થવાની છે, તેથી જો ડાહી સ્ત્રી હશે તો આશમાનના ચક્રની ચાલથી તેણીનો જીવાત્મા ડરી જનાર નથી. બધી જાતનાં દુઃખોમાં ધણીના મોતનું દુઃખ સર્વથી વિશેષ લાગે છે, તો પણ પાપ પુન્યના ઉપર સરદારી અને સત્તા ભોગવનારા મહા દયાળુ પરમેશ્વરની નજીક જ તે ધણી ગયો છે, અને પોતાના વ્હાલાંઓ ઉપર આશિર્વાદ વરસાવવાની પ્રાર્થના **તે રૂહ-પરવર** આપની સમક્ષ અરજ કરતું ગુજારી રહ્યું છે, એવા શુદ્ધ વિચારથી

મરનારની સ્ત્રી અને બચ્ચાંઓએ પોતાના મનનું સમાધાન જરૂર કરવું. જો ય
જીંદગી રોગ, ભય, ચિંતા અને દુઃખોથી ગભરાઇ રહેલી હોય છે, તો માણસ
મોત તો "એક આવકારદાયક છૂટકારો' થઈ પડે છે. જો મોત ભયાનક ને ત્રાસદાર
લાગતું હોય તો એટલી વાત તો કબુલ કરવી જ જોઇએ કે, મોતથી ડરનાર
જીંદગી સુખી છે, અને પોતાનાં સુખનો નાશ કરવા તેને ગમતું નથી. ઉચ્ચ બુદ્ધિ
કવિ સ્રોસરનો મરવાનો સમય છેક નજીક આવ્યો, ત્યારે પોતે જ રચેલી ખા
ધર્મનીતિનાં શિક્ષણોવાળી એક કવિતા આનંદથી ગાવા લાગ્યો હતો, અને હાજ
રહેલાં સર્વને છેલ્લી સલામ ખુશ મિજાજથી કરતો ગયો હતો. તે પોતાનો પ્ર
છોડતી વેળાએ આનંદી જણાયો હતો. વળી જે ગાયન તેણે મોતના બિછાના
ગાયું તે ગાયન તેણે મંદવાડના ભારે દુઃખદ ખાટલામાં, દર્દના ચાલુ ગોંકા માર
હતા ત્યારે જ તેણે તે રચી રાખ્યું હતું, કે મરતી વેળાએ ગાવાને તેને કામ લાગે!

આપણાં હૈડાંએ જ્યારે જાણી લીધું કે; આજે મ્હને સારૂં છે, તો તે જા
વાની સાથે જ આપણું હૈડું રંગીલું ને આનંદી થઇ નાચે છે. એ રંગવૃત્તિ જ તે
ખરૂં સુખ છે. લોર્ડ **નેલ્સનનું** અંતઃકરણ મરતી વખતે એવું તો આનંદમાં આ
હતું કે, છેવટે તે એટલું જ બોલ્યા હતા કે; **"હારડી! હારડી! મ્હને ચૂમ**
**લઈ લે!"** ટુંકમાં કહીએ તો દુઃખને વિસારવા સારૂ ત્હારાં દુઃખનું કારણ ત્હ
દૂર કરવું જોઇએ; એટલે કે સુખી કેમ થવાય તેનો ઉપાય ત્હારે જ શોધવો જોઇએ
**હે કુલશુમ!** અંધારૂં દૂર કરવા સારૂ ત્હારે દીવાની જ શોધ કરવી જોઇએ.
જેમ જેમ આરોગ્ય અને આનંદનો પ્રકાશ કરશે તેમ તેમ ત્હને ત્હારા રંડાપા
અંધકાર ટળે છે એમ જણાશે. બાપ વગરનાં થઈ પડેલાં ત્હારાં બચ્ચાંઓને ધૈર્ય
હિમ્મત આપવી હોય તો ત્હારા દિલથી તેમનાં દુઃખોનો વિચાર ત્હારાં અંતઃકરણ
પ્રગટાવ્યા કરીશ તો તું પોતે દુઃખી થઈ પડતાં તે બચ્ચાંનાં દુઃખો ટાળવાને બદ
તેમનાં દુઃખો તું બેવડી આપતી જ થઇ પડીશ. કોઇ સ્ત્રીના ચાર ચૂડા હાથ
પહેરતાં જ તૂટી જાય છે. કોઈની બંગડી એક દિવસ રહીને ભાંગી જાય છે. કોઇ
હાથમાં ચિતળ આઠ દહાડા જ ટકે છે. કોઇના પોંચામાંની ગુજરી મહિનો મ
રહીને તૂટી જાય છે. કોઇની કલ્લી વરસ પાંચ વરસ, ને કોઇની ૧૦૦ વરસ ટકે
અને કોઇ સ્ત્રીની બંગડી સદાકાળ ફુટતી જ નથી. નવસારીમાં એક પારસી ડો
વિષે કહેવાણી છે, કે તેઓ પોતાનાં ચિતળની જાળવણી પોતાના જાન કરતાં પ
વધારે કરતાં હતાં, અને પરણતી વખ્તે જે બંગડીઓ પહેરેલી, તે કાચની ચૂડી
પોતાના ધણી ગુજર્યા ત્યારે જ ભાંગવામાં આવી હતી! આ એક મિસાલ છે.
એતુદથનું જોડું સંધાયું તે કદી છૂટું પડતું જ નથી. એટલા ઉપરથી દરેક વિધવા
સધિયારો લેવો, કે મૂવા છતાં પણ તેમના ધણી જૂદા પડયા નથી. **ચીનની** વિધવા
કદાચ જ ફરીથી લગ્ન કરે છે. **ચીનમાં** વિધવાઓને ઘણું માન મળે છે. પચાર

વર્ષે ત્યાંની વિધવાને સરકાર તરફથી પણ બહુમાનનો પોશાક મળે છે. અને તેણીને એક ટેબલ આપવામાં આવે છે, જે તેણી પોતાના ઘરના મૂખડા ઉપર મૂકે છે, અને તે જોઇને તેને કોઇ સતાવી શકતું નથી. જરમનીમાં વિધવાઓની ઘણી કદર ખાવામાં આવે છે. વસ્તી ગણત્રિ વેળાએ રંડાયલા ધણીઓની સંખ્યા જેટલી જ વિધવાઓની સંખ્યા જરમનીના એક ગામડાંમાં નોંધાઈ હતી. તે ગામડાંમાં કુદરતનો એક ચમત્કાર એવો પણ જણાયો હતો કે, ત્યાં બધી મળીને ૪૪૪ માણસોની વસ્તીમાં ૨૨૨ સ્ત્રીઓ હતી, અને ૨૨૨ પુરૂષો હતા! ત્યાંના લોકો સેન્ટ **જેમ્સ**ના વચનને માન આપી કહેતા કે; "ઇશ્વર અને ફાધરની હજુરમાં શુધ્ધ અને પવિત્ર ધર્મની ફરજ એ જ છે કે; મા-બાપ વગરનાં બચ્ચાંઓ અને ધણી વિનાની વિધવાઓની આપત્તિમાં, તેમની સંભાળ લેવી; તેઓને દુઃખી કરવાં નહીં; અને સંસારમાં નિષ્કલંક રહેવું." હે બ્હેન! આપણો મિત્ર આપણો આત્મા જ છે. આપણો શત્રુ પણ તે જ છે. જે પોતાના આત્માને વશ કરે છે તેની સાથે તે ભાઇબંધ થઇને રહે છે. જેણે સુખ દુઃખના પ્રસંગે આત્માને જીત્યો નથી તેને તો તે શત્રુની જ ગરજ સારે છે. જો અઘટિત રીતે આપણા ઉપર સતામણી ને સંકટ આવી પડે છે તો આપણા પાડ પાડોશીઓ અને સહી મિત્રોની દિલસોઝી આપણે માટે ઉશ્કેરાય છે, જેથી નિર્દોષ જીગરને ઘણી રાહત મળે છે; પરંતુ જે આફત આપણી ચાલ અને કરણીથી આપણને ઘટતી હોય છે ત્યારે લોક લાગણી આપો આપ આપણી વિરૂદ્ધ જાય છે, જેથી આપણું દુઃખ પણ બેવડાય છે. માટે વિપત્તિ અને ભયના વખતમાં પહેલાં ત્હારે હિમ્મત રાખવી, અને પછી ઇશ્વરની મદદ માંગતાં તેને જ કહી દેવું કેઃ—

"Oh God! that madest earth and sky, the darkness and the day,
Give ear to this Thy family, and help us when we pray!
For wide the waves of bitterness around our vessel roar,
And heavy grows the pilot's heart to view the rocky shore!"

ઇશ્વર ઉપરનો આવો અકળિત અખંડ પ્રેમ અને દ્રઢ શ્રદ્ધા ત્હને ગમે એવી આફતની આગમાં બાળી જાળી દેશે નહીં.



# ૧૦ મું દુઃખ નિવારણ.

### સબુરીથી ત્હારાં સુએલાંને ખુશાલ કર !

"Faults in the life breed errors in the brain,
And these reciprocally those again.
The mind and conduct mutually imprint,
And stamp their image in each other's mint"

—COWPER.



શું બોલી **નાજા**? "ઘણી મરણ પામ્યાનું એક જ દુઃખ હોય તો હું મન મનાવીને, બીજી રંડાયલી સખીઓના હાલ હવાલ જોઇને જીવ ઠેરવું, પણ બાપ વગરનાં મ્હારાં બચ્ચાંના કળકળાટ અને હાય સોસારા દેખી મ્હારૂં કાળજું જાણે ખરેખર જ કપાઇ જાય છે !" ના, બેન ના; જેવું **મન** કરશે તેવું ત્હને સુખ દુઃખ લાગશે. ત્હારાં **મન** ઉપર જેવી છાપ પાડશે તેવો જ સિક્કો ત્હારાં શરીર ઉપર જરૂર પડશે. આ તો એક અબાધિત કાયદો જ છે, કે જ્યારે એક વિધવા માતા પોતાનાં બાળકોમાં રહેલાં શુભ અને શાન્તિનો જ વિચાર કરે છે ત્યારે તે બચ્ચાંઓમાં રહેલાં શુભ અને શાન્તિ જો છુપાએલાં હોય છે તો તે જાહેર થઇ જાય છે; અને જો બચ્ચાંનાં નિર્દોષ અંતઃકરણ શુભ અને સારૂં વમાસનારાં હોય તો તેમના જીગરમાં શાન્તિનો જ પ્રકાશ વધવા પામે છે. બચ્ચાંનાં અશુભ ધખારાનું **પણ** ત્હારે એજ પ્રમાણે સમજી લેવું. મોટે ઘરની વિધવાઓએ જ્યારે **મન** પર લીધું કે, કાળી બોર્ડરવાળો શોકનાં કાગળો શોક વધારે છે, ત્યારે તેમણે કાળી બોર્ડરનાં કાગળોની ફેશન કાઢી ને જીવ ઠેરવવાનું કર્યું. કાળી સાડીનો એકાએક પહેરેલો પહેરવેષ આસપાસનાંઓને હેબતાવી મારનારો જ્યારે જણાયો ત્યારે કાળી સાડી વિધવાઓને નહીં પહેરવાની પણ હવે ફેશન નિકળવા માંડી છે; તેનું કારણ પણ **મન** ઉપર થતી માઠી અસર અટકાવવાનું જ છે. **કોરિયા**ના રાજકુટુંબમાં કોઈ મરણ પામતું ત્યારે ત્રણ ત્રણ વર્ષ સુધી ત્યાંના તમામ લોકો સફેદ ટોપી પહેરતા હોવાથી, આખાં **કોરિયા**માં દુઃખની જ લાગણી ચાલુ રહેતી જોઇને, અને ત્રણ વરસ પૂરાં થતાં દરમ્યાન બીજા કોઇ રાજ કુટુંબીનું મોત નિપજવાથી, શોક ને શોક જ ચાલુ રહેતો તપાસીને, ત્યાંના રાજવંશીઓએ લોકોના મન ઉપરની દુઃખની છાપ ભુસી નાંખવા સારૂ, આ કારમો રિવાજ રફતે રફતે કાઢી નાંખવા માંડયો હતો;

કેમકે જેઓ બીજાનાં દુઃખે દુઃખી થઇ સમભાવ રાખવા માંગે છે, તેઓ તો દુઃખને ઘટાડવાને બદલે દુઃખને ઉલટાં વધારે જોશ આપે છે. માટે **નાજા**બેન ! બચ્ચાંનાં દુઃખને ટાળવા તું દુઃખને જ ના પ્રકટાવ. વહાલાંનું દુઃખ ઓછું કરવાને બદલે, તું પોતે દુઃખી થઇને તેમનાં દુઃખને બેવડું ચોવડું નહીં કર ! આમ કીધાથી ત્હારૂં જીગર જે દુઃખથી તું નિરાળું રાખતી હતી, તેમાં પણ દુઃખનું ભૂતડું ભરાઇ બેસે છે. માણસના શરીરના હૃદયમાં, જઠરમાં, આતરડાં કે હોજરામાં સઘળે સઘળે અણુ કે પરમાણુમાં એકલું **મન** જ વસેલું છે. આદમીના મસ્તકમાં વસેલું **મન** તો સર્વદા જાગૃતિમાં જ રહે છે, અને આખા દેહ ઉપર **મનની** જ સત્તા ચાલે છે. વળી તે મસ્તક કહેતાં મગજની સત્તા સર્વ અવયવો ઉપર ચાલે છે, જેથી રોગ વગરનો માણસ પણ જો **મનથી** એમ માની લેશે, કે તેના પેટમાં દર્દ થયું છે, તો જરૂર જ તે દર્દનો દુઃખાવો પણ તેને લાગશે. **મનના** ફરમાન પ્રમાણે જ આદમીના હાથ પગ સૌ કામ કરે છે. જઠરાગ્નિ પણ **મનને** જ તાબે છે. બધી ઇંદ્રિયો જે જે જૂદી જૂદી ક્રિયાઓ કરે છે, તે તે **મનની** જ દોરવેલી દોરાઇને કરે છે. દરેક માણસ કાંઇ આ સાચી વાત જાણતું નથી, તેથી જ દુઃખી ને હાડમાર થઇ ભય અને ચિંતાને પોતે જ ઘડી કાઢે છે. જે બહેનો આ વાત સમજે છે, તેઓ વિધવાવસ્થામાં પણ પોતાનાં મગજની ચોકસાઇથી દુઃખોને કાબુમાં રાખે છે. **નાજાં** કહેરની મારેલી બોલીઃ–"ત્યારે મનથી માટીડાઓ પણ બ્યાશે ને છોકરાં પણ જણશે ખરા ! સ્ત્રીઓનું કષ્ટ અને રંડાપાના સંતાપો પણ ભાયડાઓ લેશે ખરા, જો **મન** ઉપર લેશે તો !" હા, **નાજા** હા; એનો પ્રત્યક્ષ બનતો દાખલો કહું તે સાંભળ બેન.

## પોમલી વ્યાય ને પોમલો સુવાવડ ખાય.

આપણે કહેવત બોલીએ છીએ કે; "પોમલી જણે ને પોમલો ખાય." પરંતુ **મનની** અસર આ વાતમાં પૂરેપૂરી સત્ય છે. વડોદરા શહેરમાં **પોમલા** નામની એક વિચિત્ર જાત વસે છે. તેલુગી જેવી ભાષા તેઓ બોલે છે. પુરૂષોના નામ હરિભાઇ, નરસી વિગેરે છે, અને સ્ત્રીનાં નામો જમની, કાશી વિગેરે ગુજરાતી નામોને મળતાં જ આવે છે. તેઓ રમકડાં, સાવરણી, ઝાડુ, અને ટોપલીઓ, તાડના કિંવા ખજુરીનાં પાંદડાંની બનાવીને વેચે છે. તેઓ મદ્રાસ ઇલાકામાંથી ગુજરાતમાં આવી વસ્યાને આશરે ૨૦૦ વર્ષ થયાં છે. જેમ દુનિયાના બીજા ભાગોમાં **મનના** ધખારાથી કોઇ કોઇ ન્યાતીમાં વિચિત્ર રિવાજો દીઠામાં આવે છે, તેમ આ **પોમલા** જાતિમાં **મનનાં** દુઃખ વિષેનો એક વિચિત્ર ચાલ પડેલો છે. **પોમલી** જ્યારે વ્યાય છે ત્યારે તેણીની સારવાર કરવાને બદલે તેણીના વર **પોમલાની** સારવાર, દવાદારૂ, અને ખાનપાન સૌ કરવામાં આવે છે. **પોમલી** જ્યારે બચ્ચાં જણે છે ત્યારે તેણીને તો માત્ર લિંબડાનો રસ અને તેલ પાવામાં આવે છે. આ રસ તથા તેલ પીતાં

બરોબર જ તેણીને સુવાવડવાળું ઘર એકદમ છોડી દઈને બીજે જ ઘરે જઈને રહેવું પડે છે, જ્યાંથી ૫-૬ દિવસ સૂધી તેણીથી પોતાને ઘેરે જઈ શકાતું જ નથી. હવે સુવાવડી ખાટલી ઉપર **પોમલો** જઈને પોઢે છે, અને સુવાવડની સઘળી દવા દારૂ ને ખોરાક પાણી સૌ **પોમલા**ને જ ખવાડવા પીવાડવામાં આવે છે. **પોમલા**ઓ વળી એમ પણ કહે છે કે, તેઓ કાંઈ ખાલી રિવાજને જ લઈને આમ કરતા નથી, પરંતુ ખરેખર કષ્ટાયલી વ્યાયલી સ્ત્રીને જે માંદગી, જે દુઃખ, અને જે અસુખ થાય છે, તેવુંજ દર્દ ને તેવુંજ દુઃખ તેમને પણ થાય છે !!* કેટલાકો તો એટલે સૂધી અનુભવ સિદ્ધ જણાવે છે કે, (જો કે આ વાત માન્યામાં આવતી નથી) સ્ત્રીને જેમ લોહી વિગેરે વહે છે તેમ તે પુરૂષને પણ વહે છે ! ! અને માતા અથવા દેવીની કૃપાની આ નિશાણી છે. તેમનામાં જે સ્ત્રીઓ દુરાચારી અને ભ્રષ્ટ થએલીઓ હોય, તેઓને આ દેવીમાતા પોતાનાં રક્ષણ હેઠળ રાખવા માંગતી ન હોવાથી, તેણીઓને ખાટલી ઉપર આરામ લેવાની દેવીની મનાઈ હોય છે. આ રીતે **મનની** અસર **તન** ઉપર પણ થાય છે. સ્ત્રીની પેઠે પુરૂષને જાણે પોતાને જ પેટનો ગર્ભ હોય તેમ ભાયડો પોતે કષ્ટાય છે; તેને પેટમાં દુઃખે છે; અને આબાદ જાણે તેણે જ ગર્ભ ધારણ કીધા પછી દુઃખ વેઠવાનું હોય, તેવા ખરોખર દુઃખ દર્દ તેને થાય છે ! ! **મન**નાં માનેલાં દુઃખનો આ પ્રત્યક્ષ પુરાવો છે. આ **પોમલા** જાતનાં લોકો **નડિયાદ**, **અમદાવાદ**, **ભરૂચ** અને **સુરત**માં પણ વસે છે. દર બાર વર્ષે નડિયાદમાં આવેલી **ડુમરાલ** ભાગોળ આગળ એ લોકની આખી ન્યાતિ, દેવીમાતાના માનમાં ભેગી મળે છે; જેમના ઉપર દેવી માતાની કૃપા અત્યંત ઉતરેલી માની લેવામાં આવે છે. તેઓ **મન**ના ધખારાથી અનેક ચમત્કારો ને પરાક્રમો કરી પણ બતાવે છે. તેઓ અગ્નિ ઉપર ચાલે છે તો **મનની** દ્રઢતાને લીધે તેમને બળત્રા થતી નથી ! **મનના**જ કારણે તેઓ પુનર્લગ્ન પણ ઝાઝાં કરતાં નથી. તેઓએ બસ એવું જ માની લીધેલું છે, કે તેમની ઇષ્ટ દેવી લક્ષ્મીજી પુનર્લગ્ન કરનારાં ઉપર અવકૃપા રાખે છે !

**નાજાં**—"દુઃખ વિસરવાની હું ઘણીબી કોશીશ કરીને **મનને** વાળું છું, પણ મ્હારૂં **મન** સ્થિર થતું જ નથી; **મન**ને શાન્તિ થતી જ નથી; તેનું કેમ કરૂં ? ખુદા કેવા નિર્દય છે !"

જો બ્હેન ! **મનને** કબજામાં રાખ્યે તો મોક્ષ મળે, ને **મનને** કાબુમાં ન રાખ્યે તો દુઃખ કદી હઠે નહીં. જો મનુષ્યથી **મનને** કાબુમાં રાખી શકાતું ન જ હોય તો પરમેશ્વર કહે છે કે; "તું મ્હારૂં જ શરણું લે; મ્હારે જ શરણે આવ !" એટલે કે, દુઃખના વખ્તે ભજન, ભક્તિ ને બંદગીમાં મશગુલ રહી, પ્રભુ **જે કરે તે** ખરૂં; પરમેશ્વર સૌ સારૂં જ કરે છે; માઠાંમાંથી પણ તે ભલું જ કરે છે; **એમ દ્રઢ**

* જૂઓ વડોદરાના ચીફ જસ્ટીસ સાહેબ હાલ નાયબ દિવાન રાવ બા૦ ગોવીંદભાઈ હાથીભાઈ દેશાઈજી કૃત "ન્યાતજાતના રિવાજોનો કોષ" પાનું ૮૨.

નિશ્ચય રાખી તેણે જે કાંઇ કીધું તે બરહક જ કીધું, એમ માનીને સંતોષથી રહેવું; નહીં કે દુ:ખ પડવાથી પરમ કૃપાળુ ઇશ્વરનો વાંક કાઢીને માથે હાથ દઇ બેસવું.

જૈસી કરની આપકી, તૈસા હી ફલ લે;
કુડે કર્મ કમાય કે, સાંઇયા દોષ ન દે.

જેવી ત્હારી કરણી હશે, જેવાં કર્મ તેં આ ભવમાં કે આગલા ભવમાં કીધાં હશે, તેનું તેનું પ્રતિફળ ત્હને ચાખવું જ પડવાનું છે. ત્હારાથી જાણે કે અજાણે જે પાપ કર્મ થયાં હશે, તેની કમાઈ ત્હને તેવી જ મળી હશે; માટે તું પરમેશ્વરને દોષ નહીં આપ; ત્હારાં કર્મનો જ વાંક કાઢ. હા, હું કબુલ કરૂં છું, કે એક રાંડી સ્ત્રી તો જીવતી જ મુવેલી જેવી છે, અને કર્મ કહેતાં નસીબના દોષથી જ જાત જાતનાં કષ્ટો તેને ભોગવવાં પડે છે. વિધવા તો પરાધીન અને પરઆશ્રિત હોય છે; તેણીને દિલાસો દઇ તેનું દુ:ખ નિવારણ કરવાને બદલે જેઓ તેને વધારે દુ:ખ કરે છે, તેઓ ઉપર પરમેશ્વરની ઇતરાજી ઉતરે છે. દુર્બળ અબળા ઉપર જુલમ જાસ્તી કરનારાં સાસુ સસરા કે નણન્દો તથા દેરાણી જેઠાણીના ભુંડા હાલ થાય છે. એથી ઉલટું, વિધવા પ્રત્યે તો બીજાઓએ દયા અને દીલસોજી રાખવાથી તેમના મનનું દુ:ખ કમી થવાથી, તે દયાળુ જીવોને પુન્ય પહોંચે છે. વિધવાનાં બચ્ચાં ઉપર તો પોતાનાં બચ્ચાં કરતાં પણ દેરાણી જેઠાણીઓએ વિશેષ વ્હાલ રાખવું જોઇએ. નબાપાં નાવારસોને તો બનતી દરેક મદદ આપવી જોઇએ. વિધવા સ્ત્રીની ફરજ છે, કે બધાં સગાંઓ પ્રત્યે પ્રેમ રાખવો, અને પોતાનાં બચ્ચાં કરતાં તેમનાં બચ્ચાંઓને પ્રેમથી ચ્હાવાં. જેઓને આશરે આધારે એક વિધવા પડી હોય તેઓને સંતોષ આપવો, એ તો એક વિધવાનું ફરજિયાત કામ છે.



## ૧૧ મું દુ:ખ નિવારણ.



### પ્રિય પતિ કદી મરતો નથી.

ઉર્મિલાઃ—"હે સાહેબ ! પરણીને પછી રંડાપો સેવવાનો હોય તો ઇશ્વર કેવો નિર્દય કહેવાય, કે તેનો કાંઇક ઉપાય પણ સ્ત્રી જાતિને આપ્યો નહીં ! ઇશ્વર રૂઠે છે તેની સાથે મનુષ્યો પણ રંડાયલી ઉપર જ કાં રૂઠતાં હશે વારૂ ? ધણીથી તો છુટી પાડે છે, પરંતુ દીકરા દીકરીથી પણ અળગી કરે છે. રંડાઈ એટલે જ મ્હારૂં તો મ્હોં પણ દેખવું લોકો

અપશુકનભર્યું અને અવદશાવાળું અવર લેખે છે. રંડાયલીનું તો પગલું પણ અવર ગણે છે. શું ત્યારે વૈધવ્યનું આવું દુઃખ તમે **મનનું** જ માનેલું કહી શકશો ?"

હે બેન ઉર્મિલા ! માણસાઇ શોક સંતાપના બે ઉત્તમ ઉપાયો કુદરતે નૈસર્ગિક રીતે નક્કી કરેલ છે. મધુર, મક્કમ, પહેલો અને ઉમદા જે આપણો **ધર્મ**, તે જ નબળાંને બળ આપે છે; અને રંડાપાના ઘાનો મલમ પણ **ધર્મ** જ છે. એ ઇલાજથી ઉતરતો ઇલાજ તે ખંતથી ઘર કામમાં વેતરાં કરી ઉદ્યોગે લાગવું એ જ છે. તે સાથે તું જે નમ્રતાઇ, જે સહનશીલતા અને જે સમભાવ તથા દયાવૃત્તિ સધવા અવસ્થામાં નો'તી શીખી, તે વિધવાવસ્થામાં શીખી શકે છે. એક વિચિત્ર કહેવત છે કે; "જે વિવાહ વખ્તે રડી નથી, તે વિવાહ પછી રડશે !" ઇંગ્લંડ જેવા દેશોમાં પણ લાંબા કાળ સુધી એવો એક વહેમી રિવાજ હતો કે, પરણતી વેળાએ મનસ્વિપણે રડે નહીં, તો પરણતાં જોડાંને વખત ક-વખત કાંઇ પણ ખલલ નડયા વગર ન રહે. એટલા સારૂ લગ્ન પ્રસંગે કન્યાએ આંખમાં આંસુ લાવવાનો પ્રથમ ત્યાં રિવાજ હતો. બ્હેન ! જે દુઃખો પડનાનાં હતાં તે તો પસાર થઈ ગયાં; હવે તેનો બળાપો ને સંતાપ, વખત બે-વખત કરશો જ ના. તે દુઃખની સાથે જ તેના સંતાપો પણ ગુમ થયા છે. રંડાપાની ઘણીક મુશ્કેલીઓ તો માત્ર કલ્પિત હોવાથી તે ધારેલી તો આવતી જ નથી; અને જે મુશ્કેલીઓ વિધવાવસ્થામાં આવીને ઉભી રહે છે, તે આપણા ધારવા કરતાં ઘણી હલકી જ માલુમ પડે છે. વળી જે મુશીબતો આવવાની હોય છે તેનો કોઈ ચોક્કસ વખત હોતો જ નથી. જ્યારે આમ છે ત્યારે તે વખત આવે તે પહેલાં જ સંતાપેલાં કે બિધેલાં રહેવામાં લાભ શો છે ? જે વિઘ્ન આવવાનું નથી તેને માટે કાળજી અને ચિંતા રાખીને, જાણે કે નહીં આવનારાં અણગમતાં પરોણાંને હાથે કરીને ત્હારે આવકાર દઇ તેડું શા માટે કરવું ? ઘણી વાર બને છે કે, જે દુઃખની આપણે ઇચ્છા જ કર્યા કર્યે, તે દુઃખ અણચિંત્યું આપણા દરવાજા ઉપર, અણગમતાં પરોણાની પેઠે, આવીને ઉભું જ રહે છે.

બ ઝોરો અર નશાયદ રદ, એહેકામે કઝા કર્દન;
તમીઝે બદ કસેરા દર, કઝા ચુંનો ચેરા કર્દન.

ખુદાના હુકમને, હકુમતના જોરે કે દોલતની ખુમારીમાં, કોઇથી પણ રદ્દ કરી શકાતો નથી. કુદરતના કાર્યમાં કોઇને પણ ચુનોચેરા કરવાથી સૈનક મળતી જ નથી. દુઃખી બેન ઉર્મિલા ! હશે; તું દુઃખી પણ થઇ હશે, ને કમનસીબ પણ હશે, કે તેં ત્હારો માનીતો પતિ ગૂમાવ્યો છે, અને ત્હારી બધી ઉમેદો ભ્રષ્ટ થઇ હશે. ત્હારા વૈભવો નાશ પામ્યા એ પણ સૌ જાણે છે. તું બેહદ રડે છે તેની હું ના નથી પાડતો, પરન્તુ તું મ્હને એટલું કહેશે, કે જગતમાં શું તું એકલી જ રંડાઇ છે ? લાખો વિધવાઓ શું ત્હારા કરતાં ઓછી દુઃખી છે ? રડ બેન રડ; પણ પેટ પૂરતી એકવાર

જ રડી લે; પછી બસ કર. પાછળથી ત્હને દુઃખમાં પણ કાંઇ સુખ સમાયલું જણાશે. દુઃખ એ તો વિધવાનો ખોરાક છે. શું જીવતાં જીવત ત્હારા ધણી તરફનાં ઘણાં કડક દુઃખો ત્હને નહીં પહોચ્યાં હતાં ? શું ત્હારા ધણીના ગુસ્સા, કડવાં વેણો, જુઠાં તોહમતોએ ત્હને દુઃખી નો'તી કીધી ? ત્હારા ધણીમાં શું ત્હને દોષો માલુમ નો'તા પડયા ? વારંવાર તું તો તેનાથી દુઃખો પામી ચૂકી જ હતી. પરન્તુ મરણથી એક મોટો ફાયદો ત્હને અને તેના જીવાત્માને એ થયો છે, કે તું તેની પાછળ તેના ગુણો જ ગાય છે; તેની ભલાઇને જ યાદ કરે છે; અને તેણે જે થોડાંક સુખો ત્હને આપ્યાં હતાં તેને જ તું તો રડે છે. તોપણ ઘણું કલ્પાંત નહીં કર. રડીને બળખા પાડવાથી ત્હારા ધણીનો જીવ ગુંગળાય છે. તમો હિન્દુ લોકોમાં ૨૮ નરક કહેતાં દોઝખો કહેલાં છે. જેની પાછળ ઘણું રડાય છે ને ઘણું કૂટાય છે, તેના રૂવાનને ઘુવડો અને ભૂંડો જેવાં બીજાં જનાવરો ચુંટી ચુંટીને ભક્ષ કરતાં કહ્યાં છે. જે ધણીએ પોતાની સ્ત્રી ઉપર જુઠાં આળો મૂકી નિર્દોષને સતાવી હોય છે, તેની સ્ત્રી જો તે સ્મરણમાં લાવીને રડે છે, અથવા પોતાની સ્ત્રી સામે તરકતી શાક્ષી આપી હોય છતાં તેની ધણિયાણી રૂવે છે, તો રૂર્વ એટલે ભયાનક નરકમાં તેણીનો ધણી જાય છે. પોતાની પત્નિને નુકશાન પહોંચાડી મારફાડ કરનારા પતિની પાછળ તે દુઃખકર વાતો સંભારી સંભારીને રોનારી વિધવા પોતાના પતિને રોધા જેવાં બિહામણાં અને રાક્ષસોથી ઘેરાયલાં નરકમાં મોકલે છે. છાકટો કે ચોર ધણી પોતાની પ્રિયાનું ઢાંગી રડવું કૂટવું જો જૂએ છે, તો તે શુકર જેવાં ઘડક ધૂજારો ચાલુ કરાવનારાં નરકમાં જાય છે. માટે બીજી વિધવાઓનાં દુઃખો કરતાં ત્હારાં દુઃખોની કાંઈ બિસાદ જ નથી એમ સમજીને ત્હારો જીવ ઠેરવ. એક હજાર પરણેલાં જોડાંઓમાંથી "સોનેરી લગ્ન" ની જ્યુબિલી જોવાને તો માત્ર એક જ જોડું નસીબવંત નિવડે છે. આપણા હિન્દ દેશમાં જ ૨૩૦૦૦૦૦૦ વિધવાઓ પડેલી છે ! તેમાં વળી નવ વરસની વયમાં જ રાંડેલી ૮૫૦૦૦ છે ! વળી ૧૪ વર્ષની વયમાં રાંડેલી ૨૧૦૦૦૦ જેટલી છે ! અને ૨૦ વર્ષની અંદરનીનો શુમાર તો ૩૯૫૦૦૦૦ નો આવે છે ! ત્યારે આટલી બધી વિધવાઓ શું ત્હારા કરતાં ઓછી દુઃખી હશે ? શું તું જ નવાઈની દુઃખી વિધવા આ લાખો વિધવાને સુખી સમજે છે ?



# ૧૨ મું દુઃખ નિવારણ.

### દુઃખ તેં જ ઉભું કર્યું–માટે તુંજ શેતાન છે.



શું બોલી ઉર્મિલા? "બાપ વગરનાં ન–બાપાં બચ્ચાંનું શું થશે, તેનું જ હું તો રડું છું!" બેન! એમ નહીં બોલીશ. લોચે પડેલાં લોચે જ પડયાં રહેતાં નથી. સર **વિલ્યમ વ્હેકસટનને** રેશમી કાપડની ગાંસડીઓ ખભે ઉપાડીને ફેરિયાનું વૈતરૂં કરતો જોઈને, જે માતા પોતાના ધણીની **જાહોજલાલી** યાદ કરીને આંખપાણી કરતી હતી, તે જ માતાએ પોતાના ન–બાપા દીકરાને મહાન દરજ્જે પહોંચેલો જોઈને હર્ષનાં આંસુ પણ પાડયાં હતાં. હમારી કોમમાં ધૈર્યશીલ, ડાહ્યાં, અને ખમાઉ વિધવા **મોટલાંબાઈ વહાડિયાનો** કિત્તો સૌ કોઇ વિધવાએ ધારણ કરવો જોઇએ. પોતાના ઉમરાવ ધણી **માણેકજી વહાડિયાજી** મરણ પામ્યા પછી, રંડાપાનું દુઃખ પકડી ધરીને નહીં બેસતાં, પોતાના બન્ને દીકરાઓની માલ મીલકત રખેને લુંટાઇ જાય, અને બચ્ચાંઓનું ભવિષ્ય રખેને અવળું પડે, એટલી જ કાળજીથી ધણીનું મોત વિસારે પાડીને પોતાના દીકરાઓનું સાચવવામાં જ મનને રોકવાથી, તેઓએ વૈધવ્યના સંતાપ કોરે મેલ્યા હતા; અને તેને યોગે રૂા. ૧ એક કરોડનાં "**વહાડિયા ચેરીટી ફંડ**" નો લાભ હજારો દુઃખી લોકો, અને સેંકડો વિધવાઓ લેતી થઇ છે. વિધવાને અવરદશા સમજનારાંઓ, વિધવાને હિણનારાંઓ, અને વિધવાનું મ્હોં પણ જોવું અપશુકનનું ગણનારાંઓએ યાદ રાખવું જોઇએ, કે તે દુઃખ પામેલી રંડાએલીનું મ્હોં જોવું અવર ગણનારી બાઇઓને સંતાપ અકળાટનો સમય જ્યારે આવી લાગે છે, ત્યારે તે જ બાઇઓને તે કામગરૂ વિધવાના પગ જોવા પડે છે. વળી મનુષ્યથી હણાયલા જીવો પ્રભુને બહુ વ્હાલા હોય છે, અને વખત આવવે પ્રભુ પોતાના ચમત્કાર બતાવી શ્રધ્ધાળુ વિધવાનું મોટપ વધારી દેવાને પણ ચૂકતા નથી. કમળાદેવીની કથા કહું તે સાંભળ બેન.

### કમળાદેવીના લાકડાંના પગોની કથા.

**સિધ્ધેશ્વર** સ્વામી નામે એક મહા સત્પુરૂષ **ઓંકારેશ્વર**માં પડી રહેતા હતા. તે પરમહંસ દિક્ષા પામેલા સચ્ચિદાનંદ સદ્‌ગુરૂ હતા. તેમના અદ્ભુત ચમત્કારો દેખી શ્રદ્ધાળુ સેવકો તથા સેવકીઓ તેમનાં દર્શન લીધા સિવાય મ્હોં પર અન્ન નો'તાં મૂકતાં. ગુરૂ જ્યારે જંગલોમાં ભટકી સાંજને છેડ થાકેલા પાકેલા પોતાના આશ્રમમાં આવી સુતા, ત્યારે શ્રીમંતોની સ્ત્રીઓ તેમની પગચંપી કરવા બેસી જતી.

**સુવર્ણાબાઇ**, **દુર્ગાબાઇ**, **કમળાદેવી** ઇત્યાદિ મોટે ઘરની સ્ત્રીઓ પગચંપી કરી કૃતાર્થ થવામાં મોજ માનતી હતી. કાળ સંજોગે **કમળાદેવી**નો ધણી મૈયત થવાથી તેણીને રંડાપો આવ્યો. **કમળાદેવીને** રંડાપાનું જેટલું દુઃખ ન લાગ્યું, એટલું સ્વામી મહારાજની ચંપી કરવાનું જતું રહેશે, એ વિચારથી તેને દુઃખ વિશેષ થયું. છેવટે દશ દિવસ. પૂરા થતાં જ લોકલાજને કોરે મૂકી, તેણી સાંજને છેડે ગુરૂની પગચંપી કરવાને દોડી. બીજી સોવાસણ સ્ત્રીઓએ મહારાજના પગને અડકવા તેણીને દીધી નહીં, અને તેનું મોઢું દેખવામાં ન આવે માટે સઘળીએ ઘુમટો તાણી મોઢાં બીજી દિશાએ ફેરવ્યાં. મહારાજે તેઓને ઘણુંએ સમજાવ્યાં, કે સઘળાંમાં **કમળાબાઇ**નો મ્હારા પ્રત્યે વિશેષ ભક્તિભાવ હોવાથી તેણીને પગચંપી કરવા દ્યો; પરંતુ પોતે જાણે કે રંડાવાની હોય જ નહીં, તેમ સાફ ના પાડી તેઓ બોલીઃ—"રંડાયલું મનીખ હિણું કહેવાય. મહારાજના પવિત્ર શરીરનો સ્પર્શ તેના અપવિત્ર, ચુડા વગરના હાથોથી થઇ શકે જ નહીં. હમે એને અડીશું પણ નહીં!" મહારાજ મૂગા રહ્યા. બીજે દહાડે **કમળાબાઇ**એ પોતાની શ્રદ્ધાને લઇને એક સુથાર કારિગરને બોલાવી તેને કહ્યું કે; "તું મહારાજના દર્શનને મિષે દેવળમાં જા, અને તેઓશ્રીના પગોનું બરાબર આબહુબ પરમાણું લેઈ આવી તેમના જેવા જ આબાદ બે પગ બનાવી લાવ; હું ત્હને ખુશી કરીશ." સુથારે તે પ્રમાણે બે પગો બનાવી લાવી **કમળાદેવી**ને આણી આપ્યા. બરાબર જાણે મહારાજના જ અસલ પગો હોય નહીં શું, તેવા આ લાકડાંના પગો લેઈ, ખુશ ખુશ થઈને તેને ઇનામ આપી તે જ સાંજે દેવળમાં જઇ એક ખૂણામાં એલાહેદી બેસી આ લાકડાંના પગોની ચંપી કરતી હોય નહીં શું, તેવી રીતે આનંદથી કલાક બે કલાક પગોની ચંપી કરી તે પગો પાછા લઇને ઘરે જઇ, ત્યાં પણ **કમળાબાઇ** દહાડો ને રાત પગચંપી કરવા લાગી. બીજા ભાયડાઓને તેમ જ સ્ત્રીઓને તેણીની ઠઠ્ઠા મશકેરી કરી ફૂ-ફૂ; થૂ-થૂ કરવા લાગતાં દેખી મહારાજ દિલગીર થતા. આ ક્રમ મહિનાઓ ગણત્રી ચાલુ રહ્યો. રાંડેલી કમળા પેલી નાકનું ટિચકું ચઢાવેલી શ્રીમંત શેઠાણીઓની ઠઠ્ઠાની કે શ્રીમંત શેઠોની મજાકની કાંઇએ પરવા ન કરતાં, આ કૃત્રિમ સેવા બજાવતી જ રહી; અને બોલી કે;

आर्द्राप्रतंत्री गहनो विकारी परितापवान ।
देह स्फुरति ससारेसोऽपि दुःखाय केवलम् ॥

આ દુઃખમય સંસાર યાત્રામાં લીલાં આંતરડાં તથા નાડીઓથી ભરેલો, અનેક વિકારવાળો, અને અંતે મરણ પામનારો જે મનુષ્ય દેહ આવે છે, તે કેવળ દુઃખ-દુઃખ-અને દુઃખ કરવાને માટે જ આવે છે. હવે

**સિદ્ધેશ્વર સ્વામી**ની ખ્યાતિ સાંભળી ત્રણ દહાડાના રસ્તા ઉપર આવેલાં **ધારાનગરી**ના શ્રદ્ધાળુ લોકોનો એક સંઘ, એવી પ્રતિજ્ઞા લઇને મહારાજના ચરણ-

સ્પર્શ કરવાનો નિશ્ચય કરવા લાગ્યો, કે ઑંકારેશ્વર જઇને સ્વામીજીના પગ ઉપર માથું મૂકયે નહીં ત્યાં સૂધી મ્હોં પર અન્ન પાણી કાંઈ મૂકવું જ **નહીં** ! એક તરફથી જ્યારે તેઓ આવો વિચાર ચલાવે છે, ત્યારે બીજી તરફથી સ્વામીના અન્ને પગોને અહુજ કળતર થવા લાગી. પગોમાં એવો તો સખ્ત દુઃખારો થવા લાગ્યો, કે મહારાજ બૂમે બૂમ પાડી આ રોગ નહીં ખમાયાની ફરિયાદો કરવા લાગ્યા. સ્વામીનું રોવું નહીં દેખી શકાયાથી શ્રીમંતો લશકરમાં જઇ સરકારી હોસ્પીટલના સર્જયનને બોલાવી લાવ્યા. સર્જયને ચિકિત્સા કરી જણાવ્યું કે; "બંને પગોને સડો લાગ્યો છે, અને ઠેઠ સૂધી પગો સડી ગએલા હોવાથી, જો તૂર્તા તૂર્ત આ પગો કાપી નંખાવશો નહીં, તો આખું શરીર સડી જઇ મહારાજ દુઃખી થઈ થઈને મરશે." લોકોએ આ વાત મહારાજને જણાવતાં તેમણે સાફ ના પાડી કહ્યું કે; "મ્હને ચાલવા હાલવાને પગો જ જો નહીં હોય, તો હું મુવેલો ભલો !" એટલામાં **ધારાનગરીનો** પેલો સંઘ આળ બચ્ચાં સાથે ભૂખો તરસ્યો ત્યાં આવી પહોંચ્યો. તે સંઘ આવી પહોંચે તે પહેલાં સેવક સેવકીઓની કાકલુદીથી મહારાજે પેલા સર્જયન સોડે બંને પગો કપાવવાનો જરા જેટલો હાકાર કરતાંમાં જ, તેઓની રજા વગર તેઓને બેશુદ્ધ કરી બંને પગો સેવકોએ કપાવી નાંખ્યા. મહારાજ જેવા શુદ્ધિમાં આવ્યા, અને પોતાના પગો વગર રજાએ કાપી કાઢેલા દીઠા ત્યારે સઘળાં લોકોને ગાળો ભાંડી બૂમા બૂમ કરવા લાગ્યા. પેલા ભૂખ્યા સંઘે ત્યાં આવીને જોયું તો મહારાજના પગો મળે નહીં; તે તો કાપી કટકા કરીને કયાં ને કયાં દાટી દીધેલા હોવાથી તે સંઘને ગભરામણ થયું, કે કાંતો પ્રતિજ્ઞા ભ્રષ્ટ કરવી કે કાંતો મહારાજના ચરણને સ્પર્શ થતાં સૂધી ભૂખે તરસે મરવું ! જ્યારે મહારાજને ખબર પડી, કે બહાર ગામના શ્રદ્ધાળુઓ ત્રણ દહાડાના ભૂખ્યા, તેમનાં ચરણ સ્પર્શ કરવા આવ્યા છે, ને પગો વગર તેઓ મરી જશે, અને બચ્ચાં છોકરાં તો ભૂખની બરાડો મારે છે, ત્યારે સર્જયનને ગાળો આપી કહેવા લાગ્યાઃ—"ગમે તેમ કરીને મ્હારા પગો બેસાડ; નહીં તો તને બ્રહ્મહંત્યા, બાળહંત્યા અને સ્વામીહંત્યા નડશે જ ! વળી જેમણે હઠ લઇને વગર રજાએ મ્હારા પગો કપાવી ફેંકી દીધા છે, તેઓ ભાયડા હશે તે વિધુર (રંડાએલા), અને બાયડી હશે તે વિધુરા (રાંડેલી) થઇ બેસશે !" મહારાજના શ્રાપથી સર્વમાં ગભરાટ થયો, અને સર્જયને જણાવ્યું કે; "હોસ્પીટલમાં જઇ હું મહારાજને બંધ બેસતા આવે એવા લાકડાંના બનાવટી પગો લાવી ઝટ બેસાડી આપીશ; અને મહારાજ અસલની સ્થિતિમાં ફરહર પણ કરી શકશે." હોસ્પીટલ સૂધી સર્જયન જાય કયારે, ને બંધબેસતા પગો શોધી કાઢી લાવે કયારે ! એટલામાં તો પેલા સંઘમાં રડારોળ ચાલી રહી. ભૂખે તરસે શ્રદ્ધાળુ સ્ત્રીઓ બેભાન થવા લાગી. ન્હાનાં છોકરાં તરફડવા લાગ્યાં. એટલામાં સુવર્ણાબાઇને કુમળાદેવીના લાકડાંના પગની યાદ આવવાથી, સર્જયનને સાથે લઇ સૌ લોક સાથે કુમળાદેવીના ઘરે આવી પેલા તૈયાર પગો માંગવા લાગ્યાં.

સર્જ્યનને દૂરથી જ કુમળાદેવીને તે પગોની ચંપી કરતી જોઇ તુરત જ ખુશાલીથી જણાવ્યું કે; "પ્રભુએ આ પગો જાણે ખાસ સ્વામીજીને સારૂ જ બનાવી રાખ્યા હોય એવા અસલ જેવા જ છે, અને હું એ તુરત બેસાડી આંપીશ !" સઘળી તુમાખી શ્રીમંતીઓને અને તુંડ મિજાજના શ્રીમંતોને પોતાના પ્રિય પગો લેવા આવેલ જોઇને કુમળાએ તકાદો કરીને તડાકો કીધો કે; "ખબરદાર ! આ પગોની કોઇ વાત પણ કરશો ના; મ્હારી સીડીએ પણ ચઢશો મા; મ્હારા જેવી હિણાયલી, રાંડીરાંડનું અવર મોઢું જોવા તમે સૌ આજે કયાંથી આવ્યાં ? તમ દુષ્ટોએ અભિમાન કરી મહારાજના પગોને ચમ્પી કરવામાંથી પણ મ્હને અળગી રાખી મોઢાં મરડતીઓ હતી, તે આજે કેમ મ્હને પગે પડવા આવી છો ? જાઓ હ્યાંથી, નિકળો બહાર ! ન'તો એ જ પગો વડે બધાંનાં માથાં ભાંગી નાંખીશ !" આમ કરતાં પેલો મરે હાલ સંઘ પણ ત્યાં આવી કુમળાને કાકલુદીથી વિનંતિ કરવા લાગ્યો. શ્રીમંત શેઠો અને શેઠાણી સોવાસણો પણ જાર જાર રડીને કાલાવાલા કરવા લાગ્યાં કે; સંઘના માણુસો ભૂખે મરશે, ને સ્વામી દુઃખ પામશે તેની બેવડી હુંત્યા અમને નડશે, અને ગુરૂના શ્રાપ સર્વને નડશે, માટે હે દેવી માતા ! અમારો અપરાધ ક્ષમા કરી પગો આપવાની કૃપા કરો ! હમે હાથ જોડીને હવે તમારી માફી માંગી તમારે પાયે પડીએ છીએ !"

છેવટે એક જ શરતે આ પગો આપવાને **કુમળા** કબુલ થઇ કે; "એ પગો બેસાડવા પછી તેની ચમ્પી હું એકલી જ કરવાને હક્કદાર થઈશ ! મ્હારા સિવાય બીજું કોઇ પણ આ પગ ચાંપી ન શકશે, એવી પ્રતિજ્ઞા લો તો જ હું આલીશ !" સર્વએ એ વાત સ્વીકારીને એટલો જ અપવાદ માગી લીધો કે; "હમે કોઇ પગચંપી કરીશું નહીં, એ કાયદો સહી; પરન્તુ એટલો અપવાદ રાખો, કે સ્વામીના હાથો વિગેરેને હમે ચમ્પી કરી શકયે !" કુમળાએ આટલી છૂટ આપતાં સર્જ્યને તે પગો જેવા હાથમાં લીધા, કે તે તો માંસ અને ચામડાં હાડકાંના બનાવેલા હોય એવા કુદ્રતી પોચા થઇ ગએલા દીઠા ! ! અને વળી જેવા તે પગો સ્વામીને જડવામાં આવ્યા કે તુર્તજ અસલ કુદ્રતી પગોની પેઠે જોડાઇ ગયા ! ! સૌ સંઘે ચરણસ્પર્શ કર્યા, અને સ્વામીજી ઉઠી ઉભા થઇ વિધવાવસ્થાની મોટાઇ, પુન્યાઇ, .અને વિધવા પ્રત્યે તિરસ્કાર ન કરતાં, તેને અવર ન ગણુતાં, તેનું સન્માન કરવાથી પ્રભુ ભગવાન આ પ્રમાણે કેવા પ્રસન્ન થાય, તેના ઉપદેશો આપવા લાગ્યા. હે ઉર્મિલા ! શ્રદ્ધાળુ વિધવાની મોટાઈ બતાવવા સિદ્ધેશ્વર સ્વામીએ પોતાની લીલા કેવી રીતે બતાવી તેની તું ખાત્રી કર; અને હવે પછી હું આ વિષય તમ વિધવાઓને વધુ સારી રીતે સમજાવીશ.



# ૧૩ મું દુ:ખ નિવારણ.

### " દુ:ખી છું " કહેતાં જરા શરમાવ !

"If I am in God's hands, then, whatever the process,-whatever the end, all must be well. But if I am expected, when all life is a blanck, to see it instantly re-peopled with objects of interest and satisfaction; then I say-you are building me up before I am taken down.-"

Dr. Vaughan.




**શોદા:**—' મ્હારી દુ:ખ્યારી બ્હેનો ! દુ:ખ સુખના મત મતાંત્તરમાં મ્હારો મત કેવળ જૂદો જ છે. જ્યારે કે મેં પોતાને પ્રભુના હાથમાં જ મૂકીને સઘળો અખ્ત્યાર જ્યારે મેં તેને જ સોંપ્યો છે, જ્યારે મેં તેની જ ઓથ પકડી છે, ત્યારે તો જે પણ કાંઈ કાળગતિ થાય, ગમે એવું પરિણામ નિપજે તે સર્વે સારૂં કલ્યાણકારી જ નિપજવું જોઇએ. પરન્તુ જ્યારે આખું જીવન આકુળ વ્યાકુળ ને ઉદાસીવાળું હોય છે ત્યારે જો હું એવી અપેક્ષા રાખું કે, મનરંજન કરી સંતોષ પમાડનારી વસ્તુઓથી તૂર્તા તૂર્ત મ્હારૂં ઘર ભરચક અને ભર્યું ભર્યું વસ્તી વાડીવાળું થઈ જાય, તો હું પ્રભુને સંબોધીને બોલીશ કે; **મ્હને નીચે ગબડાવી પાડવા પહેલાં, હે પ્રભુ ! તું મ્હને પાછી માંડી આપે છે. "**

"હા બ્હેન ! ન છૂટકે પ્રભુને બસ વશ પડવું જ પડે છે." **ઉમિયા** વિધવા આંસુ પાડતી બોલી; "આવતો વરસાદ પણ કડાકા ધડાકા તથા ગડગડાટ સાથે આવે છે; કેમકે આકાશના ખિસાં જ્યારે તર હોય છે ત્યારે ઉત્સાહભર્યો મેઘાડમ્બર ને દમામ પુષ્કળ હોય છે; તેમ જતા વરસાદે પણ વાદળાંના કડાકા ધડાકા અને વિજળીના ચમકારા થાય છે; કાંકે આકાશના ખિસાં જ્યારે ખાલી થાય છે ત્યારે જતી વખતનો ડોળ દમામ ટકાવી રાખવા સારૂ મેઘ પણ પોતાનો મિથ્યા આડમ્બર બતાવે છે. સધવાને વિધવાપણાનો ઝાંખો ખ્યાલ પ્રથમના સુખરૂપ જીવનમાં થાય જ કેમ ? દીપકને જ્યારે પહેલાં સળગાવ્યે ત્યારે બહુ જ ઉજાશ આપે છે, અને હોલાઇને **વડો** થવાનો હોય ત્યારે તો તે બેવડો **વડો** થઈને મ્હોટો જ થાય છે. કુંવારી અવસ્થા પણ સહેવાય નાહ, ને વૈધવ્ય પણ ખમાય નહીં.

અતિ બલ્લભ દુર્લભ, કહી તહુ પુર ન પ્રતીતિ;
લહી કછુ કદપિ અધીર હિય, હૈં અનાદી રીતિ.

જે વસ્તુ આપણને બહુ જ વહાલી હોય, અને મળવી પણ મુશકેલ કિંવા દુર્લભ જણાય, તે વસ્તુ આપણને અવશ્ય પ્રાપ્ત થશે એવું કોઇ ગુણીજન કહે

તોએ તેની આતુરતા અને અધીરાઇ એવી હોય છે કે, આપણને તેની પૂરી પતિ જ કે પ્રતીતિ થતી જ નથી; અને કદાપ તે ચીજ પ્રાપ્ત થાય તોએ તેની અધીરાઇ મનમાં એટલી તો રહે છે, કે આવી અમુલ્ય વસ્તુ મ્હને ધારશે નહીં, છાજશે પણ નહીં, અને વહેલી ચાલી પણ જશે !"

**પંડિતજીઃ**—તમારામાં જેટલી યોગ્યતા છે તેના જ પ્રમાણમાં, **હે પૂત્રિઓ !** ઉત્તમ સુખ મેળવવાની જો તમારી ઇચ્છા હોય તો સત્યનો અને શુભનો જ વિચાર રાખો. તમારા ભય, શોક, ચિંતા આદિના વિચારોને તજી દઇ સર્વદા શુદ્ધ વિચારોને સેવો. બહારથી કે અંત્તરથી શુદ્ધ વર્તન રાખો. "આ દેહ પણ મ્હારો **નથી,** તેમ છતાં આ સકળ સૃષ્ટિ મ્હારી જ છે, અને વળી મ્હારૂં શરીર અને પ્રભુ, એ પણ મ્હારાં જ છે;" એવી ભાવના જો તમે સેવો તો તમને વિધવાવસ્થાનો પણ શોક કે ભય ના રહે. ઇશ્વરની ઓથ પકડી રહો તો તમારો ધણી ઉઠી ગયા છતાં ઇશ્વરમાં તમને તમારો ધણી જ દેખાશે; પરન્તુ ઇશ્વરની કૃપા માટે તમારી દ્રઢતા અવિચળ હોવી જોઇએ. રૂષિ **યાજ્ઞવલ્કય** જ્યારે ઉપદેશ આપતા બેઠા હતા, ત્યારે જે **દ્રષ્ટિથી** ઇતર લોકો તેમના આત્મિક બોધ શ્રવણ કરતા હતા તે દ્રષ્ટિ જૂદી હતી, **અને જનક** વિદેહી રાજા જે દ્રષ્ટિથી રૂષિનો બોધ ગ્રહણ કરતા હતા તે દ્રષ્ટિ ન્યારી જ હતી. ઉપદેશ આપવાના વખતે જોકે બધી મંડળી વારંવાર ભેગી થતી છતાં, રૂષિજી પોતાનું વ્યાખ્યાન ત્યારે જ શરૂ કરતા, કે જ્યારે **જનક** રાજા પધારતા. ઠરાવેલો વ્યાખ્યાનનો વખત થાય ત્યારે સૌ મંડળી રૂષિજીને વ્યાખ્યાન શરૂ કરવા કહેતાં, **પણ તેઓ** કહેતા કે; "**જનક** રાજા આવ્યા શિવાય વ્યાખ્યાન થઇ શકશે નહીં !" લોકો બડબડતાં કે; "રૂષિ પૈસાનો લાલચુ છે; મોટાની ખુશામદ કરનારો છે !" રૂષિ વારંવાર આ નિન્દા સાંભળતા હતા. એક પ્રસંગે શહેરમાં આગની બૂમો પડી. એટલે ઇશ્વર પ્રત્યે ઓછી આસ્થાવાળા લોકો વ્યાખ્યાન પડતું મૂકી નાસવા લાગ્યાં. થોડીવારે બૂમ. પડી કે, વાણિયાવાડ સળગી ચાલ્યો ! એટલે વણિકો ભાગ્યા. પછી બૂમ આવી કે, બ્રાહ્મણવાડ સળગ્યો ! ત્યારે બ્રાહ્મણો પણ જીવ લઇને નાઠા. છેવટે લોકો દોડી આવી કહેવા લાગ્યાઃ—"રાજાજીનો મહેલ બળી ચાલ્યો, ને રાજ કુટુંબ મરી ચાલ્યું !" આટલું છતાં પણ **જનક** કાંઇ ડગમગુ થયો નહીં; પરન્તુ નિરાંતે શાંતિથી રૂષિજી તરફથી મળતું આત્મજ્ઞાન સાંભળ્યો જતો બેઠો રહ્યો ! આ આગ રૂષિએ માયાવી અમસ્થી આભાસ રૂપ ઉત્પન્ન કરેલી હોવાથી, થોડીક વારમાં આગ સમી ગઇ અને સઘળું જેમ ને તેમ કાયમ રહેલું જોઇ લોકો જ્યારે પાછાં વ્યાખ્યાન સાંભળવા ભેગાં મળ્યાં ત્યારે રૂષિ બોલ્યાઃ—"આત્મજ્ઞાનનો સાચો ઉપદેશ તો એકલા **જનક** રાજા **જ** સાંભળતા હોવાથી હું એમના માટે જ ખાસ વ્યાખ્યાન કરી રહ્યો છું; લોભ્યા, માયામાં મસ્ત થઇ રહેલા સંસારી પુરૂષો આ વ્યાખ્યાન સાંભળે તેથી શું થયું ! અને ન સાંભળે તેથી પણ શું થયું !" જ્યાં સૂધી પ્રભુનો તમને અવિશ્વાસ છે ત્યાં સૂધી

તમને સુખ થવાનું જ નથી. પ્રભુ ઉપર પૂર્ણ શ્રધ્ધા રાખનારાને દુઃખ એ કાંઇ દુઃખ જ નથી.

**જૉન જોન્સ** નામનો એક ગ્રહસ્થ **ચેસ્ટર**માં મરણ પામ્યો; જેને આજે ૨૬ વર્ષ થયાં છે. લગભગ ૮૦ વર્ષની વાત ઉપર તેના લગ્ન થયાં હતાં, અને મીસીસ **જૉન્સે** ૧૫ સુવાવડ વખતે જોડ બચ્ચાંનો જન્મ આપ્યો હતો. તેણીને પેટનાં બધાં મળીને ૩૩ છોકરાં ઉપરા ઉપરી જ્યારે મરણ પામ્યાં હતાં ત્યારે દરેક પ્રસંગે તે સબુરીથી બોલી હતી કે, "Thy will be done!" તે માલીકનું ધાર્યું થશે! જ્યારે તેનો પતિ મરણ પામ્યો ત્યારે તે બોલી:–"This shall also pass away!" "આ દહાડો પણ બેસી રહેવાનો નથી; એ પણ વહી જશે!" હે પુત્રિઓ! તમે જીવતાં સૂધી ખાનપાન વિગેરેની, તેમજ અકાળ મૃત્યુની એ બન્નેની ચિન્તાઓ જરૂર જ ટાળી નાંખજો; શા માટે, કે જેટલાં વર્ષ સૂધી તમારા કે તમારા ધણીના આયુર્દાને રહેવું સરજ્યું છે ત્યાં સૂધી તો નિર્વાહનું સાધન અને મૃત્યુનું સ્થાનક એ બેઉનું રક્ષણ, આયુર્દાની અવધિ પૂરી થતાં લગી, આયુષ્ય એની મેળે જ કરી લેશે. પ્રભુ પોતાની મેળે સંભાળી લેશે.

જીવતલોં ભત્સન અરૂ, મરન ટારિ દ્વે તાપ;
અહાર યોગ રતસન મરમ, કરિ હેં આયુર આપ!

વૈધવ્ય પ્રાપ્ત થતાં જ ઈશ્વર ઉપર શ્રધ્ધા, ધર્મનીતિ વિષે વિશ્વાસ, અને પરલોકમાં આસ્થા એ ત્રણ પાયા ઉપર જ વિધવા આશ્રમ રચાવું જોઈએ. મોત એ તો એક બદલી છે. મોત એ તો એક રૂપાન્તર છે. તમારા ધણી તમને પાછા મળવાના જ ન હોય એમ વિચારશો જ મા. ખેતુદથતું જોડું એકવાર સંધાયું એ સંધાયું. ધણીની પહેલાં ધણિઆણી મરણ પામે કે પતિ પહેલાં પતિ મૈયત થાય તેનું સમજવું એટલું જ, કે આ મુસાફરખાનામાંથી એકની આગમચ બીજું પ્યારેલે મથકે પહેલું ગયું. Not dead but gone before. દૂર દેશાવર ગએલા ધણીનો વિયોગ જ્યારે નથી ખમાતો ત્યારે બીજા ભૂવન ઉપર ચહેલા વહાલાનો વિયોગ ન જ ખમી શકાય એ વાત ખરી છે, પરન્તુ કોમળ હૃદયવાળી સ્ત્રીથી તો એક દહાડાનો વિયોગ પણ સહન થઇ શકતો નથી. એક દહાડાના પતિ વિયોગ ઉપર પણ તેણી તો વિલાપ કરવાની, અને રોતી બેસવાની કેઃ

ગયા કલસે મેરા દિલબર પ્રીર કયૂં કર નહીં આયા?
મેરા બેકલ હય જી; અફસોસ! શૌહર કયૂં નહીં આયા?
સબા તુ લા પતા, મેરા ગુલતર કયૂં નહીં આયા?
બતા કુમરી, કે વ્હો રશ્કે સનોબર કયૂં નહીં આયા?
ખુદા જાને મેરી રહ રહકે કયૂં છાતી ધરકતી હય!
ઇલાહી ખયર! હહની આંખ ભી કબસે ફરકતી હય!"

# ૧૪ મું દુઃખ નિવારણ.



## ધણીને શોધવા જતાં ધણીની ઘોર જ દેખવી.

**આ**પણામાં એક સાધારણ કહેવતનો સાચો અર્થ સમજવામાં આવતો નથી કે; **"મરેલાને મારવો એ ડાહ્યાં માણસનું કામ નથી."** ખરો અર્થ એ છે, કે એક ધણી મૃત્યુ પામ્યા પછી તેની સ્ત્રી જેમ જેમ ઘણું રડી કૂટીને કલ્પાંત કરે છે તેમ તેમ તે મૂએલા ધણીના વાસના દેહ ઉપર માર પડે છે, તેના સૂક્ષ્મ શરીરને ઘા લાગે છે, જેથી મૂએલા ધણીને તેની વિધવા રડી બળી જળીને એવો તો માર મારે છે, કે તેનાથી આગળ વધી શકાતું જ નથી. **नहिस्तां मृत मारणम!** બ્હેનો! તમારા ધણીને જો તમે ચ્હાતાં હો તો તેની પાછળ રૂદન, શોક કે ગમખારી વિશેષ નહીં કરો. તમે તેનાં દુશમન હો, અને તેની આત્મિક ઉન્નતિ તથા વૃદ્ધિમાં તમારે અટકાવ નાંખવો હોય, તો જરૂર રૂદન કૂટણનું વૉરંટ તેની સામે બજાવજો! જે સ્ત્રી જીવતે પોતાના ધણી પ્રત્યે વફાદાર હશે, તે સ્ત્રી મૂવા પછી પણ એકનિષ્ટ રહેવાની. એક શ્રીમંત ઉમરાવે તેવી જ વફાદાર સ્ત્રી નામે **લુસી** ઉપર, તેણીની માત્ર આંખોની જ સુંદરતા ઉપર આસક્ત થવાથી, તેણીને ફરી પરણવાને જ્યારે ઘણી ઘણી સતાવી ત્યારે તેણીએ વારંવાર ના પાડી. આખરે પોતાની બન્ને આંખો ફોડી કાઢીને તે આશકના હાથમાં બન્ને ડોળા આપીને તે બોલી:--**"બસ; હવે તો વફાદાર રહી મ્હને પ્રભુ ઉપર જ જીવવા દો!"** પ્રભુ ઉપરના આવા અખંડ પ્યારને લઇને, કહે છે કે, પ્રભુએ તેની આંખો જેવી હતી તેવી કરી દીધી હતી! હવે નિરાશ થએલા ઉમરાવ આશકે તેના ઉપર એવું આળ મૂકયું, કે પ્રભુ ઉપર આસ્થા રાખવા કરતાં **ક્રાઇસ્ટ** ઉપર તેણી વિશેષ શ્રદ્ધા રાખે છે! આ તોહમતને ખોટું પૂરવાર કરી પોતાનું પતિવ્રત અને સત સાબીત કરવા થકી છેવટે તેણીએ પોતાના ગળાં ઉપર તલવાર ફેરવીને પ્રભુ ઉપર પોતાનો પવિત્ર પ્રાણ ત્યાગ કર્યો! આવી વફાદાર ઓરતની પુન્યાઇને લીધે **"સેંટ લુસીનો સૂરમો"** આંખના દર્દથી હેરાન થતા રોગીઓને આરામ આપનારો લેખાયો છે. જે વિધવા મૂવા ધણીને પણ વફાદાર છે તેની રક્ષા પ્રભુ જ કરે છે.

હે વિધવા બ્હેનો! આ ઉપરથી મોત સર્વને કેવું એક લાકડીએ હાંકી લઇ જાય છે તેનો તમે વિચાર કરો. મોત પછીનું સ્થાન એક રાણીના રાજવંશી રાજ-પતિને માટે નિરાળું અને એક હળપું હળનારી ગરીબ સ્ત્રીના ભરથાર માટે નિરાળું, એમ જૂદી જૂદી હાલતવાળું સૃષ્ટિકર્તાએ રચેલું નથી. જ્યારે કેપટન બ્રાઉન મરવા

સૂતો ત્યારે તેનો ઇષ્ટ મિત્ર **થીઓડોર પાર્કર** પણ ફ્લોરેન્સમાં મરણ ખાટલીએ પડેલો હોવાથી, **બ્રાઉન** પાસે જમ આવી લાગ્યાનું સાંભળીને પોતાના વતનના એ દોસ્તને તેણે પત્ર લખ્યો કે: "The road to Heaven is as straight from the gibbet, as from the throne. Perhaps also, as easy." દેવલોક તરફ જવાને રસ્તો શૂળી ઉપર થઇને જવા માટે જેટલો સીધો છે, તેટલો જ સીધો તખ્ત ઉપર થઇને ચાલ્યા જવા માટે પણ છે; બલ્કે તેટલો જ સહેલો પણ છે. હે દુઃખ્યારીઓ તમો વિધવા વિધવાને મળો, કિંવા સધવા સધવાને મળો, ત્યારે એક બીજા સાથે ખુશ આનંદથી જ વાતો કરજો. દુઃખના જ રોદડા રડવાનું છોડી દેજો. જેને પણ મળો મૂકો તેની સાથે શુભ શુકનની સુખી વાતો જ કરજો. આફત વિપત્તનું વાદળ તમારે કે બીજાને માથે જ્યારે ઝઝુમી રહ્યું હોય ત્યારે પણ શુભ વાતો કરવી, અશુભ અપશુકનની અસુખી વાતો તમારે કરવી જ નહીં. **"ભલી બાઈ"** તરીકે નામ કહાડવું એ જેમ એક ચૂડા અમોરાવાળીને માટે અવશ્યનું છે, તેમ ચૂડા કુટેલીને માટે પણ જરૂરનું છે. મેં જાત અનુભવ મેળવ્યો છે, કે રડાકુટા કરનારી, ચાંદલો પણ હસે **નહીં** એવી સોહવાશણને આવતી દેખીને બીજી સ્ત્રીઓ મેરે કોરે થઇ જઇ પીડા પતાવવાની જેટલી કોશીશ કરે છે, એટલી જ દોડા દોડીથી એક ડાહી અને આનંદી વિધવાને આવકાર આપવાની તેઓ અપેક્ષા રાખે છે; કેમકે દુઃખે સુખે જેટલી માવજત ને સારવાર એક હિમ્મતવાળી **"ભલી વિધવા"**કરી બજાવે છે તેટલી **સરભરા** રૂદન પાટલો માંડી બેસનારી રડાકુટાની ભરેલી સોહવાશણ રાખતી નથી. ઈ. સ. ૧૭૨૦-૨૨ માં **માર્સેલીસમાં** ભયાનક મરકી ફાટી નિકળી ત્યારે જે અંગી કહેવાતાં હતાં તેઓ પણ દર્દીઓને છાંડીને નાસી છૂટયાં. આ કટાકટીના પ્રસંગે એકેએક દર્દીની સારવાર કરવા માટે અને તેમને રાહત આપવા સારૂ એક **એફ. ઝેવિયર ડી બેલસૂકે** દહાડો ને રાત ઉંઘ ભૂખ વેચીને દુઃખીઓને દિલાસો દેઇ દર્દીઓના દર્દની દવાદારૂ કરવામાં તે ખડે પગે ઉભો રહ્યો. કોઇ બાઇએ તેને પૂછયું કે: "તમને ઇશ્વરે એનો શું બદલો આપ્યો, **ભલા બિશપ?**" ત્યારે તે બોલ્યોઃ "બાઈ! ત્હારા જેવી બધી સ્ત્રીઓ અને પુરૂષો મ્હને **ભલા બિશપના** નામથી બોલાવે છે, એ કરતાં વધુ બદલો બીજો શું હોય વારૂ?" ગમે વિધવા હો વા સધવા હો, પણ એક સ્ત્રીને માટે **"ભલી બાઇ"** જેવું નામ પૂરતું છે, એટલું જ બસ છે.

તુ ખુને બીરાદર બેરીઝી **હમી;**
કે પરવરદેહ મુર્ગી ગુરૂઝી હમી.

હે બ્હેનો! તમે તો મા જણ્યા ભાઇનું પણ ખૂન કરો છો, અને મરઘી પીલાંને જોઇને પણ ભાગી જાવ છો. સંપત્તિમાં કે વિપત્તિમાં ભલાં માણસોની વૃત્તિ તો એક સરખી જ રહેવી જોઇએ. જરા જેટલાં દુઃખને પકડીને રાત બધી ઉજાગરા

કરનારાંઓ પોતાની પવિત્ર ફરજ પણ ચૂકે છે. ભલા જેનરલ બગેન્ટ માટે કહે છે કે, ગમે એવા ભયના અને તોપોના ધડાકા વચ્ચે, અથવા પોતાના સિપાહીની કાપાકાપી ચાલતી હોય ત્યારે પણ તે ખાવાની વખતે નચિંતે ખાતો, ને ઉંઘવાની વેળાએ ઘસાંઘસ ઉંઘતો. તે કહેતો કે; કોઇ પણ આફત આવી પહોંચે તે પહેલાં જો તમે શોક કરવા બેસો તો તે જેમ મૂર્ખતા છે, તેમ એકવાર આફત પડી ચૂકયા પછી રોતાં બેસવું એના જેવું બીજું એકે દુઃખ નથી." બની એ બની. વિધવા અવતાર આવી ચૂકયા પછી કલ્પનાથી જે જે દુઃખો વિધવાઓ ઉભાં કરે છે, તે તે ખ્યાલી દુઃખો કરતાં સાચે સાચાં પ્રત્યક્ષ દુઃખો આવી મળે છે ત્યારે કાંઇ તેટલું બધું તેઓને લાગતું નથી. કોઇનું મૃત્યુ જોઇને જે સ્મશાન વૈરાગ ઉત્પન્ન થાય છે, તેવો જ વૈરાગ જો સર્વદા રહેતો હોય, અને હમેશાં પરમેશ્વરનું જ સ્મરણ કરવામાં આવી તેને જ શરણે જવાનું જો મન ઉપર લેવામાં આવે, તો ફરી ફરીને આ સંસારના આ જન્મ મરણના ફેરામાં ન પડાય, અને ફરી ફરીને રંડાવાનો પ્રસંગ પણ ના આવે. માટે હે જીવ! ભરતાં આગળ કે કબ્ર સમક્ષ અથવા સ્મશાનમાં આ સંસારની માયાનો મોહ જેમ ઉતરી જાયછે, અને તું "પ્રભુ-પ્રભુ! ખુદા-ખુદા!" કરવા જેમ મંડી જાય છે તેમ હમેશાંજ કાં નહીં રામને શરણે જતો? ખુદાની યાદ કરવાને ઠેકાણે, મૂવા માટી પાછળ રડીને ઉલટાં તમે તો તેની પછવાડે મોટે સાદે ઘણું જ કલ્પાન્ત કરીને, કલ્પનો અંત આણીને, કયામત વરસાવીને "શીનમોઇ"નો જે મહા અપરાધ અને મ્હોટો ગુનાહ કરો છો તે તો પુન્યને બદલે તમે પાપ જ કરો છો; માટી પ્રત્યે હેત ને હિત દાખવવાને બદલે તેનું અહિત કરી ભૂંડું જ ચાહો છો. જે માલ ઇશ્વરનો હતો તે તેણે લીધો, તે માટે રડવું કેવું હોય? પ્રભુએ તમારે ત્યાં મૂકેલી અનામત પાછી સ્વાધીન કરતાં જો તમને તમારા સ્વાર્થનું દુઃખ લાગતું હોય, તો તેમાં તમારી બદ દાનત જ હોવી જોઇએ.

જૈસો ચિત્ત સમશાન ગત, પ્રાન દેખી કે ઓર;
ઐસો નિતિ રહિ હરિ કહે, વહ ન પરે ભવ બ્હોર.

ઇશ્વરી લીલા અગાધ છે. પુત્ર પુત્રી, દારા કે ડોસી, દાદા કે દાદી, વિત્ત કે વર્તન ઉપર માયાને લઇને જીવની લાલસા રહેતી હોવાથી બીજે જન્મે બાપ તે દીકરો થઈ અવતરે; માતા તે ભગિની પણ થઇને આવે; દાદો તે દીકરી લેખે પણ જન્મ ધરે. આ બધા ઇશ્વરી ભેદની જોવા સારૂ આ સંસારરૂપી સ્વપ્નામાં જ આપણ સર્વ ઉંઘેલાં છિયે. તમે તમારાં ફેલ તો છોડતાં જ નથી; હંત્યા કરવામાં પૂરાં છો; પણ માત્ર દુઃખ ખમવું એ જ તમને અઘરૂં લાગે છે. જેને તમે તમારાં અંગી માની બેઠાં છો તે જ તમારૂં કાટલું પણ કોઈવાર કાઢે છે. ભાઈ તે ભય ને પતિ તે પીડા પણ થઇ લાગે છે; ને ભત્રીજો તે ભય ત્રીજો પણ થઈ પડે છે. લોર્ડ લીંડહર્સ્ટને અને લોર્ડ બ્રુમને લોર્ડ ક્રોમ્બેલ બાલે બાલ ઓળખતો હોવાથી જ તે બન્નેમાં જે મ્હોટા

ગુણો રહેલા હતા તે તેણે નજીવા જેવા ચિતર્યા, અને જે અવગુણો હતા તે મસ મ્હોટા કરીને દેખાડયા હતા; પરંતુ માટી પ્રત્યે બૈરાંની ખાસિયત તો એવી ઢીઢામાં આવે છે, કે ધણી થતાએ તેણીને નિવારી મૂકી ગમે એટલા જુલમો અને ગમે એટલી જાસ્તી કાં ન ગુજારી હોય, તો પણ એક રંડાએલી તો પોતાના ધણીના ગુણો જ ગાતી બેસે છે, અવગુણોને તો સંભારતીએ નથી. આ કારણે વિધવાનું માન સૌ કોઇ રાખે છે; વિધવાને દુભવાતી દેખી સૌની લાગણી ઉશ્કેરાય છે. કહેવત છે કે; પાંખ તો પાદશાહના ઘરનીએ કપાય, પણ રાંડીરાંડના ઘરના તો નેવ પણ ના કપાય.

## ૧૫ મું દુઃખ નિવારણ.

### શરાબના સીસા ભાંગી ગયાથી દુઃખી થાવ કે ખુશી ?




ડાપો આવ્યાથી ગમે એવું વાદળ તમારે માથે ચહડી આવ્યું કાં ન હોય, તોપણ તમારી હિમ્મત અને તમારાં જ ધૈર્યથી કરીને સુખના વિચારોનું શુકનભર્યું વાતાવરણ જો તમારી આસપાસ પ્રસરી રહેશે તો તમારે શીર દુઃખનાં ગમે એવાં ઝાડો ઉગ્યાં કાં ન હશે, તોપણ સૌ તમારી આગળ શુભની ને સુખની જ વાતો કરતાં આવશે. દુઃખમાં છતાં સુખની જ વાતો કીધાથી વધારે જ શાન્તિ આપણને મળે છે. હે વિધવા ! બાપ વગરનાં બચ્ચાંઓને જ્યારે તમે શોકાતુર બેઠેલાં જુઓ ત્યારે તેમનામાં સુખ અને શાન્તિ પ્રગટાવવાનો તમે આગ્રહપૂર્વક પ્રયત્ન કરતાં રહેજો. વિધવા મોટલાંબાઇ માણેકજી વહાડિયાએ પોતાની ૨૩ વર્ષની ઉમ્મરની વિધવાવસ્થામાં પોતાના બન્ને બેટાઓનાં મ્હોં પર શોકના ઉદ્‌ગારો કાઢયા નહીં, જેના રૂડાં ફળ ઘડપણ વેર તેમણે ચાખ્યાં. વિધવા રતનબાઇ એદલજી બામજીએ ૨૩ વર્ષની જુવાન વયમાં વૈધવ્ય આવ્યું ત્યારે પોતાના પતિનું મૃત્યુ વિસારે પાડી પોતાના બન્ને બેટાઓને કેળવણી આપી તેમનું ચારિત્ર સુધારવા ઉપર જ લક્ષ આપવાથી, નવસારીમાં પોતાનો ઘડપણનો વખત પણ તેજ જાતના વાતાવરણમાં ગુજારતાં થયાથી, લાખો રૂપિયાના ધર્માદાય ખાતાં સ્થાપવામાં પોતાનું પણ શ્રેય કરી રહ્યાં. વિધવા જરબાઇ વહાડિયા, વિધવા દીનબાઇ ન. પીટીટ, વિગેરે જવાન પારસી વિધવાઓએ વૈધવ્યમાં પણ હસતું મોહું રાખી બીજાંઓનો શોક ઉતારી શકયાં છે. જાનકી, અહલ્યા, ઉર્મિલા આદિ ઘણી સ્ત્રીઓ દુઃખના પ્રસંગે એકાંતવાસનો પણ ઉપયોગ કરી શકી, તેમ આખે આખી ઇશ્વરને માથે પડવાથી ઇશ્વરે જ તેમની ઉપાધિ પણ ઉપાડી લઇ આધિ વ્યાધિથી તેમને મુક્ત રાખી હતી. ભગવત ગીતામાં કહ્યું છે કે:

**मयि चानन्ययोगेन भक्तिर व्यभिचारिणी ।**
**विविक्त देश सेवित्व मरतिर्जन संसदि ॥**

શ્રી ભગવાન કહે છે કે; તમે મ્હારા ઉપર જ હવે ચિત્ત ચોંટાડો, અને બીજા ઉપરથી ચિત્ત તમારૂં ઉઠાવી લ્યો. એકની જ ભક્તિ, એક જ આસનનું સેવન, અને ટોળામાં ભેળાયા કરવાથી અલગ રહેવું, એ જ તમારા દુઃખમાં હિતકારી **થશે.** તમારો મવક્કલ એકજ **ફિરેસ્તો,** તમારો પરણેલો એક જ **પતિ,** અને તમારો નિર્માણ કરી આપેલો એક જ **ગ્રહ** તમારો હમેશનો સાથી થઇ ચૂકેલો સમજી લેજો. ઇરાની, **ગ્રીક, જ્યુસ** વિગેરે પ્રજાની કથા પ્રમાણે દરેક દેવતા, દરેક પતિ, અને દરેક ગ્રહના પણ ખાસ મુકર કરેલા વિદેહી આત્મા (spirits) હોય છે. **પેરેસેલ્સસ** ખાત્રી સાથે કહી ગયો છે કે, ગ્રહોના વિદેહી આત્માની અસરથી જ માણસ સુખ દુઃખ ભોગવે છે. જે તે સ્ત્રીનો અમુક મુકરર થએલો ધણી જો મરણ પામ્યો હોય તો તેનો, અથવા જે તે પુરૂષની મવક્કલ થએલી સ્ત્રી જો મરણ પામી હોય છે તો તેનો વિદેહી આત્મા, તથા પોતાના મવક્કલ ફિરેસ્તા કહેતાં દેવતાનો વિદેહી આત્મા, તથા નિર્માણ થએલા ગ્રહનો ચૈતન્ય આત્મા, જે તે માણસના મરણ વેળાએ જેને તેને આવકાર આપવાને તૈયાર ઉભેલા જ હોય છે. એટલું જ નહીં, પણ એ મવક્કલ આત્મા મહાન પ્રલય વખતે કયામત થતાં સુધી પણ જે તે માણસની સર્વદા પાશબાની કરતા જ રહે છે. એટલા માટે રંડાપા વખતે, "હવે મ્હને પાદશાહી કરાવનારો મ્હારો માટીડો મ્હને મળશે જ કયાંથી !" એમ વિમાસીને, તમારાં આગલાં સુખોની યાદ જેમ વારંવાર તમોએ કર્યા કરવાની નથી, તેમ તમારાં મનમાંની જુની દુઃખી છાપો પણ તમારે ભુસી નાંખવાની જરૂર છે. તમો રંડાપામાં પણ તમારે મન પસંદ નવી નવી સુખી શુભ ચિત્રવાળી સુખી છાપો તમારા મન ઉપર પાડતાં જ રહો. તમે જ્યાં ત્યાં તે શાન્તિની જ છાપોને જોતાં રહો. **મૃદંગ** છે તે પોતાની પ્રિય સખી **સારંગી જોડે** એકતાર થતો નથી ત્યાં સુધી તેને ઘણી ઘણી ધીક ખાવી **પડે છે. સારંગી** પોતાના પ્રિયતમ વિના શોભતી નથી; છતાં પણ તેણી તો નારી જાતિ હોવાથી, તેના તરફ સૌને કદર લાગ્યા વિના રહેતી ન હોવાથી, તે તો એકલી પણ પોષાય છે. આ દ્રષ્ટાંત દરેક વિધવાએ ગોખવા જેવું છે, કે રંડાયલા પુરૂષની દુનિયા જેટલી દયા ને કદર ખાતી નથી તેના કરતાં વધુ દયા ને કદર વિધવાની ખાવામાં આવે છે.

"**સારંગી** હિત ત્યાગી કિત, રહ્યો **મૃદંગ** દુરાય;
કરિ હૈ સિરપૈ થાપ લૈ, ધિગ ધિગ તૂ સિખ પાય.
ધિગ ધિગ તૂ સિખ પાય, તબૈ કછુ મધુર બોલી હૈ;
સુઘર બજંત્રી જબહિ, પિંડ ગ્રહિ પટહિ ખોલિ હૈ.
બરનૈ દીન દયાલ, ઢુંઢી ગુર સુર માલિ સંગી;
મિલો તહાં ચલિ જહાં, બીન બાજત **સારંગી.**"

ઈંગ્લંડનાં મહાન રાણીમાતા વિકટોરિયાએ પોતાનો જવાન રંડાપો માથે ઉઠાવી, સંસાર ઉપરાંત એક સાર્વભૌમ રાજ્યની લગામ સુરક્ષિતપણે કેમ પકડી રાખી, તેનો વિચાર કરો. ફ્રાન્સની રાણીમાતા યુજીનિએ દેશ ખોયો, ખેશ ખોયો, ધણી ખોયો, ને મણિ ખોયો, તે છતાં ૯૦ વર્ષવેર રંડાપો કેમ લઈ ચલાવ્યો, તેની ચાવી જો બીજી વિધવાઓએ હાથ કરવી હોય તો તે એ જ છે કે; "પ્રભુ જેમ રાખે તેમ રહેવું–પ્રભુ જે આપે તે ખાવું–અને પ્રભુ જ્યારે બોલાવે ત્યારે તેની પાસે આનાકાની વગર ચાલ્યાં જવાને તૈયાર થઇ રહેવું."

તુલશી જન્મ તેહી લીખ્યો; દુઃખ સુખ જીયકે સાથ;
વ્યાધિ મીટે જો વૈદસેં, કલમ ગ્રહી કયું હાથ!

# ૧૬ મું દુઃખ નિવારણ.

## ત્હારો શત્રુ ત્હારા જ દેહમાં રમે છે.

"If I am expected, when calamity is so real, and so strong, and so grinding in its pressure, to say all at once that it is a dream and a phantom; then I say—you are seeking to confound the night of sorrow and the morning of joy."

DR. VAUGHAN.




હેનાઃ—મ્હારી વિધવા બ્હેનો! જ્યારે કે ખરેખરી જ આપત્તિ વિપત્તિ આવી મળેલી હોય, જ્યારે કે સંકટ વિકત નહીં જ ખમી શકાય એવાં ભારે હોય, જ્યારે કે ઉલ્કાપાત સાથે અનર્થોના બોજાથી કચડાઇ ભચડાઇ જવા જેવું થાય, ત્યારે એકદમ હું બોલી ઉઠું કે; "આ તો એક સ્વપ્નું છે, આ તો માત્ર માયા ને આભાસ છે, એ તો મિથ્યા ઝંખના છે;" એવું એવું કહેવાની જો તમે મ્હારા તરફથી આશા રાખતાં હો તો હું કહીશ કે, રાત્રિના બળાપા તથા સંતાપને સવારના હર્ષ આનંદ સાથે તમે ભેળસેળ કરી નાખવા જેવું કરો છો. જે દુઃખ એકવાર છેવટનું પડી ચૂકયું તે પેલા અમેરિકન ન્યાયાધિશની પેઠે કોઇ દેવતા કે મનુષ્ય બીજી વાર મ્હારા ઉપર કેમ અજમાવશે? એ ન્યાયાધિશે એક ખૂનીને મોતની શિક્ષા કરતાં કહી દીધું હતું કે; "ત્હને હું ફાંસીની શિક્ષા ફરમાવું છું, અને આશા રાખું છું કે, **ફેરીને તું એવું કૃત્ય નહીં કરવાનો આ ઉપરથી ધડો લેશે!"** શું રંડાપો તે–તે બે વાર આવતો હશે? કહો બહેન!

**વસંતીઃ**—બ્હેનો ! આપણે હાડકાં કે કાંકરાને પણ પચાવી શકયે છીએ; આપણે મન ઉપર લઇએ ત્યારે ઝાડો પણ લાવી શકયે છીએ; ત્યારે જો મન ઉપર લઇએ તો આપણા રોગ આધિ વ્યાધિ ને ઉપાધિ પણ શું આપણે મટાડી ન શકયે ? જો આપણા અંતઃકરણ ઉપર આપણે કાબુ ધરાવતાં થઇએ, અને આપણાં હૃદય ઉપર સુંદર ચિત્રોની છાપ પાડતાં થઇએ, તો આપણાં બાકી રહેલાં જીવનને આપણે સુખી કેમ નહીં કરી શકયે ? આપણે આપણી ખોટી ઝંખનાઓ તજીને ઉત્તમ મનોબળ વડે ઉત્તમ સુખોની છાપ અંતઃકરણ ઉપર પાડતાં શિખ્યે તો સારી તંદુરસ્તી, અને ઉત્તમ મનોવૃતિ એની મેળે થઇ શકશે. પણ આપણે દ્રઢતા રાખી **એક** સાહેબને પકડી ન રહેતાં, દુઃખના વખતે એકને છોડીને બીજાને અને બીજાથી સારૂં ન જણાય તો ત્રીજાને પકડયે છીએ તેથી જ પીડાકારી ભોગવ્યે છીએ. કેમ ગુરૂજી ! ખરૂં કે ખોટું ?

**ગુરૂજીઃ**—બોલે બોલ સત્ય છે. એક વૈદનાં બે દહાડા ઓસડ ખાધાં નહીં ખાધાં, કે દુઃખના ગભરાટમાં તેને છોડી બીજાને, અને બીજાને છોડી ત્રીજાને લોકો પકડે છે તેનું કારણ, દુઃખ દર્દથી લોકો એકદમ જ મુક્ત થવાની અપેક્ષા રાખે છે, એજ છે. એક દેવના ઉપર ભરોસો રાખવાની દ્રઢતા ન હોવાથી જ માણસના મનને શાંતિ થતી નથી. સાંભળો. **અમરનાથ** નામે એક જ્ઞાની, ડાહ્યા, અને અનુભવી પુરૂષની **અરૂણાદેવી** નામે શાણી ખુબસુરત સ્ત્રી હતી. બન્નેનું જોડું જાણે **સીતા** ને **રામ**ના જેવું હતું. પ્રતિરોજ જેમ કૃષ્ણ **રાધાજી**ને સંસારની મિથ્યા માયા ત્યજવાના ઉપદેશ આપતા, તેવી જ રીતે **અરૂણા**ને **અમર** પણ બોધ આપતો હતો. **અમર** કહેતો કે; સ્ત્રીને તો જીવતે કે મરતે તેનો ધણી એ જ પરમેશ્વર છે. **અરૂણા** કહેતી કે; **"તમે નામ પ્રમાણે અમર રહો ને હું સદા સોવાશણ રહું તો કેવું સારૂં !" અરૂણાએ** મંગળમૂર્તિ શ્રી ગણપતિને ઇષ્ટ દેવ માનીને રાત ને દહાડો પોતાને ત્યાં બેસાડેલા શ્રી ગણેશની પુજા અર્ચા કરતી, અને છેવટે એટલી જ મુરાદ માંગતી કે; **"હે દેવ ! આપ એટલું જ કરો કે હું સર્વદા સોવાશણ રહું !"** પોતાની સખીઓ આગળ પણ તેણી જે વાતો કરે તેમાં પણ પોતાના ધણીને જીનરાઇ માંગતી રહે. એક દિવસે તેણે દીઠું કે; જે ચોખા છાંટી શ્રી **ગણેશ**ને તેણી વધાવી લેતી હતી, તે ચોખા તો એક ઉંદર મામા દરરોજ ખાઇ જતા હતા. તેણી **વિમાસણ**માં પડી, કે **ગણપતિ** આવડો **મ્હોટો** દેવ છતાં આ ઉંદરમામા ચોખા ખાઇ જાય છે છતાં, **ગણેશ**થી તો કાંઇએ થઈ શકતું જ નથી. એ તો **મૂગો** મંત્ર બેસી રહે છે, ને ઉંદરડા જેટલાને પણ મારી નાંખી શકતો નથી; ત્યારે તો **ગણપતિ** કરતાં **ઉંદર**મામો જ ચઢિયાતો દેવ હોવો જોઇએ. એ અમર જણાય છે, માટે હવેથી **હું તો ગણેશને** પુજવાનું છોડી દઇ **ઉંદરમામાને જ ઇષ્ટદેવ માનીને** તેની પુજા કરી **તેને જ સંતોષીશ; એ જ મ્હારા પતિને અમર રાખશે ! આમ દ્રઢતાથી માનીને હવે**

તેણે ઉંદરમામાને દેવ લેખી તેની પુજા કરવા માંડી; તેના જ પાસે આશિષ માંગવા લાગી કે; "**હે ઉંદરમામા! હે દેવ! તું મ્હને સદા સૌભાગ્યવતી રાખજે!**"

પોતાની પ્યારીને હવે આ ઉંદર-સેવા કરતી જોઈ **અમરનાથે** કહ્યું:–"હે પ્રાણપ્રિયા! સુંદર ગાયન કરનારાં પક્ષીઓ પણ ૮-૧૦ વરસ ઘણું ઘણું તો જીવે છે. મરઘાં બતકાં પણ બહુ તો ૧૦-૧૫ વર્ષની ઉમ્મર ધરાવે છે. તેમના કરતાં પોપટ કાંઇક વધુ જીવે છે. કાગડા તો ૧૦૦ વર્ષનું વય લાવે છે. હાથી પણ બહુ લાંબું જીવે છે, અને પ્રાણીઓમાં રાજહંસ જ એકલું ૩૦૦ વર્ષ જીવે છે. પરંતુ **ઉંદર** મામો તો બહુ **જ** ટુંકી ઉમ્મર ધરાવે છે; એટલે એ પોતે અમર નથી તો ત્હારા પતિને તો અમર કેમ જ કરી શકશે? તું આવા વહેમો છોડી દે, થવાનું હશે તે તો વગર કહેવે **પણ** થવાનું.

"લખ્યું લલાટે કદીએ ન થાએ ફેર ઘડીનો એમાં;
ખામી ખરે કોણ કાઢી શકે છે, અજ વિધાત્રી એમાં?
શાને વિલપો વૃથાય, નારાયણને ગમતું થાય!"

એક દિવસે એવું થયું કે, પાડોશની **બિલાડીએ** આવીને એક જ ત્રાપ મારી પેલા ઉંદર-દેવનો ભક્ષ કરતી **અરૂણાએ** દીઠી. હવે તેણીને લાગ્યું કે, **ગણપતિથી** ચઢતો જે ઉંદરદેવ તે પણ બિલાડી આગળ નમાલો છે. આ મિનિદેવી જ સૌથી અધિ-યાતી છે! જેથી હવે તેણી મિનિદેવીને દૂધ પાઇ સંતોષવા લાગી. તે આ **નવી માર્જાર**-દેવીની પ્રાર્થના કરવા લાગી:—"હે **માર્જાર**દેવી! હું પાંચે પકવાનના નૈવેદ્ય તમને ધરીશ, પણ મ્હારા **અમરનાથને** અમર રાખજે!" આ રીતની મિનિ-પુજાનો **વહેમ** જોઇ **અમરનાથ** કહેવા લાગ્યો:–"હે કલ્યાણી! તું એવા વહેમો નહીં ધર. નરક એટલે દોજખના દરવાજાનાં તાળાંની કુંચી અધોગતિના દ્વારની પાસે જ નિરંતર પડી રહે છે; અને તે કુંચી ઉપર લેખ કોતરેલો હોય છે કે;' "**વહેમી માણસે જ ઉઘડવી!**" તું વહેમ ના પકડ. વહેમીઓ સદા દુઃખી જ થાય છે. મૃત્યુએ શ્રી **રામ કે શ્રી કૃષ્ણ**, શ્રી જનક કે **જેહાંગીર** જેવા રાજા પાદશાહને મૂકયા નથી; **બુદ્ધ** ભગવાન કે બાદશાહ **જમશેદ** જેવાને એ જમડાએ પોતાના પંજામાંથી છટકી જવા દીધા **નથી**, તો પછી તે ત્હારા **અમરનાથને** જ કેમ અમર રહેવા **દેશે? એમ** કરતાં ત્હારો **અમર** મૃત્યુ પામશે તો **પણ** તેની સાથે જોડાએલો **નાથ** કાંઇ મરણ **પામવાનો નથી**; તે તો **અમર રહેવાનો** છે, માટે તું **તે** મહા દયાળુ **નાથ** ઉપર **જ** વિશ્વાસ રાખ, ઉંદર બિલાડાંને દેવ નહીં સમજ.

"જમીને ચમન ગુલ ખીલાતી હય કયા કયા;
બદલતા હય રંગ આસમાં કયસે કયસે!"

તું આ **દોરંગી દુનિયાં** તો જો; કે **લીલોતરીવાળી** જમીન **કેવાં કેવાં** ફુલો ખીલવી રહી **છે**; તોપણ એ સઘળાં પુષ્પો કરમાઈ જવાની તૈયારીમાં **જ છે. ઉંચે**

આકાશ તરફ તો તું જો, કે તે કેવા કેવા રંગો બદલ્યા કરે છે. એ ખુશનુમા રંગો પણ ઘડી પછી નાશ પામતા જાય છે. સોનેરી કામો જ સોનેરી દહાડા આપે છે, ભલાં કાર્યને જાણવા કરતાં તે ભલાં કામો બજાવવાં એ જ ભલું છે. આપણે ભલાં કિંવા આબાદ અને સુખી થવાની ઇચ્છા રાખવા કરતાં પોતે જ તેવાં થવું જોઇએ. તું ત્હારી ફરજ ભૂલી જઇને ત્હારૂં દુ:ખ, ત્હારી ચિંતા, અને ત્હારો કલ્પિત ભય ઘટાડીને ઈચ્છિત સુખ વધારી શકવાની નથી. સમજુ માણસનો તો એ જ ગુણ છે કેઃ

He holds no parley with unmanly fears;
Where duty bids, he confidently steers;
Faces a thousand dangers at her call;
And, trusting in his God, surmounts them all.

તે ડાહ્યું માણસ તો માનવ ધર્મને ન છાજે એવી હિચકારી બલાઓ સાથે માથા દુઃખણ કરતું જ નથી. જ્યાં તેણે તેની પોતાની ફરજો બજાવવાની છે ત્યાં તે મક્કમપણે દ્રઢતાથી હંકાર્યું જ જાય છે. ફરજનું આમંત્રણ થતાંને વાર તે હજારો ચિંતાઓ અને ભયોની સામે થઇને હસ્તેખાનો કૂદાવી જાય છે, અને પોતાના એકલા પરમેશ્વર ઉપર જ વિશ્વાસ રાખીને સઘળી ધાસ્તી, ફિકર, ચિંતા, અને સઘળા ભયોને વશ કરીને વિપત્તિઓના પહાડો પણ કૂદાવી જાય છે. માટે હે પ્રાણપ્રિયા! તું રંડાવાનો ભય હમણાથી જ નહીં રાખ, અને ઈશ્વરને જ ભજ, મિનિદેવીથી કાંઇએ થવાનું નથી.



## ૧૭ મું દુ:ખ નિવારણ.



**કુદ્રતને કાયદા ઘડી આપવાનું કામ ત્હારૂં નથી.**

બીજે એક પ્રસંગે દેવી-બિલાડીને અરૂણાના હાથમાંથી પેંડા ખરકી ખાતી દેખીને બહાર બેઠેલા એક કુતરાને કીનો ચઢયો. તેણે ઘરમાં પેસીને બિલાડીને નરી કરડી જ ખાધી. તત્કાળ જ મિનિદેવીને સ્વધામ પહોંચેલી જોઈ અરૂણાદેવીને લાગ્યું કે, ભલાભલી દેવ દેવીને દીઠાં, પણ એક ઘડીમાં પ્રાણ લેનારો આ મહા દેવ તો મેં કદિ દીઠો જ નથી; માટે એ જ સર્વ શક્તિમાન છે; જે ઘડી એકમાં પ્રાણ લઈ શકે છે તે પ્રાણ બચાવવાની પણ શક્તિ ધરાવતો હોવો જ જોઇએ. આ શ્રધ્ધાને લઇને હવે તેણી પેલા કૂતરાને દેવ લેખે લેખીને તેને ભાતભાતનાં પકવાનો જમાડી સંતોષતી થઇ. આ કૂ-તાદેવને હવે

તે કરગરીને પ્રાર્થના કરવા લાગીઃ—"હે શ્વાનપતિ ! આપ તો ગણપતિથી પણ ચઢિયાતા છો, આપ એટલું જ કરજો કે; મ્હારો નાથ **અમરનાથ** કાયમ દાયમ અમર રહે, અને હું સદા સોવાશણ રહું !" **કુતરે** તુર્ત જ ઊ-ઊં-ઊં-ઊં; ભાઉવાઉ ! ઉં-ઉં-ઉં-ઉં; ભાઉવાઉ ! કરવા માંડયું. એટલે તેણી નિરાશ ને નાઉમેદ થઇ ઉદાસીમાં રહેવા લાગી. ભૂખ ઉંઘ સૌ તજી દઇ સૂકાવા લાગી. મ્હને વૈધવ્ય પ્રાપ્ત થવાનું જ; કેમકે વડાં વડેરાં કહેતાં, કે કુતરાં ભૂરપારાં થઇને ઉં-ઉં; આં-આં કરીને રડે એટલે ઘરમાંનું કોઇ મરવાનું જ ! તેણી વિચાર વિમાસણમાં એટલી તો ગુમ રહેવા લાગી, કે તેને કાંઈ પણ સુઝ જ ન પડે. આ વહેમે કરીને એક દિ પોતાના પતિના ભોજનની થાળ લાવવાને ઠેકાણે તેણીએ ગોમરથી ભરેલી ટોપલી હાજર કરી ! રસોડાંમાં અમરનાથને સારૂ લાવવાનાં પકવાનની થાળી જ્યાં ને ત્યાં પડેલી દેખીને કુતરો રસોડાંમાં ભરાઈને જેવો પકવાનો ચપાટવા લાગ્યો, કે તુર્તજ અમરનાથને કહેર ચઢી આવ્યાથી ખૂણામાં પડેલો ભાલો લઇને એમ ને એમ એના પેટમાં જ ભોંકી દીધો. ખાધેલો કોળિયો પણ શ્વાન પતિના મ્હોંમાંથી નિકળી પડયો, અને પેટમાંથી લોહી છૂટી ગયાથી કુતરો જરાક ચાલીને વાડાની બહાર જઇ તત્કાળ મરી ગયો. અમરનાથ હવે અરૂણાને ઉપદેશ આપવા લાગ્યો કેઃ

**अंग गलितं पलितं मुंडं दशनविहीनं जातं तुंडम ।**
**वृद्धो याति गृहीत्वा दंडं तदपि न मुंचत्याशापिंडम ॥**
**भज गोविंदं गोविंदं भज गोविंदं भज मूढमते ॥**

હે પ્રિયા ! અંગ તો ગળવા માંડયું છે; બાલ પણ ધોળા થવા લાગ્યા છે; નિમાળા ખરી પડીને માથું મુંડાવા લાગ્યું છે; દાંતો એક પછી એક ચાલતા થયા છે, શરીર પણ તીરની કમાનની પેઠે વાંકું વળતું જાય છે, હાથમાં લાકડી ઝાલીને ડોસીની માફક ચાલવા લાગી છે, તોયે ત્હારી ખોટી ખોટી આશાનો લાડવો ત્હારા હાથમાંથી કેમ છોડતી નથી ? ઓ મૂઢ ! બધાંનો ત્યાગ કરીને એકલા **ગોવીંદને** ભજ, **ગોવીંદને** ભજ, **ગોવીંદને જ ભજ !** બેકન ફિલસુફ પણ આકાશ ભણી મોઢું કરી પ્રભુની પ્રાર્થના તો નિત ઉઠીને કરતો હતો ખરો, પણ તેણે પોતાની ફરજો ભૂલી જવામાં તો શેતાનની ચાલ ચલાવી હતી. તેની પેઠેમ તું પણ શેતાનનો માર્ગ પકડીને ત્હારી ફરજ ભૂલવા લાગી છે. કદાચ હું વહેલો મરીશ તો તુંએ કયાં અમરપટો લખાવી લાવી છે ? હું મરીશ તો તું કાંઇ જીવતી જ રહેવાની છે ? અને તું મરીશ તો હું પણ વહેલો નહીં ને મોડો ત્હને આવી મળવા વિના રહેવાનો તો નથી. જીવી જીવીને તું કેટલુંક જીવવાની છે, કે આ ક્ષણભંગુર કાયાનો આટલો બધો મોહ રાખી બેઠી છે ? સો મડદાં બાળે તે સ્વર્ગે જાય, ને સો વિવાહ મ્હાળે તે નરકે જાય; માટે ઉઠીને હવે જો, કે ગણપતિ, ઉંદર, બિલાડી તથા કુતરો એ સર્વ કરતાં પૂજવા લાયક તો ત્હારો દેવ હું શિવાય બીજો કોઇ ત્હને જણાય છે વારૂ ?

"હે પ્રાણનાથ !" અરૂણા આનંદથી બોલી; "હવે મ્હારી પતીજ થઇ છે. આપ મ્હારા નાથ જ મ્હારા મોટા દેવ હોવાની પૂર્ણ પ્રતીતિ થઈ છે. બધા દેવોમાં મ્હારે તો હવે મ્હોટા દેવ મ્હારા ધણી આપ જ છો એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી થઇ છે. આપ જ્યારે શ્વાનદેવ જેવાનો બોલ બોલતાંમાં પ્રાણ લઇ શકો છો, ત્યારે તો આપ અમર જ રહેવાના, હવે મ્હને રંડાવાનો ભો બીલકુલ નથી !"

"જોજે હં !" અમરનાથ કહેવા લાગ્યો; "હું અમરનાથ નામે તો અમર છું, પરન્તુ ત્હારા ધણી તરીકે પણ અમર જ રહેવાનો છું, એવી ખાત્રીથી જ હવે તું જીવજે હં ! તું કાને સાંભળે ત્યારે તો મ્હારાં મૃત્યુની વાત સાચી માનતી જ નહીં, પણ આંખે જૂએ તોપણ મ્હને મરેલો માનીશ ના. તું સદા સોવાશણ રહીશ, એવા મ્હારા ત્હને આશીર્વાદ છે. જ્યારે હવે તેં મ્હને ત્હારો પરમેશ્વર જ માન્યો છે; જ્યારે તેં મ્હને જ ગુરૂદેવ સ્વીકાર્યો છે; ત્યારે તો ગુરૂ વાક્ય લેખે જ મ્હારાં આ આશિષ વચનને ત્હારે સમજવું." એટલું કહી ધંધા અર્થે હવે અમરનાથ સફરે ગયો. લાંબા વખતે અરૂણા ઉપર અમરનો પત્ર આવ્યો કે; "મ્હારી પ્રકૃતિ છેક લથડતી ચાલે છે, અને લથડતી દેહમાં દરિયાની સફર કરી વતનમાં જવામાં જીંદગીનો જોખમ છે, એવું ડોકટરો જણાવે છે; કેમકે હૃદય બહુ નબળું થવાથી કયી વખતે તે દગો દેશે તે કહી શકાતું નથી.' આ પત્ર વાંચી અરૂણા હેબતાઈ ગઇ; પોકે પોક મૂકીને રોવા લાગી; ઉંઘ ભૂખ ઉડી ગઈ; અને હાય નિસાસાથી પોતાના ધણીને પત્ર લખ્યો કે; "સફરમાં જે થવાનું હશે તે થશે, પરન્તુ તમે ઘરને આંગણે આવો તો ઠીક છે, નહીં તો હું પણ તમારી પાછળ પ્રાણ ત્યાગ કરીશ ! એકવાર મળવાની અપેક્ષા છે તે પ્રાણનાથ પૂર્ણ કરો !" પાંચ દહાડે તારથી ખબર આવી કે; "તમારા ધણી અમરનાથ હૃદય બંધ પડવાથી ઓચિંતા મરણ પામ્યા છે." હવે અરૂણાના શોકનો પાર રહ્યો નહીં. તેણે કલ્પાંત કરી રૂદન ફૂટણ ને માહતમ ચલાવી ચૂડા ભાંજ્યા, માથું મુંડાવ્યું અને સર્વ સોહાગ સોભાગ તજી તેણી રંડાપો ભોગવવા લાગી.

કેટલાક મહિના વિતવા પછી અરૂણાના ઘર આગળ બે ત્રણ ગાડાં સામાનનાં અને તેની પાછળ એક ઘોડાગાડી આવી ઉભી. ઘોડાગાડીમાંથી અમરનાથ ઉતર્યો, તે વેળાએ ઘરનાં બારણાં બંધ હોવાથી તેણે સીડી ઉપર ઉભા રહી લાકડી વડે બારણા ઉપર ટકોરા મારી બૂમો પાડી: "ઘરમાં કોઈ છે કે ?" પરશાળમાં કામ કરતી અરૂણાને અમરનાથના જેવો અવાજ સંભળાયાથી ઝટ ઉચાટ જીવે દોડી આવી બારણાં ઉઘાડતાંમાં જ પોતાના પ્રાણપતિને જીવતો આવેલો દેખી તેણી બેશુદ્ધ થઇ ઉંબરા ઉપર જ ઢબ દઇને આડી પડી. લોક લોક આ અલૌકિક બનાવ જોવા ભેગાં થયાં હતાં; એટલે દોડધામ કરી તેણીને શુદ્ધિમાં આણી; એટલે હર્ષ અને અજાયબીથી તે તો રોવા લાગી. ટુંકમાં; ભૂલભૂલામણીના પત્ર તથા તારના સંદેશા કોઈ શત્રુ તરફના ખોટા જણાવી અમરનાથ અરૂણાને સંબોધીને ઉપદેશ આપવા લાગ્યો:—

# ૧૮ મું દુઃખ નિવારણ.

## સદ્‌ગુણો શિખવાને દુઃખ. દુર્ગુણો શિખવાને સુખ.



હે પ્રિયે ! મનુષ્ય જન્મ એ તો એક કસોટી છે. આ ભવમાં આપણે પરીક્ષા આપવા આવ્યાં છીએ. જે વિષયમાં પૂર્વ જન્મમાં આપણે ઠોઠ હતાં, જે બાબતમાં તે જન્મે આપણે કાચાં હતાં, તે બાબતમાં આપણને પાવરધાં કરવાને આ જન્મ મળેલો છે. નિશાળમાં ભણતાં બાળકોની જેવી સ્થિતિ થાય છે તેવી સ્થિતિ મનુષ્ય અવતારમાં થાય છે. ચોથાં ધોરણમાં જો ઇતિહાસ કાચો રહ્યો હોય તો ઇતિહાસનો વિષય પાકો થતાં સૂધી પાંચમા ધોરણમાં વિદ્યાર્થીને ચઢાવવામાં આવતો નથી. પછી પાંચમા ધોરણમાં ચઢયા બાદ ત્યાં જ જો ગણિત કાચું હોય તો તેને છઠ્ઠાં ધોરણમાં નહીં ચઢાવતાં, ત્યાં જ પાછું ગણિત પાકું કરાવવામાં આવે છે. એમ એમ કરતાં છેક ઉંચેના ધોરણમાં પસાર થાય ત્યારે **નિશાળ**નો જન્મ છોડાવીને **કોલેજ**ની દુનિયામાં તેને જન્મ આપવામાં આવે છે. આબાદ એ જ ક્રમે મનુષ્ય પોતાના પ્રગતિકરણમાં આગળ વધે છે. પૂર્વ જન્મમાં તું પુરૂષ હોઈશ અને હું ત્હારી સ્ત્રી હોઇશ તે વેળાએ મ્હારામાં સ્ત્રીના જેવી કોમળતા, બાયલાપણું, અને અશક્તિ કે નાહિમ્મત હશે તે આ જન્મે પુરૂષનો દેહ આપી મ્હને દ્રઢતા, હિમ્મત, શક્તિ અને બહાદુરી મેળવવાને સરજેલો છે. તું તે જન્મમાં મ્હારો માટી હોઈ શૂરવીર, સશક્ત, અને હિમ્મતવાન હશે, પરંતુ બીજાંનું દુઃખ દેખીને ધ્રૂજી જનાર, મંદવાડ વખતે નાહિમ્મત, અને મોતની વાત સાંભળીને પણ કંપારી છૂટે એવો ત્હારો સ્વભાવ હોવાથી આ જન્મમાં ત્હને દ્રઢતાને બદલે કોમળતા શિખવા અને મોતને પણ હિમ્મતથી આવકાર દેવા સારૂ મ્હારી સ્ત્રી લેખે મોકલવામાં આવેલ છે. ૧૨ મી સદીમાં ફ્રાન્સ મધ્યે **એ**કરચિયર્સ નામના લુટારૂઓ થઇ ગયા છે, તેઓ મુસાફરોનું બધું તો લૂટતા, ફાટેલાં તૂટેલાં વસ્ત્ર વટીક તો લૂટતા, પણ માણસના શરીરના અવયવો પણ લૂટતા હતા; મગર તેમનામાં એક એવો ગુણ હતો કે ભિક્ષુકોને, અનાથોને, કે દુઃખી દર્દીઓને જેવા જોતા, કે પોતાના પેટ પૂરતું રાખીને સઘળું તેમને આપી દેતા ! આગલા જન્મે તેઓએ ભિક્ષુકોની કદર ખાઇ દયા ધર્મનો નિયમ બીલકુલ પાળેલો ન હોવાથી આ જન્મે તેઓ દયા ધર્મ શિખતા હતા; તોપણ પેલા ભવના અવગુણોની કસર આ ભવમાં તેટલા પૂરતી તેમનામાં રહેલી સમજવી. પેલા ભવની વાસનાની ચોંટ આ ભવમાં પણ નડે જ; અને આ જન્મે જે વસ્તુમાં વાસના ભરાઈ હોય તે મરતે મરતે પણ રહી જાય છે. ડયુક ઑફ **કિલવલેન્ડ** પોતાના વસિયતનામામાં સૌ કશાંમાં પોતાની પ્રિય સગડીને મહત્વ આપી ગયો. "**રેબી** કેસલના મહેલમાં મ્હારી જે પ્રિય સગડી

છે તે નિરંતર બળતી રાખજો ! અને કદી પણ ઠંડીગાર થવા ન દેતાં રાત ને દિન બળતી જ રાખજો !" આ રીતે નિર્જીવ વસ્તુમાં ભરાયલી વાસના પણ છેવટ મરતી વખતે રહી જાય છે, તો જીવતાં વ્હાલાંઓ પ્રત્યેની વાસના જન્મો જન્મ સુધી જોડાયલી કેમ ના રહે, તેનો તું વિચાર કર. હર હમેશ જે કોઇ પુરૂષ સ્ત્રી-સંગની ઇચ્છા કરતો ન હોય તેને પેટે કુછંદીનો જન્મ થવો જેમ દુર્લભ છે, તેમ જ જો એક પતિવ્રતા સ્ત્રી શુભ વાસનાવાળી હોઇ શુભેચ્છાથી પોતાના પતિને ભાવથી કહેશે કે: "હે પ્રાણપતિ ! મ્હને પુત્રની પ્રાપ્તિ કરાવો ! મ્હને સપુતનું દાન આપો !" અને જો તેનો પતિ યોગાભ્યાસવાળો હોઈ ઉચ્ચ સતની અવસ્થાએ પહોંચેલો હશે તો ઇશ્વરત્વ ધારણ કરીને જ્ઞાતા રૂપે રહેલા જીવાત્માને દેહરૂપ યંત્રમાં નાંખી પુત્ર-જન્મ પણ પ્રાપ્ત કરાવી શકશે. ત્હને આ વાત અગવડભરી લાગતી હશે પ્રિયા, પરંતુ જો હવે તું મ્હને જ દેવ સ્વરૂપે પુજે છે તો હું પણ ત્હારા મનની મુરાદ કેમ પાર પાડીશ નહીં ! હું જ જ્યારે ત્હારાથી દેવ મનાયો છું, તો હું મોત પણ કેમ અટકાવીશ નહીં ? ખરેખર હું મૂએલો છતાં મ્હારા દેવયોગ બળે જ ત્હને પાછો આવી મળ્યો છું, અને હજાર વખત મરીશ તોયે તું સત કરીને જાણજે કે, પાછો ને પાછો ત્હારા આગળ હું જીવતો જાગતો આવીને ઉભો જ રહીશ ! પારાશર રૂષિને પેટે વ્યાસજી, અને વ્યાસજીને પેટે શુકદેવજી એ જ ધોરણે જન્મ પામ્યા હતા. યોગી માતપિતાના પરસ્પર પ્રેમને લઇને જ જ્ઞાનેશ્વર જેવા મહાત્મા ઉત્પન્ન થયા હતા. જીવતાં તો વોશીંગ્ટનને મૃત્યુનું નામ પણ સાંભળવા ગમતું નો'તું; તે પોતાને અમર સમજતો હતો; પરન્તુ જ્યારે મોત આવીને ઉભું ત્યારે તો તે બોલ્યો હતો કે; "એ તો મ્હને હવે ઠીક લાગે છે !" એજ રીતે ત્હને પણ છેવટ લાગે થશે.

## ૧૯ મું દુઃખ નિવારણ.

### દૂર થા શેતાન !



સુરદેકો ભી દેતા હય, કપડા-લત્તા-આગ;
જીવંત નર ચિંતા કરે, વાકો બડા અભાગ.

માણસ મૃત્યુ પામે છે ત્યારે તે પોતે તો લાકડા જેવો થઇ પડયો છે તોયે તેને સચકવા સારૂ કપડાં ને કપન પ્રભુ બીજાની મારફતે તૈયાર રખાવે જ છે; તેને બાળવાને અગ્નિની તૈયારી રખાવે જ છે; તો પછી તે જીવતું હોવા છતાં ભવિષ્યની ચિંતા ફિકર રાખે તો તેને અભાગ લાગેલું જ સમજવું. માટે હે પ્રિયે ! તું સદા સોવાશણ રહેવાની વાસના ધરીશ તો જન્મો જન્મ તું પુરૂષ પ્રકૃતિ પ્રાપ્ત કરતાં સૂધી મ્હારી સ્ત્રી જ રહીશ, અને હું ત્હારો ધણી જ થવા પામીશ !

કેમકે છેવટ ઘડીની વાસના એ જ જન્મો જન્મનું કારણ રૂપ છે. કાબેલ અને વિદ્વાન લેખાતા **વેયર** નામના ફ્રેન્ચ ફિલસુફને દેશ પરદેશના તાજા સમાચારથી હરદમ માહિતગાર રહેવાનો ધખારો હોવાથી તે બધું સુખ તેમાં જ સમાયલું સમજતો હતો. આખી જગતના નવા સમાચાર જાણનાર લેખે તેનું નામ મશહુર હતું. તેના સુખ વિષેનો આ નાદ એટલે વેર જણાયો હતો કે, જ્યારે તે છેલ્લો દમ લેવા લાગ્યો ત્યારે તેનો એક પ્રિય મિત્ર તેની ખેર આફિયત પૂછવાને જેવો તેના બિછાના આગળ આવી બેઠો, તેવો જ તેણે તેને મરતાં મરતાં પણ એ જ પ્રશ્ન કર્યો હતો કે; "દોસ્ત! દુન્યાંની કાંઈ નવી જુની! મહાન **મોગલ** બાદશાહના શું સમાચાર છે?" આ રીતે જીવતાં જીવતની દ્રઢ વાસના મરતી વખતે પણ સાળે છે. હે પ્રિયે! દરરોજ આપણે ઉમ્મરે વધતાં જઇએ છીએ, અને કાળ ત્હને કે મ્હને પહેલાં કોને કયારે ઉઠાવી જશે તેનો કાંઈ મેળ નથી; તું પણ હવે અઘોર વયે પહોંચી છે, અને મ્હારો પણ એક પગ તો સ્મશાન સુધી પહોંચી જવા લાગ્યો છે, માટે હવે વિધવા થવાની ચિંતા શા સારૂ ત્હારે રાખવી જોઈએ!

તરએ નૌ જવાં કે પીર મ જૂઈ;
કે દીગર ન આયદ બાએ રફતે બા જૂઈ.
ઝરૂએરા ચું રશીદ વકતે દરૂ;
ન ખરામદ ચનાં કે સબ્જએ નવ.

નૌ જવાનોની ખુશી ખુશાલી તું બુઢ્ઢાંઓથી નહીં શોધ; કાંકે નદીમાં વહી ગએલું પાણી ફરી પાછું નહીં જ આવે. ખેતરને જ્યારે કાપવાનો વખત આવ્યો ત્યારે તાજા શબ્જા જેવું સોહામણું તે દેખાતું જ નથી. જે વાતમાં જેને ભાવબુદ્ધિ હોય તે જ વાત તેને સુખમાં સુખ રૂપ છે, અને દુઃખમાં દિલાસા રૂપ પણ છે. તું ત્હારી ફરજ બજાવ, અને વૈધવ્યનો વિચાર દૂર કરવા માટે ત્હારો દેવસ્વરૂપ જે હું, ત્હારો **ધણી,** ત્હારો **દેવ** તેના વચન ઉપર જ વિશ્વાસ રાખ. જેમકે; મહાન ગાયનકાર **મોઝાર્ટ** મરવાની છેલ્લી ઘડીએ પણ દુઃખી હાલત વિસરવા સારૂ એવું જ બોલ્યો હતો કે; "હે મ્હારી વ્હાલી **એમીલી**! તું મ્હને આરામ ને વિશ્રાંતિ લેવા કહે છે, તો તું અહિંયાં જ, આ મરણ ખાટ આગળ જ, મ્હારા પ્યાના ઉપર બેસી જા, ત્હારી સાધવી માતાનું કીર્તન ગાઇને વજાડવા માંડ, અને મ્હારા રચેલા સૂરો મ્હને એકવાર ફરીથી તાજા કરીને ગાઈ સંભળાવ, કે જે સૂરો અને રાગો જ મ્હારે માટે દિલાસા રૂપ છે. એ રાગો જ મ્હારો દિલાસો અને ખુશાલી છે!"

હે પ્રિયે! આ તો નિસંદેહ વાત છે કે, સ્ત્રીનો પતિ એ તેનો પરમેશ્વર જ છે, માટે ત્હારે એક પતિવ્રતા સ્ત્રી લેખે ત્હારા પતિનું પરમેશ્વર પેઠે પુજ્ય ભાવથી પુજન કરવું, અને તેના વચનને વિશ્વાસથી વળગી રહેવું, એ ત્હારી પવિત્ર ફરજ છે. પોતાનો ધણી ભલો વા ભુંડો હો; રંક હો કે રાય; સુખી કે દુઃખી; જેવો હોય તેવો આખરે તે તેનો પતિ એટલે માલિક હોવાથી તેને પરમેશ્વર પેઠે ઓળખી તેની

તેટલા જ પ્રેમથી સેવા કરીને તેને સુખ આપવું જોઇએ, જેમ તેણી પરમેશ્વર રૂપે તેને માને તેમ જગતે પણ તેને પરમેશ્વર માનવો જોઇએ, એવી ભાવનાથી પત્નિએ પતિ વિષે વાસના રાખવી. ના; એટલું જ બસ નથી; ખુદ પરમેશ્વર પણ તેને પરમેશ્વર લેખે ગ્રાહ્ય કરે એવો પોતાના પતિને સ્ત્રીએ જ બનાવવો જોઇએ; જેથી તે (પતિ) અને પોતે (પ્રભુ) બન્ને એક જ હોવાનું તેને ભાન થશે. આ કારણે, જ્યાં સૂધી પોતાનો પતિ આ ઉચ્ચ સ્થિતિએ જઇ પહોંચે નહીં ત્યાં સૂધી, સ્ત્રીએ તેની સેવા ચાકરી, વગર નાઉમેદીએ, વગર શોકે, અને મૃત્યુના ડર વગર આનંદથી અને એક નિષ્ટાથી કરતાં રહેવું. પતિ પ્રત્યેની સઘળી ફરજો એક જ જન્મના ફેરામાં જો પત્નિ તરફથી સતત ચાલુ રાખવામાં આવે તો એક જન્મમાં જ તેણી રૂણ મુક્ત થશે.

બે કુન કારો કર્દેહ બ યઝદાં સેપાર;
બ ખુર્મો ચે યાઝી ચુ તર્સી ઝે ખાર!

જે આફત કે જે બલાની ચિંતા હજી તો આવી પહોંચી નથી, જે ભય કે જે સંકટ હજી તો જન્મ પણ પામ્યાં નથી, તે ભવિષ્યની ભાવી વાતો માટે તું શા સારૂ હેબતાયા ને મુઝાયા કરે છે? તું ત્હારાં સ્ત્રીપણાનાં જે કામો કરવાનાં છે, તે જ અદા કરે જા, અને જે કાંઇ સુંદર કામો પાર પાડે તે પણ સર્વ પરમાત્માને જ અર્પણ કર! તું હમણાંથી જ જો માત્ર એક કાંટાથી ડરીને ધપકી જઇશ, તો પછી ખજુર પાડીને તેનો મધુર રસ કયમ ચૂસીશ? પ્રભુ ઉપર સઘળું છોડી બેસ, તું સદા સોવાશણ જ રહીશ.

## ૨૦ મું દુ:ખ નિવારણ.

### આજનો દહાડો મરવાનો છે કાલે.

"If I am expected, when I am enveloped in the thick darkness not only to say that I doubt not that God is in the midst of it, but that I actually see Him there, and can rejoice in His light; then I say-you are building me up before I am taken down-you are seeking to confound the night of sorrow and the morning of joy."

DR. VAUGHAN.



અરૂણાદેવી:—"વ્હાલા અમર! તમારી મ્હારા પ્રત્યેની અનહદ પ્રીતિ, બેહદ કૃપા, અને ચાલુ માયા મોહબ્બતથી જ હું વધુ ને વધુ ભવિષ્યની ચિંતાઓમાં ચગદાઈ જઉં છું. તો પણ હવે મ્હને લાગે છે કે; આપ કદી પણ મરવાના નથી; અને મરશો, બળશો, કે ખાક રાખ થશો તોપણ આપ મ્હને અચાનક પાછા આવી મળશો જ.

પ્રિયમ્વદા ! વિધવાને જે ઘણું કષ્ટ થાય છે તેનું એક મુખ્ય કારણ એ પણ હોય છે, કે તેના ધણીએ તેણીને ઘણા ઘણા લાડ લડાવેલા હોય છે; તેણીના બધા અરમાન પૂરા પાડેલા હોય છે; તેણીનો પડયો બોલ ઉપાડી લેવામાં આવેલો હોય છે; અને પોતે દુઃખો વેઠીને પણ પોતાની પ્રિયાને ગમે તેમ કરીને સુખો આપવા થકી ફુલોનાં બિછાના બિછાવી રાજાની રાણીના જેવો વૈભવ કરાવેલો હોય છે. આ ભોગવેલા વૈભવો જ રંડાપાની પાછલી અવસ્થામાં તેણીને યાદ આપી આપીને કચડી નાંખે છે. ઘણી વિધવાઓ માટે કહેવાય છે કે; She is killed by her husband's kindness. આ વિધવા પોતાના ધણીની કૃપા વડે જ કચડાઇ ગઇ છે. વાંદરાઓ પોતાના બાળકો પ્રત્યેની દીલદાગીરી અને બેહદ મમતાને લીધે તેમને એટલાં તો ભચડી કચડીને પિંખી નાંખે છે, કે ઘણાં વાંદરાંઓ તો પોતાના માબાપની અતિ પ્રીતિ અને મમતાને લીધે જ મરી જાય છે. અર્થાત, ઘણા ઉપમાન આપવાં એ પણ અનર્થકારક છે. રોમન બાદશાહ હીલેગેબેલસે પોતાના બધા વ્હાલા અમીર ઉમરાવોને એકવાર બાદશાહી ખાણાં ઉપર નોતર્યા, અને તેમનો બહુ જ સત્કાર કરવા અર્થે તેણે બધા પરોણાઓ ઉપર ગુલાબનો વર્ષાદ વરસાવવાનું શરૂ કરાવ્યું. ખાધા પીધા પછી ગુલાબનાં પુલોના એટલા બધા ઢગ ને ઢગ તેમના ઉપર વરસાવવામાં આવ્યા હતા, કે તે બાપડાઓ બેહોસ થઇ ગયા, અને તે ઢગલામાં જ દબાઇ ચંપાઇ ગુંગળાઇને મરણ પામ્યા હતા ! પછી લોકોમાં બોલાવા માંડયું કે; They were crushed by their honours from the Emperor. એટલે કે, પાદશાહે આપેલાં ઉપમાનથી જ તેઓ કચડાઇ ગયા હતા. માટે હે પ્રિયે ! આયંદે તું મ્હારી ઘણી મોહબ્બતમાં નહીં વિંટળાઇશ; હવે લગાર આઘી પાછી પણ થા, ન તો હું જ હવે ઘર છોડીને જમના તીરે જઇ બેસી સ્નાન સંધ્યા કરી ત્હારી પ્રીત ઓછી કરવા લાગીશ. બીજે જ દિવસથી જમનાજીના ઘાટ પર જઇ સવારથી સાંજ સૂધી તે બેસવા લાગ્યો. કેટલેક વખ્તે તેને પૈસાની પાછી જરૂર પડવાથી ગુપચુપ પરભારો સફરે નિકળી નાઠો. સાંજ પડી, રાત થઇ ગઇ, તોયે અમરને પાછો ઘરે આવેલો નહીં દીઠો; એટલે પાછી અરૂણા ગભરાટ કરવા લાગી. બારવણે શોધાશોધ કરવા છતાં પણ દિવસ પછી દિવસ વિતવા બાદ ઉંઘ ભુખ વેચીને તેણી દુઃખમાં દહાડા કાઢવા લાગી. પ્રયાગ બાણીના નદીના કિનારા ઉપર કોઈ અજાણ્યા પુરૂષનું મડદું તણાઈ આવ્યું હતું, અને ત્યાંના લોકે કોઇ બેગાના પુરૂષ તરીકે તેનું મડદું નદીના તીરે જ બાળી નાખ્યું હતું. ઘણેક દિવસે છાપામાં ખબર આવી કે; "વિઠ્ઠલ મંદીર આગળના ઓવારા ઉપર કોઇ અજાણ પુરૂષનું મડદું તણાઈ આવ્યું હતું, તેનો બીજો તો કશો પત્તો લાગ્યો ન હતો, પરંતુ તેની બન્દી ઉપર અ+મ+ર એટલા ત્રણ અક્ષરો ભરેલા હતા." છાપાની આ ખબર લાગતા વળગતાઓએ અરૂણાને કહેતાં જ તેણીએ ભારે કલ્પાંત શરૂ કરી, પાછા ચૂડા ફોડી નાંખી, માથું મુંડાવી વિધવાવસ્થાને રડવા લાગી. આ એક ભૂલભૂલા-

મણી હતી. અમરનાથ આ વાતથી અજાણ હતો. બે વરસ વિતવા બાદ પાછો સફરેથી તે પોતાને ગામ આવી જૂએ છે તો પોતે જીવતો છતાં પોતાની સ્ત્રીને વિધવા વેષમાં દેખી અચરતીથી અરૂણા સમક્ષ જોતો ઉભો જ રહ્યો. અરૂણા એટલી તો ગાફેલ થઇ ગઈ હતી, કે તેણી પણ શુન્ય સાવજ જેવી ટગર ટગર ધણીને જોતી જ રહી. આડોશી પાડોશીથી ઘર નરૂં ભરાઇ ગયું. પરન્તુ આ ધણી ધણીઆણી બન્નેને અબોલાં થઇ ગએલાં દેખી સૌ તેમની ભારે દયા ખાવા લાગ્યાં. છાપાની ખબરની વાતો જ્યારે અમરે જાણી ત્યારે અરૂણાને ઉદ્દેશીને તે બોલ્યોઃ

"જગતનો કર્તા ઈશ્વર, ન્યાયનો સાચો ધણી છે; અને તે જે કાંઇ કરે છે તે ન્યાયવૃત્તિથી ઇનસાફને માર્ગે જ બધું કરે છે. પ્રભુ આપણા વિષે સદૈવ સારૂં જ કરતો રહ્યો છે, અને હવે પછી પણ તે જે કાંઇ કર્યો જશે તે આપણાં સારાંને માટે જ કર્યો જશે એ નિર્વિવાદ છે. માણસ કાંઇ કીર્તિ, પ્રખ્યાતિ, કે જશ જયને માટે જ પેદા થયો નથી; પરન્તુ કાંઇક ઉચ્ચ હેતુ માટે જ તે સરજાયલો છે. આ દુનિયામાં ઈશ્વરે મનુષ્યને ઘણો જ ટુંકો વખત આપેલો છે, અને તેમ છતાં નિર્ભય રહીને સ્વતંત્રપણે હમેશગીનું સાર્થક આ ટુંક જીવનમાં જ આટોપી લેવાનું ઠરાવેલું છે. આપણે યાદ રાખવું જોઇએ, કે આપણે ઘણા શત્રુઓને જીતવાના છે, ઘણી ઘણી બદીઓનો અટકાવ કરવાનો છે, ઘણા ઘણા જોખમોમાંથી પસાર થવાનું છે, ઘણી ઘણી મુસ્કેલીઓને મારી હઠાવવાની છે, ઘણી ઘણી હાજતોને પહોંચી વળવાનું છે, અને તેમ છતાં ઘણાં ઘણાં ભલાં કામો પણ કરવાનાં છે. પ્રિયે ! હમણા આપણાં આ બે શરીરો છે, માટે વર્તમાન કાળમાં જ આપણે જીવતાં છિયે એવું કાંઈ છે જ નહીં. જે કાળ વિષે આપણી વૃત્તિ ભાન કરે, તે કાળમાં જ આપણ બન્નેવ છીએ; અને તે કાળમાં જ આપણે જીવ્યે છીએ. માટે જ્યારે પણ મોતની તૈયારી થાય ત્યારે ટેસોની પેઠે મરતાં મરતાં પણ આપણે બોલવાનું છે કે; "હે પ્રભુ ! હવે હું ત્હારા જ હાથમાં મ્હને મૂકુ છું !" ખરૂં જ કહું છું કે, "મ્હારે તો મરવું છે" એમ જે માણસ બરાબર સમજે છે તે પોતાના જીવતાં જીવત સર્વદા સંતોષી અને સબુરીવાળું રહી પ્રખ્યાત રાણી એલીઝાબેથની માફક મરતાં મરતાં પણ બોલી શકશે કે; "મ્હારૂં સઘળું રાજપાટ, કે મ્હારી સર્વ માલ મીલકત હવે પળવારનાં જ છે !" જે કોઇ પોતાના મૃત્યુને વિસરી જવા ચાહે છે, અને તે વખતને ભૂલવાનો પ્રયત્ન કરે છે, તેને ચાલુ ભય શિવાય બીજી કશી પણ વાતમાં રસ કસ જણાતો નથી. વસુ ને વૈભવ પણ તેને એક મોઘાં રત્ન જેવાં લાગે છે. જીંદગી કઈ ક્ષણે ચોરાઈ કે ખોવાઈ જશે તેની ઉલટી ધાસ્તીમાં જ તે દર પળે રહે છે. આવી અચોકસ જીંદગીને ખાતર, આવાં ક્ષણિક જીવનને માટે વારંવાર દુઃખ પામીને તું મ્હને કયાં સૂધી અમર માની શકીશ ? મ્હારો શોક ને ગમ તું કયાં સૂધી કરીશ ? યાહુદીઓએ પણ પોતાના ગુરૂ ધણીના મોત ઉપર ઘણા ઘણા તો ૩૦ દિવસ સૂધી ગમ ને શોક કીધો હતો, પણ જેવો

શોક ભૂલાયો કે તુર્ત જ તેઓ જોશુઆની સરદારી હેઠળ ખુશ ખુશાલ રહેવા લાગ્યા હતા. જોશુઆએ કેનઆન ઉપર ચઢાઈ કરવાની તૈયારી કીધી ત્યારે યાહુદીઓ પોતાના મૃત્યુને તો ભૂલ્યા જ હતા, પણ પોતાના પેગમ્બરને પણ ભૂલી ગયા હતા. માટે હવે તું અમરના અમરપણાની વાતો ભૂલી જા. હું મરીશ તો પણ તું સદા સોવાશણ રહીશ. આયંદે હું આગમાં પણ બળી જઇશ, અને ત્હારી સમક્ષ પણ હું રોગથી કદાપિ મરૂં તોયે તું આમ જ માનજે કે; હું પાછો ને પાછો ત્હને આવી મળીશ! અથવા તું જ મ્હને આવી મળશે!"

અરૂણા હવે દ્રઢતા અને હિમ્મતથી બોલી:—"હું વારંવાર કાગનો વાઘ બનાવીને નિર્જીવ વાતને મ્હોટું રૂપ આપીને વિના કારણ ભડકી ઉઠયા કીધી છું; પ્રસંગને ઉચિત ગણાય તે કરતાં વધુ ગમ ને શોક મેં કીધા છે, પરન્તુ હવે હું ખાત્રી પૂર્વક છું, કે હું કદી રંડાવાની જ નથી, અને નિરંતર તમે જ્યાં પણ હશો ત્યાંથી પાછા મ્હને આવી જ મળશો ? અથવા હું આવી મળીશ."

હવે એવું બનવા પામ્યું, કે વારંવાર દેશ પરદેશથી અરૂણાના પતિના જ્યારે પણ મરણના સમાચાર આવતા, ત્યારે તેણી ગંભીરતાથી તે માઠો બનાવ માનવાની સાફ ના જ પાડતી રહી! છેવટે તેણીનો અમરનાથ શહેર ઘેરમાં રોગથી પીડાઇને ખરેખર મરણ પામ્યો તોયે તેણીએ પહેરેલા ચૂડા ભાંગ્યા નહીં; નહીં તેણીએ માથું મુંડાવ્યું, કે નહીં તેણીએ શોકનો પોષાક પહેર્યો. એક આંસુ સરખું પણ નહીં પાડતાં તેના ધણીનું મડદું જ્યારે ઉંચકી જવામાં આવ્યું ત્યારે તેણીએ એવા ઉદ્દગાર કાઢયા કેઃ "હે નાથ! તમે તો અમર હતા ને અમર જ રહેવાના છો! હું સર્વદા સોવાશણ રહીશ, અને તમે મ્હને પાછા મળજો, ન તો હું જ તમને પાછી આવી મળીશ!"

## ૨૧ મું દુઃખ નિવારણ.

### નસીબની ચાલ છિનવી લેનારો જમાનો.

વિલુબાઇ:—મુરબ્બીજી! તમે તો સાચું જ કહો છો, મ્હારા સરખી વિધવાને તમારા આ દિલાસા તો આવકારદાયક છે જ, પરન્તુ મ્હારા રંડાપા પછી ન તો મ્હારાથી લગ્ન વિવાહની કોઇને ત્યાંની શાદી રામશનીમાં પણ જવાતું; ન તો કોઇ મ્હારૂં મ્હોં જોતું; અને કોટી કરવામાં પણ સઉ અપશુકન માને છે. સધવાની પાસે બેસું તો તેણી સુગાઇને પાસેથી ઉઠી જાય છે. કેઠે જઉં છું તો એકલી અટુલી છુટી પડી જઉં છું. હવે જ્યારે લગ્ન વિવાહમાં

જવાનું જ છોડી બેઠી, ત્યારે મ્હારાં વ્હાલાં માય બાપ પણ સર દઇને કે શાદી રામશનીમાં જતાં નથી; ને જાય છે તો મ્હારી ગેરહાજરી જોઇને મુઝાય છે; જેથી તેઓ પણ એવે ટાકણે શાદી રામશનીમાં જવાના અખાડા કરે છે. મહોલ્લામાં લગ્ન વિવાહના જ્યારે રંગ રાગડા સંભળાય છે ત્યારે હમારા ઘરમાં તો આંખ પાણી ભરાય છે. આવા ઓશિયાળા અવતારમાં જીવવા કરતાં તો મોત આવે તે જ ભલું છે."

હે પુત્રિ! બીજાં વગર પ્રીતનાં માણસોના હડસેલા ખમતાં ખમતાં ખળાપા કરીને રડવાનું ત્હારે પ્રયોજન જ નથી. જે લોકોનાં પોલાદ જેવાં કાળાં જીગરમાં મોહબ્બત કે પ્રેમ પ્રીતની લાગણી જ નથી, એવાં શૂન્યવત સંબંધીઓ પોતાનાં અંગીઓના દુઃખના પ્રસંગે સુગાઇને આઘાં પાછાં થાય તેનું તું મનમાં ઓછું લાવીશ નહીં. રખેને ત્હારો રંડાપો ઉડતા રોગની પેઠે તેમને પણ ઉડીને વળગી જાય, ને પોતાને પણ રખેને રંડાપાનું દુઃખ થશે એવો વહેમ ધરનારાંઓ કાંઇ સદા સુવાસણ જ રહી થાકવાનાં નથી. ઇશ્વર ઇચ્છિાથી જો તેમના વિપત્તિના પ્રસંગે જો તેઓને ત્હારી જ સહાયતાની જરૂર ને ગરજ પડશે, તો તેઓ ત્હને પગે પડતાં આવ્યા વિના રહેનાર જ નથી. કહેવત છે કે; Prosperity gains friends and adversity tries them. સુખના વખતે સહુ મિત્તિ ઘણી થાય છે, પણ દુઃખના પ્રસંગે જ તેમની ખરી કસોટી થાય છે. દુનિયાં ડુબતી હોય, હોડીમાં બેઠેલાં સાથે જ ડૂબી મરતાં હોય, ત્યારે તો સૌ કોઇ સ્વાર્થ તજી દેવાને તૈયાર થાય છે. જેઓ સારા વખતમાં સારી સલાહ ને જીવ ઠરે એવા દિલાસા **દેવા** જ તૈયાર થાય છે તેમના જ ઉપર જ્યારે આફત આવી પડે છે ત્યારે તેઓ પોતે દિલાસા **લેવા** જ તત્પર થઇ જાય છે. એબ્સ્ટેમ્યસ અને ફ્રાઇર્ની જેવા ઉમદા ઉપદેશો અને દિલાસા દેનારા ઈટાલિયનો હતા, તેઓ પણ પોતાના ઘરમાં મૈયત થતાં બેબાકળા બની જઇ ધ્રૂજી પડયા હતા; કેમકે તેઓ મૂએલાંના આશિર્વાદો દુઃખના પ્રસંગે તેમનાં વ્હાલાંઓ ઉપર ઉતરવાની ડાહી ડાહી વાતો કરતા હતા ખરા, પણ યકીનથી મૂએલાંના અશો રૂહોના આશિષો ઉતરવાની વાત અંતઃકરણથી ન માનતા હતા. પુત્રિ! તું યકીનથી માનજે, આપણી ફ્રરવરદીન યશતમાં સાચું જ કહ્યું છે કે;

"દાથીશ્ અહ્માઇ વોહુ ખરેનો,
યો હીશ્ અથ ફ્રાઇઝાઇતે,
યથ હીશ્ હો-ના યઝત,
યો અષવ ઝરથુસ્રો રતુશ્ અસ્ત-
વૈથ્યો ગએથયાઓ, બરેષ્નુશ્,
બિપૈતિશ્તનયાઓ કહ્માઈ ચિત,
યાઓંઘહામ્ જસો, કહ્માઇ ચિત્,
આંઝંઘહામ્ બિવિવાઓ."

એટકે કે, મહાભારત કામોમાંનો કોઇ પણ સાહસ માથે ઉઠાવતી વેળાએ, અથવા મ્હોટી આફતોમાંની કોઇ પણ આફત આવી પડે ત્યારે, તે મહાન અશો જરાથુસ્ત્ર, જે આ સ્થૂળ જગતનો સરદાર તથા સઘળાં મનુષ્ય માત્રનો વડો સદ્દગુરૂ હતો, તે પણ જ્યારે ઘણો બિધેલો થયો, સંકટોથી જ્યારે તે પણ ઘણો ગભરાયો હતો, ત્યારે તે જેવા અશો નરે પણ અશો ફરોહરોને આરાધ્યાં હતાં, અને તેની મુશકેલીઓ તુર્ત જ દૂર થઈ હતી. તે જ પ્રમાણે તું પણ ત્હારાં પોતાનાં કે પારકાં અશો રૂહોને આરાધીને તેઓની ભલી દુવાઓ ને ભલા આશિર્વાદો માંગતી થશે, ત્યારે તેઓ જરૂર ત્હને પણ ગેબી ગુપ્ત બક્ષેશો કરશે. સુખના વખતે જેઓ બીજા દુઃખીઓના હસાવી રમાડીને મન રંજન કરે છે તેઓ કાંઇ દુઃખના પ્રસંગે તેવાં જ રહી શકતાં નથી. બૉલ્વર્ટ ડયુ ટેમ્પલ નામની પારીસની નાટકશાળામાં દુઃખી લોકોને પધારવાને એમ કહીને લલચાવવામાં આવતાં હતાં કે; ત્યાંનોઃ બોએચી નામનો વિદુષક (Buffoon) રડતાંને હસાવે છે, દુઃખીઓનાં દુઃખ વિસરાવે છે, અને શાન્તિ આપે છે. હવે તેના હરીફ સમકાળભાવિ ગાલીમાફે તેના કરતાં પણ વધારે આનંદ આપી, ખાસ કરીને અનાથ વિધવાઓનાં પણ હસાવી હસાવીને દુઃખો વિસરાવે છે, એવું જાહેર કરવામાં આવ્યું હતું. પણ; પણ જ્યારે તેમના જ ઘરમાં મૈયત થયાં ત્યારે તેઓ જેટલું રડયા હતા, તેટલું તો આખાં પારીસમાં પણ કોઇ રડયું જ નો'તું ! ૧૭ મી સદીના દિલાસા દેનારા અને હસમૂખા વિદુષકો ટેબેટીન, બ્રુસ્કેમ્બીલે, ગ્રીમોલ્ડી જેવાઓએ પણ પોતાનાં વ્હાલાંઓનાં મરણ નિપજવાથી જ નાટકશાળામાં પાર્ટ ભજવવાનું છોડી દઈ જેટલા હસતા હસાવતા હતા તેટલા જ રડતા રડાવતા થઇ પડયા હતા. મરણનો ઘા એવો કારી જ હોય છે.

પૂત્રિ વિલ્લુબાઈ! એકવાર તું ઘણી વગરની છતાં વિધવા ન કહેવાતાં, "કુંવારી" એ નામે ઓળખાતી હતી. જ્યારે ત્હારે માથે ઘણીનું તાજ મેલાયું ત્યારે તું તાજદાર થઇ. અને હવે તે શીરતાજ જતા રહ્યા ત્યારે માત્ર એટલું જ બન્યું છે કે, કે તું જેવી પ્રથમ તાજ વિનાની હતી તેવી પાછી તાજ ગુમાવેલી થઇ પડી છે; એ શિવાય બીજું શું થયું છે? વિક્ટોર્યા રાણીનું ઘણીનું શીરતાજ પણ લાંબો વખત રહ્યું નહીં, અને શેહેનશાતનું તાજ પણ સદા તેમને માથે રહ્યું નહીં. વળી તે મહાન રાજ્યનું તાજ પણ તેમણે કેટલીવાર માથે મુક્યું હતું? ૬૨ વર્ષ તેમણે ઈંગ્લંડનું રાજ્ય તાજ ભોગવ્યું ખરૂં, તો પણ તે તાજ તેમણે માત્ર ૨૦ વખત જ પહેર્યું હતું! અને છેવટે ઘણીનું તાજ જેમ ગુમાવ્યું હતું, તેમ રાજ્યનું તાજ પણ સદાને માટે છોડીને વિધવાવસ્થામાં જ મરણ પણ પામ્યાં; તેમાં પણ વળી પ્રિન્સ આલ્બર્ટ વિકટર જેવા ગાદીવારસ નબીરાને પરણવાની ધામધુમના પ્રસંગે જ તે પ્યારા ગાદી વારસ પૌત્રને મૈયત થએલા જોવાની, અને એવી બીજી ઘણી ઘણી આફતો સોસવાની સરજત તેમના જેવાંના લલાટે લખેલી હતી, તે પણ ભોગવ્યા વિના તેમનો

છુટકો થયો ન હતો. માટે તું રંડાપાનો સોસારો નહીં કર; એ સોસારો ત્હારાં લોહીને ઝેરી કરી મેલે છે. શુદ્ધ લોહી વિના તંદુરસ્તી નથી, અને રંડાપાના શોકને લીધે જ ત્હને મંદવાડ પણ લાગુ પડયો છે. ગમ, ઉદાસી, નિરાશી, ભય અને ચિંતા પ્રગટ થતાંમાં જ ત્હારી ઉચ્ચ અભિલાષાઓનું ખુન થાય છે, ત્હારો ઉત્સાહ મરી જવાથી ત્હારી બુદ્ધિમાં પણ વિકાર ઉત્પન્ન થયો છે, અને રોકાણ તથા ઉદ્યોગ વગર ત્હારી શક્તિ પણ હણાઇ ચૂકી છે. શક્તિ ઘટવાથી જ ત્હારો મનુષ્ય દેહ નિર્ધન થઇ પડયો છે; માટે હજારો ને લાખો ત્હારા જેવી વિધવાનું જોઇને જીવ ઠેરવ. બાપડી બીજી વિધવાઓને તો ઘણી ગુમાવ્યાનાં દુઃખો ઉપરાંત પોતાના અને વ્હાલાં બચ્ચાંઓના નિર્વાહની પણ દિસ ઉગે ફાળ પડે છે. લોકને બારણે વૈત્રાં કરતાં પણ પેટ પૂરતું અન્ન કે શરીરનું ઢાંકણુ વસ્ત્ર પણ મળતું નથી, તેમનું કેમ થતું હશે? ત્હને તો ત્હારાં મા-બાપ પણ છે, ત્હને તો ભાઈ બ્હેન અને ત્હારા વરના દોસ્તો પણ મદદ કરવાને આવે છે, અને બીજીઓને તો ઘણી ગયાની સાથે સાથે બીજાં સગાં વ્હાલાં પણ દુશમન થઇ હડસેલા મારીને હણે છે તેનું કેમ? બહારથી સુખી દેખાતાં લોકોને દેખી તું ભૂલ ના કરીશ, સૌ કોઇ દુઃખી જ સરજાયલાં છે.

"પંડિત ગુસાંઇ સાઉ સાહિબ સમર સૂર;
સિરદાર નીકી લોક લોકમેં કહાઇ હૈ.
રાજા રાઉ ઉમરાઉ રાઇજાદે સાહિબજાદે;
દેશપતિ મહિપતિ દૌલતિ બટાઇ હૈ.
ધનવારે પૂતબારે સુંદરી સજૂતબારે;
જિનિ જાઇ સાગર લોં કીરતિ પઢાઇ હૈ.
દેવીદાસ યે તો સબ દુઃખહિકે ભાજન હૈ;
ઉપર સુખ કીનેંક કલઈ ચઢાઈ હૈ!"

## ૨૨ મું દુઃખ નિવારણ.

### મનની શાન્તિ વિના સોનાનો મહેલ સુનો.



હે વિદ્વદ્ ! ભલાભલી દુનિયામાં રાજ તાજ ને હકુમત ધરાવનારાંને તું ત્હારા કરતાં સુખી ધારે છે ખરી, પણ બધી શેહેનશાહબાનુઓ અને શાહજાદીઓ કે અમીર ઉમરાવજાદીઓ સર્વ દુઃખી હતી અને દુઃખી જ છે, માત્ર તેઓએ તો પોતાનાં દુઃખો ઉપર સુખની માત્ર કલાઈ ચઢાવેલી છે. તેમનાં સુખો પણ ગિલીટ પાલીસ કરીને ઢોળ ચહડાવેલાં જ છે. ફ્રાન્સની રાણી યુજિનીના

રંડાપાનાં દુઃખો જેવાં તો કોઇનાં જ દુઃખ નહીં હશે. રાજ ગયું, તાજ ગયું, માથે ધણીનું શીરતાજ ગયું. વસુ વૈભવ ને વિલાસ ગયા, તે સાથે માન આબ્રુની હાનિ થઈ, તો પણ રાજા ધણીનું માથેથી જ્યારે છત્ર ઉડી ગયું ત્યારે સબુરી અને હિમ્મત રાખી તેઓ શું બોલ્યાં હતાં? એટલું જ કે, "હું વગર તાજે જન્મી હતી, તાજ વગર રહી શકીશ, અને હવે પણ તાજ વગર જીવવામાં, અને તાજ વગરની મરવામાં મ્હને દુઃખ દિલગીરી કે સંતાપ શેનો હોય!" નેપોલિયન જેવો ધણી મરતે પણ તેણે સબુરી છોડી નહીં, અને પોતાના એકપૂરા બેટા ઉપર મદાર બાંધીને બેઠી. અરેરે! તે આધાર રૂપ એકપૂરો બેટો પણ ૨૧ વર્ષની વયમાં જ ઝુલુલેન્ડમાં જંગલી ઝુલુઓના હાથે માર્યો ગયો! વિલ્લુ! વિલ્લુ! હવે તેં શું ધાર્યું? હવે તેણીની છાતી ફાટી જ ગઇ હશે કે નહિ? આકાશ તૂટી પડયાના ગજબથી ગભરાઇને તેણી ગમમાં ગીરફતાર થઈ જ હશે કે નહિ? નહિ જ. તેણીએ આ ખબર પણ શાન્તિથી જ સાંભળી, અને સબુરી રાખી સંતોષ જાહેર કરતાં તેણી તે વખતે પણ એટલું જ બોલીને ચૂપ બેઠી હતી કે; "**પ્રભુનો શુભ હેતુ એમાં પણ કાંઈ સારા ઉદ્દેશ થકી જ હશે! જેમ કાંઈ પરમેશ્વરને ગમ્યું એમ ખરૂં!**" આવાં આવાં પહાડ જેવાં દુઃખો એક વિધવા રાણીએ સોસ્યાં તો સોસ્યાં, પણ ફ્રાન્સ વતન, રાજમહેલ, અને સર્વસ્વ છોડીને ઇંગ્લંડ જેવા પરદેશમાં જઇને દહાડા કાઢવા લાગી, તો ત્યાં પણ આ દુઃખી ચૂજિની ઠરીને બેસવા પામી નહીં. ત્યાં પણ તેણીને સંતાપનારાંઓ ચાલુ સતાવતાં હતાં. ઘણેક વર્ષે જ્યારે તેણી પોતાના વતનમાં ગઇ, અને પોતાના મહેલનો પોતાનો બનાવેલો બાગ જોતી એકલી અટુલી ફરવા લાગતાં તેને એવું મન થઈ આવ્યું કે; "મ્હારા ઉધારેલા છોડવાના ફુળોની એક છેલ્લીવાર મોજ તો ભોગવી લઉં!" આ વિચારથી તેણીએ ગુલાબનું એક ફુલ જેવું તોડયું, કે તુર્ત ત્યાંના માળીએ આવીને તેને અટકાવી ધમકાવીને સખ્ત ઠપકો આપતાં કહ્યું:—"તું કોણ છે? તું કોઇ અજાણ્યુ પરદેશી હોવી જોઈએ; જેથી આ બાગના કાનુનો તું જાણતી પણ નથી, કે હ્યાંનું એક પાંદડું પણ તોડવાનો કોઇને હુકમ નથી!" આ વેળાએ જ તેણીની આંખમાં પાણી ભરાઇ આવ્યું. તે ઝટ ત્યાંથી ચાલી ગઇ; અને તુર્ત જ પાછી પોતાનાં વતનથી વિદાયગીરી લઈ દુઃખે પાપે ૯૦ વર્ષની વયે સંતાપિત રંડાપો ભોગવી ભોગવીને મરણ પામી. માન પાન, સત્તા કે હકુમતના દોર દમામ સૌ સૌ મિથ્યા જ છે. મોત આગળ સાહેબી ને આબ્રુ ઇજત સૌ ધૂળ જેવાં છે. અને એટલા ઉપરથી જ બર્ન્સ મરતી વખ્તે કહેતો ગયો હતો કે; "મ્હને કબરમાં દફનાવતી વેળાએ પેલી નાશ પામનારી બેઢંગી લશ્કરી ટુકડીને બંદુકના બાર કરી મ્હને સલામી આપવા દેશો જ ના." હે વિલ્લુ! જ્યારે જ્યારે રંડાપો ત્હને રડાવતો હોય ત્યારે ત્યારે આ અહિં ટાંગેલી આપણા અશો પેગમ્બર જરથુસ્ત્રની ઉંચે આકાશ ભણી આંગળી બતાવતી છબી તરફ તું નજર કરજે; એટલે તે સાહેબ ત્હને હરદમ ઉંચે આંગળી

કરીને એવું જ શિક્ષણ આપતા ઉભા છે કે; "ઊંચે બેઠેલા પેલા ત્હારા તે મહાન ધણી બાપ ઉપર તું વિશ્વાસ રાખ, શેની હેબતાય છે? તે ત્હારી અરજ વાંચશે જ, અને જરૂર જ તે બાપ ત્હારા રંડાપામાં ત્હને સહાય થઇ ઉગારશે! ખાત્રી રાખ; તે ત્હારો ઉપરવાળો મ્હોટો ધણી ત્હારી કુલ બલા દફે કરશે!" જોને પુત્રી! તે અશો સાહેબ ઉંચે આંગળી બતાવીને ત્હને ખુદા ઉપર વિશ્વાસ રાખી ધીરજ ધરવા શું નથી સૂચવતા? સૂચવે છે. જ્યારથી આપણા લોકોમાંથી આ એક સાચી માન્યતા દૂર થઇ છે, કે મરનાર વ્હાલાંઓ સાથે આપણે પાછાં મળવાનાં જ છિયે, મૂઆં તે કાંઇ સદાનાં જ આપણાથી છૂટાં પડયાં નથી, ત્યારથી જ આપણી વિધવાઓમાં રંડાપાનું દુઃખ બેવડાયું છે. દિલાસો દેનારાં હતાં, જુની સાચી માન્યતાઓની આવે વખ્તે યાદ આપનારાં હતાં, તેઓ પણ આજે દુઃખમાં દિલાસા દેવાને બદલે દુઃખ વધારનારાં જ થઇ પડયાં છે. એવું ને એવું જ બનતું આવ્યું છે. શેકસપિયર જેવા દિલાસા દેનાર માટે એકીનસાઇડ કહેતા હતા કે; "He is alike the master of our smiles and tears." જે શેકસપિયર આપણને હસાવનારો ગુરૂ હતો; જે શેકસપિયર આપણાં આંસુઓ લુંછાવનારો શિક્ષાગુરૂ હતો, તેનો પણ એકપૂરો બેટો હેમનેટ ૧૨ વરસની ઉમ્મરે જ્યારે મરણ પામ્યો ત્યારે એ કવિ, જે સોને શિખામણ આપનારો ને હજારો દુઃખીઓને દિલાસો દેનારો હતો, તેણે પણ ભારે ગમખ્વારી ને રૂદન કરીને દીકરાની જુદાઇનું દુઃખ ધરી પકડી રાખવામાં હદ કીધી હતી. જેઓ ખુદાઇ કુદ્રત ઉપર ઇતબાર રાખનારાં હોય છે, જેઓ કરણીનો કાયદો માને છે, અને જેઓ આ સંસારને અસાર સમજી આ જગતને સ્વપ્ના જેવું જ બરાબર સમજી ચુકયાં છે, તેઓ જ પોતાનો પ્રાણ નિકળી જવાના સમયે, તેમજ વ્હાલાંઓનાં મરણ પ્રસંગે હિમ્મત ને સબુરી રાખી શકે છે. કુદ્રતને માનનારો ટોમસ જેફરસન મરતી વેળાએ પોતાની વ્હાલી પૂત્રીને એકલી પડતી દેખીને કહેવા લાગ્યો હતો કે; "મ્હારો આત્મા હું સંતોષથી તેના માલિક પ્રભુને સોંપું છું; અને મ્હારી પ્યારી પૂત્રીને તો મ્હારા દેશને જ હવાલે કરી જાઉં છું!" દરેક માણસે પોતે જીવે ત્યાં સુધી સમભાવ રાખતાં શિખવું તો જોઇએ. પારકાંનાં કે પોતીકાંના સુખમાં સુખ સમજવું એ તો સારી જ વાત છે, પરંતુ પારકાં કે પોતીકાંના દુઃખે દુઃખી થવું એ કાંઈ સમભાવ ન કહેવાય; તેવો સમભાવ તો પોતાને પણ હાનિ કર્તા છે, ને બીજાં દુઃખીને પણ દુઃખકર જ છે. બીજાંના દુઃખે દુઃખી થવું એ જાતના સમભાવનો ઉપયોગ ન્યારા છે. બીજાંના દુઃખથી આપણે પણ દુઃખ દેખાડવું એ જો કે ઉચ્ચ ગુણ લેખાય છે, પરંતુ બીજાંના દુઃખો જોઈ બળવા જળવાથી આપણામાં દુર્બળતા આવે છે, અને દુઃખીઓને દુઃખના સમયમાં આપણે સહાય થવાને પણ અશક્ત થઇ પડયે છીએ. આપણાંમાં દુઃખો વધી પડવાનું કારણ પણ એ જ છે, કે અમથાં મોઢેથી આપણે વિધવાઓની કદર ને દયા ખાઇને પોતે જ દુઃખી થઈ પડયે છીએ, અને વિધવાઓને

પ્રત્યક્ષ સહાયતા આપી શકવાને અશક્ત થઇ પડયે છિયે. વિધવાને સધવા મળેથી પણ દુઃખ દુઃખ ને દુઃખનાં જ રોડણાં રડવાથી, તથા એક વિધવા બીજી વિધવાને ભેટે ત્યારે પણ સંતાપ સોસારાની જ વાતો કરતી હોવાથી, તેમની આસપાસ સંતાપ અને દુઃખોનું જ અણુદીઠ વાતાવરણ બંધાવા પામે છે, અને તેમાંથી નવી નવી જાતનાં બીજાં સંકટો ઉત્પન્ન થાય છે. ગુપ્ત રીતે, અણુદીઠપણે, પ્રથમ તો સુક્ષ્મ રીતે આપણા ભૂંડા ભૂરપારા વિચારોથી જ આપણે દુઃખો ઉભાં કર્યે છીએ, અને પછી તે જ દુઃખી વિચારો પ્રગટ રીતે આપણા શરીરને જઇને અથડે છે. દુઃખી વિચારોનું બીજ મન-ભૂમિમાં પોષાઇને પછી આખા ભાગને તેની અસર પહોંચાડે છે. **એશિયા માઇનોરનો** પ્રખ્યાત વૈદ્ય ગૅલન જ્યારે પણ એક દર્દીની આગળ જતો ત્યારે ઓસડ આપવા પહેલાં રોગીને ધીરજ આપી કહેતો કે; **"હને રોગ જેવું છે જ શું ? હને કાંઈ પણ વ્યાધિ લાગુ પડયો નથી; એ તો હારાં મનથી માની લીધેલો આધિ છે. તું હારા મનની ઉપાધિમાંથી જેવો મુક્ત થશે, કે તૂર્ત જ તું ટટાર થઇશ !"** ગેલનનો પ્રતિસ્પર્ધિ હરીફ કોસનો વતની હીપ્પોક્રેટીસ હતો; જે ધનવંત્રીમાં ખપતો હતો. તે તો બસ એવું જ માંડી બેઠો હતો કે, **ગેલનની "હા"** તો પોતાની **"ના"**; અને ગેલનની **"ના"** તો પોતાની **"હા."** **હીપ્પોક્રેટીસ** દર્દીની આગળ જતાં જ ગેલનને જાડો પાડીને કહેતો કે; "રોગ છે તે 'અંગ રોગ' નો જ છે, અને વળી ઘણો ભયંકર હોવા સાથે જોકે અસાધ્ય છે, તોપણ મ્હારાં રામબાણ ઔષધોથી તું સાજો થઇશ !" પરન્તુ આમ પહેલેથી જ હાંજા ગગડાવ્યાથી પેલા દુઃખી દર્દીનું દર્દ ઉલટું વધી જતું, અને તેની માઠી અસર તેને વ્હેલી પહોંચતી. અર્થાત્; દુઃખીને શાન્તવન આપવાથી તેનું જેટલું દુઃખ હલકું થાય **છે,** એટલું તેના દુઃખમાં બીજા દુઃખના દેખાવો કરવાથી તે હલકું થવાને બદલે બેવડાય **જ** છે; એ વાત ધ્યાનમાં રાખીને જ બીજાના દુઃખમાં દુઃખી થવાનો સમભાવ **નહીં** રાખતાં, દુઃખના વખ્ત પર આપણે તેને ઉપયોગી થઇ પડયે એવી શક્તિ રાખવાની જરૂર છે.



# ૨૩ મું દુઃખ નિવારણ.

**સોનેવાલી જાગ રે! સંગ સાથીને ડેરા ઉઠાયા.**

"It is the relief of mind under any trouble or pain; or the presence and enjoyment of a good which is able to prevent altogether, or else carry away and bear down before it, as in a full tide or flowing stream, all evil felt or feared"—DR. BEAUMONT.

વિધવા બ્હેનો !



એટલું તો ત્હમે ખાત્રીથી જાણજો, કે વિધવાવસ્થા જે છે, તે ઉપર ઉપરથી જોતાં ભયંકર અને દુઃખકર જણાય છે ખરી, પરન્તુ ઉંડો વિચાર કરતાં એ અવસ્થા પણ તમારૂં અને તમારાં જીવતાં વ્હાલાંઓનું ભલું કરનારી હોય છે. માણસજાતની સ્થિતિ એવી જ ચાલ્યા કરે છે, કે જ્યારે તેમની એક બે ઉમ્મેદો અને આશાઓ ખીલીને બ્હેલી કરમાઇ જાય છે, ત્યારે તુર્ત જ બીજી આશાઓના પલ્લવો ફુટી નિકળે છે. તમો જો તમારાં વૈધવ્યનાં દુઃખો ધીરજ રાખીને ખમી લેશો, અને જે જે વિપતા વિપતિ ગુજરે તે તેની સામે સહનશીલતાથી બાથ ભિડશો, તો તમે ફતેહ પામ્યા સિવાય નહીં જ રહેશો. રંડાયા પછી તમને પહેલાં તો આમ લાગશે કે, જો આટલું દુઃખ નહીં પડયું હોત તો મ્હારા જેવું સુખી મનીખ કોઇ પણ નહીં હોત. પરંતુ એક ને એક દુઃખ પકડી બેઠા પછી, સાસુ સસરાનાં મ્હેણાં ને "અવર પગલેની વહુ આવ્યાથી પહાડ જેવો દીકરો ઉંચકાઇ ગયો," એવાં અસે મસેનાં રોજનો સંતાપ કરાવનારાં વચનો સાંભળીને વૈધવ્યનું દુઃખ હજી કમી જણાશે. એવામાં જો એક પૂરો દીકરો મરણતોલ મંદવાડ ભોગવતો થયો તો આગલાં બન્ને દુઃખોને તમે વિસારે પાડશો. પછી દીકરાના મોતનો વિલાપ. આમ કરતાં કરતાં, જેમ ટાઢના દિવસનાં લખલખાં ખમ્યાથી તમારૂં શરીર મજબુત થાય છે, તેમ તમારૂં હૈયું દ્રઢ થતું જશે. જેઓને સુખ સંપત્તિથી સુખના જ દહાડા દેખવામાં આવ્યા હોય છે તેઓને તો લગારે દુઃખ પહાડ જેવડું મ્હોટું જ લાગે છે. પરંતુ કલંક લાગે એવું કર્તવ્ય કર્મ કરવાથી જે વિધવા દૂર રહેશે, અને અનીતિના દોષ પોતાને શીર આવવા દેશે નહીં, તે વિધવા પોતાના પતિની પાસે પિત્રુ ભુવનમાં જઈ વસવાને ભાગ્યશાળી થશે.

બદનામી બૂરી બહુત, જગમેં જાન નિશંક;
એક કલંકકે કારને, ક્ષણુ ક્ષણુ ક્ષીણુ હિ મયંક.

આ જીંદગીમાં સૌથી બુરી ચીજ એ બદનામી છે. ચંદ્રમા આટલો બધો સુંદર અને શીતળ પ્રકાશ આપનારો મનોહર છે છતાં, તેના શરીરમાં ડાઘાના કલંક લાગેલા હોવાથી તે પોતાના જીગરથી બળી જળીને દરરોજ તવાતો જઇ પાતળો ને પાતળો જ થતો જાય છે. હે **બાનુબાઇ** ! તમે આમ દુઃખથી કંટાળીને છેક ઢગળો ના વળી જાવ, જરા તો ટટાર થાવ. હે **ફાતમાબૂ** ! શું તમારા રંડાપાનો કાંઇ ઇલાજ જ નથી, કે આમ રડ રડ કર્યા કરો છો ! શું બાપ વગરનાં બચ્ચાંની પણ તમને કદર આવતી નથી, કે પલંગ પર પડયાં પડયાં બસ ખાવીંદનું જ મોત યાદ કર્યા કરશો ? આદમીને તો એકનું એક કાંઇએ ગમતું જ નથી. રોજ ને રોજ ઇનશાનને તો કાંઇ ને કાંઈ નવું નવું હોય તે જ સુખ આપે છે. વિલાસ વૈભવ માટે દર કલાકે કાંઇ નવું જ માગવામાં આવે છે. પરંતુ યોગ્ય પ્રમાણમાં જ જો માણુસ સુખ કે વૈભવ ભોગવે છે તો તે જ વૈભવ સાચા ઠરે છે. ભિખારીને ઘોડે બેસાડયે તે તેનું મોત નિપજાવવાને ખાતર જ; કેમકે કોઈ કદાચ જ ઘોડે બેસવાનો લાભ તેને મળતો હોવાથી તે ઘોડેસ્વારીમાં અનહદ મોજમાં લપટાઇ પડીને મરે છે ત્યારે જ તેનો છુટકારો થાય છે. ટુંકમાં, એક વિધવાનું જીવન યથાયોગ્ય પાળવા સારૂ હવસ અને વિષય વૈભવ રૂપી ઘોડા ઉપર ભિખારી રૂપ વિધવાએ કદી પણ સ્વાર થવું નહીં, અને થાય તો કલંક ચોંટે ને દોજખના જ અધિકારી થવાય. ઉઠો બ્હેનો ! રંડાપાને વિસરવાનું કરો, ને વૈત્રાંમાં રોકાઇ જાવ ! દુઃખનું ઓસડ તો દહાડા ને વૈત્રાં કે રોકાણો જ છે.

"પણ હે દિલાસાના દેનાર !" **ફાતમાબૂ** કહેવા લાગી; તમને મેં એક બે વાર ના કહી, હવે દિલાસા દેવાનું ખતમ કરો; મ્હારા તાજા તાજા ઘા ઉપર દિલાસાના નીમકનું પાણી નહીં છાંટો, મ્હને મૂગી મૂગી પડી રહેવા દેશો તો જ મ્હને આરામ થશે. હું છું ને મ્હારો રંડાપો છે, મ્હારાં દર્દનું હું જ ફોડી લઇશ, હવે મ્હને કંટાળો નહીં આપો. હે

નાસેહા ઉઠ બાલીંસે કે દમ રૂકતા હય;
નાલે દીલ ખોલકે દો ચાર કરૂં યા ન કરૂં !

ઓ દિલાસાના દેનાર ! તમે મ્હારાં બિછાના આગળથી ઉઠી જાવ, મ્હારા તકિયા આગળથી ખસો, મ્હારો જીવ તમારી નસિયતોથી તો ઉલટો દુઃખી થાય છે. મ્હારા ખાવીંદની જુદાઈની મારેલી હું મ્હારાં દિલને મોકળું કરીને બે ચાર હાય અફસોસના પોકાર મારૂં કે નહીં વારૂ ? દીકરા બી મૂઆ ને દીકરી બી મૂઇ, મ્હને તો મ્હારા ખાવીંદ ચાલ્યા ગયાથી સૌ દારૂણ ઝેર જેવું લાગે છે. **તેની** સાથે મ્હારૂ તો બધું જ ગયું.

**બુઝર્ગ** સાહેબઃ—બ્હેન, શું તમે તમારી બ્હેકેલી ઈંદ્રિયોને અંકુશમાં નહીં રાખી શકો ? શું તમે તમારી નિર્બળતાનો ત્યાગ કરી નબાપાં બચ્ચાંનું સારૂં નહીં ઈચ્છો ? તમારામાં જે સદ્‌ગુણો ભરેલા છે તેનો ઉપયોગ શું આવે વખ્તે જ તમે

નહીં કરો ? પ્રખ્યાત કોષકાર જોનસનને ન્હાની ઉમ્મરનો મૂકી તેના બાપ મરી ગયા, ત્યારે જો તેની વિધવા માતાએ તેને ઉછેરવા અને કેળવવા ઉપર પોતાની દુઃખી અવસ્થાને ડામ દીધો ન હોત તો શું તેણી "કવિ જોનસનની ભલી માતા" લેખે પ્રખ્યાત થઈ પણ હોત કે ? તે વિધવા માતાએ દીકરાના સુખ સારૂં ઘણી જ લાયકાતવાળી સ્ત્રી સાથે તેને પરણાવ્યો હતો, પરન્તુ આઠ વર્ષમાં જ જોનસનને વિધુરાવસ્થા પ્રાપ્ત થતાં તેની માતાને પોતાના દીકરાને રંડાયલો જોઇને, પોતાના રંડાપાનું દુઃખ વિશેષ લાગેલું જોઇ, ૩૨ વર્ષ સુધી તેણે છડાપણું ભોગવ્યું, અને માયને સુખ આપવા સિવાય તેને બીજો કાંઈ કોડ ના રહ્યો. મા મરી ગયા પછી તેની તીથિ ઉપર તેમ જ પત્નિની મરણ તીથિ ઉપર તે અપવાસ પાળીને તેમના પુન્યાર્થે પ્રાર્થના ક્રિયા કરતો ને કરાવતો હતો. માટે જો તમે પણ નબાપાં બચ્ચાંઓની વનવારમાં રોકાઇ જશો તો તમારૂં દુઃખ કમી થશે, ને ચાલતે દહાડે તમારાં બચ્ચાં તમને સુખ આપવાને તત્પર રહેશે.

બ્હેનો ! દુઃખ શા માટે સરજાયલું છે તેનો જો ત્હમે પુખ્ત વિચાર કરશો તો તમને જણાશે કે, આ જન્મમાં ઇશ્વરની જેના ઉપર મહેરબાની ઉતરી હોય છે તેને જ ઘણાં દુઃખો તે આપે છે. આપણા આ જન્મનાં કર્મોના નિવારણ અર્થે જેટલાં દુઃખો નથી આવતાં, એટલાં સંચિત એટલે આગલા જન્મોમાં કીધેલાં ભૂંડાં કર્મોનું વ્યાજ સિકકે કરજ વાળી આપવા માટે દુઃખો આવે છે. ક્રિયમાન એટલે આ ભવનાં ચાલુ કર્મોનું લેણું વસુલ કરવાનું કાંઇ ઘણું ભારે હોતું નથી. પાંડવોના માતાજી **કુંતીજી**, જેઓ **શ્રીકૃષ્ણ**ના ફોઇ થતાં હતાં, તેમણે વિધવાપણામાં જેવાં દુઃખની કરતુતી કરી છે, તેવી તો કોઇ પણ વિધવા અબળાએ કરી નથી. શ્રી કૃષ્ણ ભગવાન સોડે તેઓએ માંગી માંગીને બસ દુઃખો જ માંગ્યાં હતાં. હરરોજ તે શ્રી કૃષ્ણની પ્રાર્થના કરતી કે; "હે ભગવાન ! ત્હમે હર હમેશ મ્હને દુઃખો જ આપજો ! **જો મ્હારા ઉપર પ્રતિ રોજ દુઃખો પડશે તો જ ત્હમે મ્હને યાદ આવ્યા કરશો; સુખોના આનંદમાં તો હું તમને વિસરી જ જઈશ !**" કુંતીજીની ચાલુ પ્રાર્થના અને ભાવ એ જ હતાં, કે શ્રી કૃષ્ણનાં દર્શન હરરોજ કીધા વગર રહેતાં નહીં; જેથી હરરોજ તેમનું દર્શન થાય એવો જ વર તેમણે માંગી લીધો હતો. જ્યારે શ્રી કૃષ્ણ કૈલાશવાસ પામ્યા ત્યારે તેમના મરણની ખબર સાંભળતાં વાર **કુંતાજી**નું તાળવું ફાટી ગયું હતું, અને તે તૂર્ત જ મરણ પામ્યાં હતાં.

બ્હેનો ! ત્હમે પણ **કુંતીજી**ની પેઠે રંડાપામાં હમેશ પ્રભુને જ યાદ કરો; કાંકે તમે વૈધવ્યનું દુઃખ ભોગવવા પહેલાં સઘળીઓએ પોતાની જીંદગી દરમ્યાન ચોક્કસ અવસ્થામાં સુખો તો ભોગવ્યાં જ છે. પિયરમાં કુમારી અવસ્થામાં તમે

સાહેલીઓ સાથે મોજ, રમત ગમત ને આનંદ ભોગવ્યો જ હશે, પાદરે કે મહોલ્લાઓમાં ફરી હરી નિર્દોષ વૈભવો ગુજાર્યા હશે જ. તમે પરણ્યા પછી ધણીનાં સુખો પણ ભોગવ્યાં જ હશે. ત્યારે **થૅાર્નડેલની** પેઠે ત્હમે રંડાપાના વખતમાં આમ કાં નહીં કહી શકો કે:-"જીવનમાં મેં એક પ્રસંગે તો સુખ દેખ્યાં જ છે. હું બાલ્યાવસ્થાનો આનંદ ભોગવી ચૂકી છું. હું નાનપણમાં સ્વર્ગે પણ જઇ આવી છું. ઈશ્વરના ફિરેસ્તા અને દેવદૂતોના હાથમાં હું એકવાર રમી આવી છું. હું મ્હારી પ્રિય માતા અને વ્હાલા પિતા તથા પ્યારા પતિના લાડ કોડ ભોગવી ચૂકી છું. માટે હવે દુઃખ આવ્યું છે તો તે પણ ભોગવી લઇશ !" જેટલું પડશે ને જેટલું વિતશે તેટલો કર્મના કરજનો બોજો ઓછો ને ઓછો જ થશે. જે અબળા પોતાના ધણીના જીવતાં જીવત તેને પોતાનું દુઃખ જણાવતી નથી, અને મૂગે મોઢે સહન કરે છે, તે અબળા પોતાના ધણીનો સ્થૂળ દેહ ચાલ્યો જાય અને સૂક્ષ્મ દેહ બાકી રહે ત્યારે, તે સૂક્ષ્મ દેહને સંતોષવા ખાતર પણ રંડાપાનું દુઃખ પોતાના મરનાર ધણીના દેખવામાં ન આવે એવી કાળજી રાખશે જ. ઈંગ્લેંડના પ્રખ્યાત પ્રધાન **ડીઝરાયલી** એક પ્રસંગે પાર્લામેંટમાં અગત્યનું ભાષણ કરવા સારૂ ઝડપથી જવા લાગ્યા. સાથે મીસીસ **ડીઝરાયલી** પણ હતાં. ઉતાવળે ગાડીમાં બેસતાં મી० **ડીઝરાયલીએ** ગાડીનું બારણું જેવું બંધ કર્યું, કે મીસીસ **ડીઝરાયલીનાં** આંગળાં કચડાઇ ગયાં. ખમાઉ અને પતિસેવા કરનારી આ સ્ત્રીએ વિચાર્યું કે; "જો હું મ્હારૂં દુઃખ મ્હારા ધણીને જણાવીશ તો એના મનને વિક્ષેપ થશે, અને આજનું અગત્યનું ભાષણ કરતાં તેનું મન ઉચાટ થશે." એટલા માટે તેણીએ પોતાનું આ અસહ્ય દુઃખ છુપાવી રાખ્યું, અને ભાષણ ફતેહમંદ ઉતર્યા બાદ ઘરે પાછાં ફરતાં જ તેણીએ આ અકસ્માતની વેદના ધણીને જણાવી હતી ! આવી અબળા ધણીના મૂવા પછી પણ તેના સૂક્ષ્મ દેહને દુઃખ નહીં આપવા સારૂ ઓછી રડમસ થઇ કલ્પાંત કે જારી કમી જ કરશે. એવી વિધવાઓની મદદે તો ઇશ્વરની ઐશ્વર્યતા જ આવે છે. એવી વિધવાઓ તો જીવતી છતાં પોતાના ધણીની સાથે, આત્મિક બુદ્ધિએ કરીને મરી જ ગએલી હોય છે.



# ૨૪ મું દુઃખ નિવારણ.

**ઉદાસી રાખતાંએ રાજી ન થયા ઇશ્વર.**

મરનેકુ તો સભી મર્ગે, આખેર મોત કીફાયત હય;
ઇસ મરનેમેં અજબ મજા હય, જીતે જી મર જાનેમેં !



સૌ કોઇને એક દહાડે મરવાનું તો છે જ છે; અને વળી છેવટે મોત સરજેલું જ છે તે પણ ઘણી સારી વાત છે; પરન્તુ પોતાના આશક ખાવીંદની દિલદારીમાં જીવતાં જીવત જ મરી રહેલાં થવું એમાં તો કાંઇ ઓર પ્રકારની મોજ ને ગમ્મત મળે છે.

મેડમ ડી. સ્ટોલે આવી અવસ્થા ભોગવી જાણી હતી. જેમ બીજી બાઇઓ ધણીના રાજમાં, પૈસાની મોજમાં, અને વૈભવના સાજમાં પોતાના મન ઉપરનો કાબુ ખોઇ દઇ દુર્ગુણી બને છે, અને તેમનાથી તેવાં સુખો નથી જેરવી શકાતાં કે નથી પૈસો પચવી શકાતો, તેમ મેડમ સ્ટોલે ન કરતાં સુખો સામે ટક્કર ઝીલી તેમની સામે ટકી રહી હતી. એમ કરતાં જ્યારે દુઃખો આવી પડયાં ત્યારે પણ તણી શૂરા સરદાર મીસાલે સંકટો સામે પણ દ્રઢતાથી ટકી શકી હતી. જ્યારે તેણીનો મરણ વખતનો છેલ્લો દમ ચાલવા લાગ્યો ત્યારે મરતી ઘડીએ પણ તે બોલી ઉઠી હતી કે:—

**"મેં મ્હારા ખુદાને ચ્હાયો છે; મ્હારા પતિ પિતાને પ્રેમ અર્પણ કર્યા છે; અને સ્વતંત્રતાને જ પ્રસન્ન રહી છું."**

બ્હેનો ! જો તમે વિધવાપણાના દુઃખને લંબાવનારી સખીઓના ચિબાટને વશ થશો તો તમારૂં દુઃખ માત્ર બેવડાશે જ નહીં પણ ચોવડાશે; પરન્તુ તમે જો કાબાટ કરનારાંઓને ઉલટાં દિલાસો આપવાની હિમ્મત બતાવશો, તો તમારૂં દુઃખ અર્ધોઅર્ધ કમી કરવાનું તે જ સખીઓને સુઝ પડતું થશે. આપણા વિચારો ગમે એવા ખોટા ને નઠારા હોય, તે ખરાબ વિચારોને એક મૂર્ખમાં મૂર્ખ માણસ પણ જો અનુમોદન આપી ટેકો આપે છે તો તે આપણને ડાહ્યો પંડિત જેવો લાગે છે; પરન્તુ જો એક મહા પંડિત હશે અને તે જો આપણા પોતાના વ્હાલા કરી લીધેલા દુઃખી વિચારોની વિરૂધ્ધ મત આપે તો તે પંડિત આપણને મૂર્ખ ભાસશે. આપણા દુઃખના વખતે આપણા વિચારોને કોઇ મૂર્ખાના વિચારો ટેકો આપે છે તો તે મૂર્ખ વિચારોને જ આપણે ઉકમાઇથી સાહેદત પુરાવા લેખે આગળ ને આગળ કરતાં રહ્યે છીએ એટલા

માટે કહું છું, કે માણસે ખોરાક તો એવો ખાવો, કે **મનને** નહીં રૂચે તોય **તનને** દુરસ્ત રાખે. સુખ તો એવું ભોગવવું, કે બીજાંના સુખ તેની બરાબરી કરી જ ના શકે. વૈભવ પણ એવો રાખવો, કે પોતાના **મનને** જ મોજ મળે. આનંદ તો એવો જ ભોગવવો, કે તેમાં જ પરમાનંદ સમાયલો હોય. તૃપ્તિ પણ એવી મળવી જોઇએ, કે માયા, હવસ અને વાસનાનો અંત આવે. દુઃખો અને સંકટો તો એવાં પીસેલે મોઢે ખમી લેવાં, કે હૃદયની નજીકનું અવયવ પણ તે દુઃખોને જાણી શકે નહીં. જો કે આ **માયા** જ મનુષ્યને કારી ઘા કરતી જાય છે, તોપણ જોવા જઇશું તો **માયા** એ પણ સ્વપ્નું જ છે.

કબીર કહે એહી જગત, જયસી અંધી ગાય;
વછડા થા સો મર ગયા, જુઠી ચામ ચટાય.

આખી દુનિયા જ માયામાં એવી રીતે આંધળી થઇ ગઇ છે, કે જેવી જેવી જાણે એક અપંગ આંધળી ગાય હોય નહીં શું! આંધળી ગાયે વાછરડો જન્મ્યો, પણ તે વાછરડો તો મૂએલો જન્મેલો છે, તોપણ તેની ગાય-માય તેનું આમડું ચાટી ચાટીને તેને જીવંત પુત્ર લેખે જ માને છે. જ્યારે ધણી જીવતો હોય છે ત્યારે ધણિયાણીને તેની પૂરી કદર હોતી નથી. આદમીનો સ્વભાવ એવો જ હોય છે, કે જે ચીજ તેની પાસે જે વેળાએ મોજુદ હોય છે તે વેળાએ તેની કદર કે કિમ્મત તે કરતું જ નથી; મગર જ્યારે તે ચીજ, તે માણસ, કે તે પદાર્થ તેની પાસેથી જતાં રહે છે ત્યારે જ તેની ગેરહાજરીથી તેની ઉપયોગીતા તેને માલુમ પડે છે.

"આપણા મંડળમાંથી મ્હને કોઈ આટલું સમજાવી શકશે," **શેહેરાં** બોલી; "કે હું મ્હારા રંડાપાનાં દુઃખને પકડીને એક ખૂણો પકડી મ્હારાં ફુલ જેવાં, ગુલાબ સરખાં નબાપાં બચ્ચાંઓની વનવાર સિવાય બીજું કશું જાણતી જ નથી, તેમ છતાં કેટલીક અદેખી બાઇઓ મ્હારી ઉપર તરેહ તરેહનાં બોહતાનો, નહીં તેવાં તોહમતો અને ખમી ન શકાય એવાં મ્હારે શીર આળો ચઢાવી, મ્હારી બદગોઇ અને નિંદા કરવાથી મ્હને દુઃખ ઉપર ડામ દે છે, તેનો ઈલાજ શું કરૂં? શું ખુદા મ્હારી રીતભાત જાણવા છતાં મ્હને આવો બેરઇનસાફ થતો અટકાવી નહીં જ શકે?"

**સુનશીજીઃ**—બ્હેન **શેહેરાં**! તું નિર્દોષ છે તો નિંદાથી નહીં ડર. તું કલંકિત છે જ નહીં તો ખોટા કલંકોથી બ્હીશ નહીં. ઇશ્વરની અદ્દભુત કૃતિ ગતિને જાણનારાં, અને ખુદા ઉપર વિશ્વાસ રાખનારાં ભક્ત લોકો તો પોતાનાં સંચિત થએલાં, પૂર્વ જન્મોનાં બાકી રહી ગએલાં પાપ કર્મોનાં પ્રાયશ્ચિત માટે એવું પણ કરે છે, કે જો કુદરતી રીતે તેમના ઉપર સંકટો આવી પડતાં નથી તો ખેંચી તાણીને પણ દુઃખોને આમંત્રણ કરે છે. અને જેમ જેમ પોતાની નિન્દા થતી જાય છે તેમ તેમ પોતાનું પાપ ધોવાતું ગયું એમ ખાત્રીથી માને છે. કારણ કે, પાપનો મેલ ધોવાનો

સાણુ એ નિન્દા જ છે, અને તે મેલ ધોવાયા સિવાય જન્મ મરણની ફેરાં આંટીમાંથી કોઇ પણ જીવ મોકળો થઈ શકતો નથી. એ વિષે કહેતી ચાલે છે કે; **"ભગત જગતકુ ઠગત."** એટલે કે, ભગતો જગતને ઠગે છે! **કબીરજી** જ્યારે પૂર્ણ પ્રખ્યાતિને પામ્યા ત્યારે તેમને વિચાર આવ્યો, કે આખી જગત્ મ્હારી બેહદ સ્તુતિ કરતી હોવાથી રખેને મ્હારામાં ખુદાઇનો અહંકાર આવી જાય, ને હું ટોંચે ચઢેલો છું તે રખેને ઉંડી ખીણમાં ગબડી પડું! આથી પોતાની ગરૂરી તોડવા સારૂ પોતે પોતાની નિન્દા કરાવી, તોહમતો મૂકાવી, પોતાને હવે જગતની બત્રીસીની બદનામીમાં લાવવાનો કસદ કીધો; જેથી તેમના મનને દુઃખ લાગે અને અહંકાર આવતો અટકી જાય.

કબીર! માયા મોહીની, માગી મીલે ન હાથ;
મન ઉતાર જુઠી કરે, તબ લગી ડોલે સાથ.

જગતમાં માયા તો કોઈ એવા ખૂણામાં ભરાઇ બેઠી છે, કે જ્યારે હું **કબીર** તેને શોધતો જઉં છું ત્યારે તે મ્હારે હાથ લાગતી નથી; મગર હું જ્યારે તેના ઉપરથી મન ઉતારો કરૂં છું ત્યારે તો તે ઉલટી મ્હારે પગે પગ વિંટળાયા કરે છે, અને મ્હને હેરાન કરે છે. અર્થાત, જ્યાં સૂધી હું મ્હારી એઓ વિષે કશુંએ જાણતો જ નથી ત્યાં સુધી તે અજાણી એઓ મ્હને કશુંએ દુઃખ દઇ શકતી નથી; પરન્ચ જે એબનું મ્હને જ્ઞાન થયા બાદ તેને જ્યારે હું તરછોડવાનું કરૂં છું ત્યારે **તે** ઉલટી આગળ ને આગળ આવીને ઉભી રહે છે. હવે **કબીરજીએ** વિચાર કર્યો, કે અહંકાર આવશે તો હું નર્કનો અધિકારી થઇશ. આથી કરીને પોતે જ નિંદાવા માંડ્યું, અને કાળાં કફન જેવાં લુગડાં પહેરીને, એક ગુણીકાને બગલમાં લઈ આ બજાર ધોળે દિસે બેધેબધ ફરવા લાગ્યા. જે લોકો ખરી ખોટી વાતનો વિચાર કરી શકે. નહીં તેવાં સામાન્ય લોકો "થૂ-થૂ" કરીને **કબીરજીને** નિંદવા પડયાં. ઠેક ઠેકાણે તેમની નિન્દા, નાલેશી, બદગોઇ ચાલવા માંડી. "જૂઓ પેલો સાધુડો કહેવાતો ઠગ **કબીરો** વેશિયાની જોડે કાળાં કફન પહેરીને નરકમાં પડવા જાય છે!" એમ કહી તિરસ્કાર અને લ્યાનતના ભાળા ખમતા ખમતા પોતાના જેવા જ એક મહાત્મા નામે "ચમાર ભક્ત" ને ત્યાં **કબીરજી** જવા લાગ્યા. વળી આ **રોહીદાસ** નામના ચમાર ભક્ત તો **કબીરજી** કરતાં પણ વિશેષ નાલેશી થાય એવું કર્મ કરતા જણાતા હતા. તુર્તનાં જ કાપેલાં જાનવરોનાં લોહી તથા માંસથી લપટાયલાં ચામડાં તેઓ સાફ કરતા બેઠા હતા. તેણે **કબીરજીને** પોતાને ત્યાં આવેલા દેખી "મ્હારે ત્યાં તો ભગવાન પધાર્યા, મ્હારી ઝુંપડી પાવન થઇ;" વિગેરે સ્તુતિનાં વચનો બોલી ઝટ ઝટ તેમનો આદર સત્કાર કરવા લાગ્યો, અને લોહી માંસના ખરડેલા લપટાયલા હાથો વડે જ કબીરજીને ભેટી પડી બગલગીરી કરવા લાગતાં બોલ્યોઃ–**"ભગત જગતકું**

ઠગત !" આના જવાબમાં કબીરજી બોલ્યા કે; **"ભગત ભગતકું ઠગત !"** એટલે કે ભગતોની વિચિત્ર રહેણી કરણીથી જગતના સૌ લોકો તો ઠગાય **છે, પણ** આ દાખલામાં તો ભગત ભગતને પણ ઠગે છે. ત્યારે ચમાર ભક્ત બોલી ઊઠયા:–**"જગત ભગતકું ઠગત !"** એટલે જગતના જે લોકો ભગતની નિન્દા કરે છે તેઓ તો સારી પેઠે સમજે છે, કે ભગત નિષ્કલંક છે, પરન્તુ અજ્ઞાનતાને લઇને તેની બદગોઈ કરીને તેઓ બીજા લોકોને જ માત્ર ભમાવીને ભંભેરે છે. એવી કથા છે કે, કબીરજીએ તે ખાલપાની કુંડનું પાણી પીધું, અને તે ચમાર સાથે ભોજન **પણ** કર્યું. લોકો બહુ નિંદા કરવા લાગ્યાં. કબીરજીની થએલી આ બદગોઈથી તેમના બાકી રહેલા પૂર્વેના સંસ્કારો નાશ પામ્યા, જેથી તેમના પાપો લોક–નિન્દાથી ધોવાઇ ગયાને લીધે, **તેમણે પહેરેલાં કાળાં કપડાં એકદમ ધોળાં સફેદ દુધ જેવાં થઈ ગયાં હતાં!** પરન્તુ પેલા ચમાર ભગતે પ્રથમ કબીરજીની બહુ જ તારીફ ગાઇ સ્તુતિનાં ગીતડાં ગાવાથી, પેલાં ધોળાં કપડાંને **એક છેડે જરાક જેટલો કાળો દાઘ રહી જવા પામ્યો હતો!**

## ૨૫ મું દુઃખ નિવારણ.



**દૂરથી દેખો તો ઉંદર જેટલો ભય હાથી જેવડો દેખાય.**

કહેવાનો સાર એ છે **શેહેરાં**, કે સાધારણ સ્થિતિની વિધવાઓ બોહતાન મૂકાયાથી દુઃખ માની લે છે, પરન્તુ સાધ્વી વિધવાઓ તો તેમાં જ પોતાનાં પૂર્વ જન્મોનાં પાપો ધોવાતાં સમજી, મનમાં અને મનમાં ઉલટી મલકાય છે. તમારી જો ખોટી બદગોઇ થતી રહેશે તો આયંદે તમે જ સુખી થશો, પણ જો તમારી ખોટી સ્તુતિ થતી રહેશે તો આયંદે તમે નીચે ગબડી પડયાં એમજ સમજી લેજો. જે જગત્ તમો વિધવાઓ ઉપર તોહમતો જોડી કાઢે છે તે તો "જગત્ જગતકું ઠગત" એમ જ માનજો, અને દુઃખમાં જ સુખ સમજજો.

**कुशलः सुख दुःखेषु साधुश्चाप्युप सेवते।**
**सत्य साधु समारम्भात् बुद्धिर्धर्मेषु राजते॥**

જે મનુષ્ય સુખમાં શું કે દુઃખમાં શું, બધી હાલતમાં ચલાયમાન ન થતાં, **એવો** સંત સાધુઓની સેવામાં રોકાય છે, તેની સારાં કામ **પાછળ** જ લાગી રહેવાની સત્યબુદ્ધિ **તેને** ધર્મના માર્ગમાં જ **ઉજ્જવળ કરે છે. જે** વિધવાઓ પોતાના **અવગુણો**

અને દોષોને જ રાત ને દહાડો જોયા કરે છે તેઓ પોતાના સદ્‌ગુણોને પ્રકાશવા ન દેતાં, દુઃખના વિચારો જ મનમાં લાવ્યા કરે છે. "હું તો હિણાયલી થઇ પડી, મ્હને તો સૌ તરછોડીને મ્હારો તિરસ્કાર કરે છે, મ્હને તો અવદશા ને અવર પગલેની લેખવામાં આવે છે," એવા એવા કલ્પિત વિચારો લાવી વિધવાઓએ બળ્યાં જળ્યાં રહેવું ખોટું જ છે. તમે કાંઇ આ પહેલીવાર જ વિધવા થયાં છો એમ નહીં સમજશો. આગલા ઘણા ઘણા જન્મોથી તમને વિધવા થવાની તો ટેવ જ પડી ગઇ છે. તે પૂર્વ જન્મોમાં પણ તમે વિધવાપણાનાં દુઃખોને જ સેવ્યા કીધેલાં હોવાથી, વિધવા થવાનો તો તમને અભ્યાસ જ પડી ગયો છે. તમે આગલી વિધવાવસ્થાને એવી તો પુષ્ટ બનાવી છે, કે તે ને તે જ હાલત તમે ભોગવતાં રહ્યાં છો; માટે આ જન્મના રંડાપાની હાલતનું દુઃખ પકડી રાખીને તેને નહીં જ પોષશો તો આ જન્મે જે ખોતુકથનું જોડું સંધાયું છે, તે છેવટનું જ થઇ પડી ફરી તમને રંડાવાનો વખત નહીં આવે. તમારાં કાયમનાં સુખો ટકી રહેલાં હોય છે ત્યાં સૂધી તો તમે તે સુખોની કિમ્મત કે કદર કરતાં જ નથી. ઘણી વેળાએ તો જીવતા ધણીએ દેખાડેલાં સુખોથી પણ તમે કંટાળી ગએલાં હો છો; પણ જ્યારે તે સુખો જતાં રહે છે ત્યારે જ તમે તેની કદર કરો છો. જે મનુષ્ય આફતના ભયથી કિંવા મરણના ધ્રુજારાથી પોતાની આસપાસનાઓની સેવા બજાવવાને બદલે ઉલટાં તેમને ધ્રુજાવી મારે છે, તે તો જીવવાને પણ લાયક નથી. જો તેઓ માત્ર સબુરી અને હિમ્મત જ પકડશે તો પોતાને અને પોતાની આસપાસનાંઓને પણ એવાં હિમ્મતવાન ને સબુરીવાળાં બનાવી શકશે, કે તેઓ ઉલટાં તેને જ હિંમત આપવા જેટલાં લાયક થઇ પડશે. કારણ કેઃ—

Patience lies at the root of all pleasures, as well as of all powers. Hope herself ceases to be happiness when Impatience accompanies her. જૉન રસ્કીનનું એ મત છે કે; દરેક સુખાનંદના મૂળિયાં સબુરીમાં જ સમાયલાં હોય છે, અને દરેક શક્તિ પણ સબુરીમાં જ રહેલી છે. જ્યારે ના-સબરી આપણી ભલી ઉમેદો સાથે જોડાયલી હોય છે ત્યારે આશાથી મેળવાતાં સુખો પણ નષ્ટ થાય છે. આ જગતમાં તો જેટલું પણ મેળવવાને અને જેટલું પણ હાથમાં હોય તે નહીં ગુમાવવાને તમે જેટલાં ઉત્સુક હશો, તેટલાં જ તમે બેવકુફ પણ ઠરશો; અને આ સંસારમાં તમે રંડાપા સિવાય બીજા અનેક દુઃખો સેવતાં સેવતાં પણ જો પેલી દુન્યા માટેનો અસબાબ ભેળો કરી સબુરી અને સંતોષથી દહાડા કાઢશો, તો છેવટ સૂધી તે જ અસબાબ તમને જવાબ દેશે. એક નવાબ સાહેબને ત્યાં એક વિદૂષક જેવો હસમૂખો નોકર હતો. નવાબે તે લડવાને એક લાકડી આપીને કહી રાખ્યું હતું કે, જ્યાં સૂધી ત્હારાથી પણ ચઢે એવો બીજો મૂર્ખો ત્હને મળે નહીં ત્યાં સૂધી આ કાડી તું કદી પણ કોઇને આપતો નહીં. લાંબે વખતે નવાબ સાહેબ

મરણુ ખાટલે પડયા. મરવાની જ હવે તૈયારી હતી. તે વેળાએ પેલા હસમૂખાએ સવાલ કર્યો:—બંદેનવાજ ! આપ કહો છો કે હું હવે આ જેહાનમાંથી મ્હારો પડાવ ઉચકું છું, અને **બધો અસબાબ ઉઠાવી જાઉં છું**, ત્યારે શું તમે એકલા આ બધો અસબાબ બીજી જેહાનમાં ઉઠાવી લઇ જઇ શકશો ?" નવાબ કહે: "નહીં." હસમૂખો કહે:—"ત્યારે તમે પાછા અહિં કયારે આવશો, ને આ બધો તમારો વૈભવ પાછો કયારે ભોગવશો ?" **નવાબ**:—"હું હવે ત્યાંથી પાછો ફરનાર પણ નથી, અને અહિંઆંનો આ અસબાબ પણ હું હવે ભોગવનાર નથી." હસમૂખો:—"સાહેબ, ત્યારે ત્યાંના અસબાબ સારૂ ત્હમે કાંઇ વ્યવસ્થા આગમચથી કરી રાખી છે, કે અહીં આવીને મૂર્ખ જ બન્યા ?" નવાબ:—મેં તો ત્યાંના અસબાબની કાંઈ જ ગોઠવણ કરી રાખી નથી; ખરેખર આ દુન્યાની જ મોજ ને સુખ ભોગવવાની ખુમારીમાં હું તો મ્હોટો મૂર્ખો જ રહી ગયો !" હસમૂખો હસીને બોલ્યો:—ત્યારે તો **લો નવાબ, આ ત્હમારી આપેલી લાકડી !**" મ્હેનો, એટલા માટે તમો આ થોડા વખતની જીંદગીના અસબાબને નહીં રડો, ને પેલી જ જેહાનની તૈયારી કરી રાખો. આપણને આપણી આ દુનિયાનું જ પૂરૂં જ્ઞાન કે ભાન થતું નથી. આ સંખ્યાબંધ દેશોમાં અસંખ્ય વિધવાઓ આપણા કરતાં વિશેષ દુ:ખી થઇ પડેલી ખૂણે ખંટોળે પડીને રડમસ થાય છે તેનું આપણને ભાન નથી થતું કે, તેમનું જોઇ જાણીને આપણો જીવ ઠેરવ્યે. જેમ પર્વત ઉપર પાણી ઠરી રહી શકતું નથી, તેમ સંસ્કાર પામી ઉચ્ચ દરજ્જે પહોંચેલી બાઇઓ ઉપર તો દુ:ખ કે સંકટનાં આંસુ ઠરી રહી શકતાં જ નથી; તેઓ તો એક જ વાર લાયક માણસ આગળ પોતાનું હૈડું ખુલ્લું કરી નાંખીને પછી સબુરી અખત્યાર કરે છે. જે વિધવા રંડાપામાં પણ પોતાનો ટેક અને મોભ્ભો ગુમાવવા જેવું કરતી નથી તે વિધવા તરીકે લેખાતી જ નથી.

નાના વિધિકો કલ્પના, નાના વિધિકો સોગ;
સૂક્ષ્મ અરૂ અસ્થૂલ તન, કબહુ તજત નહીં રોગ.

ખરેખરી શ્રદ્ધાવાળી ધર્મી વિધવા તો એટલું જ ભણીને સબુરી ધરશે કે; "આવીશનાઓ અન્તરે હેન્તૂ નેમખઇતીશ ચિયાઓ રાતયો"=હે દાદગર ખુદા ! મ્હારી કાકલુદી ભરેલી અરજ, મ્હારી સાચાં દિલની ભક્તિ, ત્હારાં કદમની હજુરમાં માત્ર જાહેર થવા પામે એટલું જ હું તો માગું છું !



# ૨૬ મું દુઃખ નિવારણ.

## દુઃખ તો પ્રભુ અને પેગમ્બરની છેક નજીક લઈ જશે.

"There appears to exist a greater desire to live long than to ive well ! measure by man's desires he cannot live long enough; measure by his good deeds, and he has not lived long enough; measure by his evil deeds, and he has lived too long."—

ZIMMERMAN.



શાંતિકુંવર, નર્મદાબાઇ, ગંગાબેન, અને લીલાવતી નામની ચાર સખીઓ સુરસાગર તળાવના મિઠા કુવા ઉપર પાણી ભરતી હતી. પહેલી પણિયારી કુમારી હતી, જેથી સર્વદા ભવિષનાં દુઃખોના જ વિચાર કર્યા કરતી. બીજીને તેના ધણીએ છાંડી મૂકી બીજી શૉકના પ્યારમાં પડેલો હોવાથી તેણી શોક-સાગરમાં જ ડુબેલી રહેતી. ત્રીજી સાસરામાં રહેતી હતી છતાં તેણીનો વર તેની સાથે બીલકુલ સંબંધ રાખતો ન હોવાથી સારો દહાડો બળાપા જળાપામાં પસાર કરતી. ચોથી તો યુવાન વયમાં જ રંડાયલી હોવાથી દુઃખે પાપે દહાડા કાઢતી હતી. તળાવની પાળ ઉપર એક ચારણે નીચલો દુહો લલકાર્યોઃ-

ચુંબન કિયો ન પોંન કબુ, પિયો ન રસ રચિ ભ્રંગ;
કઠિન ડાલી ઢકી મલ્લિકા, વિદિત ભઇ વધ અંગ.

એટલે કે, મલ્લિકાનું આ ફુલ કઠણ શાખાઓથી એવી તો રીતે દબાઇ રહ્યું છે કે, કોઇ પણ દિશાથી ફુંકતા પવનને ચુંબન કરવાનું સુખ તે કદી પણ આપી શકતું નથી. નથી તે કોઇ ભમરાને પોતાનો રસ ચૂસવાનું સુખ આપી શકતું. આ પુષ્પ બિચારૂં ઢંકાયલું જ રહીને હવે પૂરેપૂરૂં પાકી રહી દુઃખે દુઃખે સુકાવા લાગ્યું છે.

આ સાંભળી શાંતિકુંવર બોલી; "કુંવારી અવસ્થા ઉપર પેલા ગાયકે આ તો મ્હને મ્હેણું માર્યું છે; પરન્તુ સુખ દુઃખનો આપનાર તો પ્રભુ જ છે. તે પ્રભુએ મ્હારા નસીબમાં જે કાંઇ નિર્માણ કર્યું હશે તે કોઇથી પણ ફેરવી શકાવાનું નથી. એટલા માટે હિમ્મત રાખીને હું હજી પણ દુઃખો સોસ્યા જ કરીશ. બળાપો કર્યાથી કાંઇ સંતાપ ઓછો થતો નથી, ઉલટો વધે છે. દુઃખને જ ધરી પકડી રાખવાથી આપણી ફરજ અને આપણું કામકાજ પણ પૂરૂં થઇ શકતું નથી. માટે હે કવિ ! તું મ્હારા ઉપર શાંને દુઃખ-બાણ છોડે છે ?"

"નારે સખી; એ તો મ્હને ઉદ્દેશીને આ ભાટે દુહો કહ્યો છે;" નર્મદા બોલી; "પરન્તુ આપત્તિ ભરેલાં વનમાં માત્ર વલ્કલ પહેરીને મહા મહા દુઃખો ખમી ચુકેલી સતી સીતાનું વર્ણન સાંભળીને હું તો ધૈર્ય ધરી જ ચુકી છું. પતિના વિરહથી દુઃખના દરિયાવમાં ડુબેલી દમયંતી, જંગલમાં દુષ્ટ શિકારીઓ સામે હિમ્મતથી ટકાવ કરતી જેણી ઉભેલી, તેણીનું ચરિત્ર વાંચી મ્હને છાંડી મૂકેલા મ્હારા ધણી વિષે પણ મ્હને તો દુષ્ટ વિચાર આવતો નથી. સેંકડો ને હજારો સતીઓએ પોતાના ધણીની પાછળ ચિતામાં બળીને ભસ્મ થયાના દુઃખો મેં સાંભળ્યાં છે; તો હે ભટજી ! મજ દુઃખ્યારીને આ દુહો સંભળાવીને શું કહેવા માગો છો ?"

"નારે સખી; આ દુહો તો કવિરાજે મ્હારા ઉપર છોડયો છે;" ગંગાબેન કહેવા લાગી; મ્હારે નથી લોભ, કે અભિમાન, તો પછી મ્હારે દુઃખ શા માટે ધરવું ? બેઉ આંખ્યો વચ્ચે આપણું નાક એવી રીતે નડતળ કર્તો બેઠું છે, કે બેઉ આંખો પાસે પાસે વસતી છતાં જેમ એકમેકને જોઈ પણ શકતી નથી, તેમ મ્હને ને મ્હારા ધણીને વિખુટાં રાખનારી એક એવી વાત બની છે સહિયરો, કે ન પૂછો વાત. હું ઘણી રૂપાળી ને ખુબસુરત હોવાથી જ વ્હેમે વ્હેમે વરથી વિખુટી રહું છું. વાત કહું તે સાંભળો. એક શ્રીમંતનો કાળી કાળી કાજળ જેવી ચામડીનો શ્યામ વર્ણો અર્ધ ઘેલો પુત્ર હતો; તેને અપ્છરા જેવી સુંદરમાં સુંદર ગોરી ગોરી ચંદ્રમુખી નામની કન્યા જોડે પરણાવવામાં આવ્યો હતો; પરન્તુ તે મૂર્ખ પુત્ર આ જ વ્હેમ પકડી બેઠો હતો કે, જો હું એ સુંદરીને અડકીશ તો એણી પણ મ્હારા જેવી કાળી કદિયારી થઇ જશે ! ચંદ્રમૂખી જેમ જેમ બેબાકળી થતી જાય તેમ તેમ તેણીને ક્રોધ ચઢવા લાગ્યાથી વધારે ને વધારે દુઃખ પામવા લાગી. પાછળથી તેણીને પોતાની સુંદરતાનું અભિમાન થવાથી તે વિશેષ દુઃખો પામતી રહી. હે સખીઓ ! ક્રોધે અને અભિમાને ભલા ભલા રાજા પાદશાહોને દુઃખી દુઃખી કરી પાયમાલ કર્યા છે. પાંડુ, અનુહલાદ, ઐલ, વેણ, બલિ, રાવણ આદિ રાજાઓની ખાનાખરાબી એ બે મહા દુર્ગુણોથી જ થઇ અને તેઓ હેરાન થયા. છેવટે ચંદ્રમૂખી પણ પતિ વિયોગથી રંડાયા જેવી જ અવસ્થા ભોગવવા લાગ્યાથી, ઇશ્વરને સંબોધીને એકાંતમાં વાડામાંના વડના ઝાડ હેઠળ પ્રાર્થના કરવા લાગી: "હે પ્રભુ ! ત્હમે મ્હારે માટે કશી ચિંતા કરશો ના. મેં મ્હારા પતિને કૃષ્ણ જેવા જ શ્યામ સુંદર લેખ્યા છે, એટલે મ્હારે પતિ પણ એ જ છે, ને પ્રભુ પણ એ જ છે. હું સતી ધર્મમાં રહી મ્હારૂં શીયળ સાચવીશ ! હે નાથ ! મ્હને આ અસાર સંસારના ભોગ વિલાસની ઇચ્છા જ નથી. મ્હારૂં ચિત્ત હવે સ્વચ્છ રહે છે, જેથી હું દુઃખ જેવું કાંઇ માનતી જ નથી. પતિ કે પિતા, માતા કે બ્હેન, પિયર કે સાસરૂં એ સૌ મિથ્યા છે. આ જગત્ જે માત્ર દેખવા પૂરતું જ છે તે પણ નાશવંત છે. મૃત્યુ કોઇને પણ છોડતું નથી ને છોડવાનુંએ નથી. આ સંસારમાં વિધવા કે સધવાને ધર્મ ને કર્મ જ દોરવશે, અને અંતે સાથે પણ

તે જ આવશે. હું પણ એક પ્રકારની વિધવા જ થઈ છું કે કેમ તેની–" હજી તો વાક્ય પૂરૂં નહીં થાય તે પહેલાં એક કાળો કાળો કોયલા જેવો ભમરો તેણીના ખુલ્લા હાથ ઉપર આવીને બેઠો, તોપણ ચંદ્રમૂખી ઈશ્વરના ચિંતવનમાં સ્તબ્ધ ઉભી જ રહી હતી. આ બધો ખેલ બહુ વારથી તેણીનો પતિ ચિમાઈને જોયા કરતો હતો. ઘણી વારે પેલા ભ્રમરને પોતાની પ્રિયાના હાથ ઉપરથી ઉડી ગએલો તેના સંતાયેલા પતિએ દીઠો. તે હવે વિચાર કરવા લાગ્યો કે; મ્હારા કરતાં પણ અધિક કાળો કોલસા સમાન ભમરો ચંદ્રમૂખીના શરીરને કેટલો બધો વખત સુધી બાઝી રહ્યો છતાં, જ્યારે ઉડી ગયો ત્યારે તો મ્હારી સ્ત્રીની ચામડી જેવી ધોળી હતી તેવી ને તેવી ધોળી જ રહેવા પામી, કાંઈ પણ કાળાશનો રંગ તેણીને લાગ્યો નહીં; માટે હું જે વ્હેમ રાખું છું તે ખોટો છે. આવા વિચારથી ઉત્તેજીત થઈને ચંદ્રમૂખી આગળ ધસ્યો, અને તેણીને પ્રેમથી આલિંગન કરી ભેટી પડ્યો ! ચંદ્રમૂખીએ આનું કારણ ઝટ સમજી જઈને દુહો લલકાર્યો કેઃ—

વર રે વર* ત્હારી પતાળ જર+
ત્હારી અમ્મર રહેજો છાયા;
પ્રભુ ઘણું જીવજોરે, હે ભમરા !
તું ને મુજ સુખકા રસ્તા બતાયા.

હે સખી ! જેમ ચંદ્રમૂખીનું દુઃખ ટાળવા પ્રભુ ભમરા રૂપે આવ્યા તેમ આપણે પણ ધૈર્ય ધરીને પ્રભુ ઉપર જ નચિંતે બેસીશું તો આપણા પણ દુઃખમાં તે કોઈ સ્વરૂપે સહાય થવા આવી ઉભા રહેશે, આપણા પણ દુઃખના દહાડા વહી જશે, અને સુખના જ દિવસો પ્રભુ દેખાડશે. ભાટજી ! ત્હમે મ્હને મ્હેણું શા માટે મારો છો ?

"નારે સખી એ તો મ્હને !" લીલાવતી બોલી ઉઠી; "આ જગતમાં ધીરજના જેવું ઉત્તમ કાંઈ જ નથી. ધીરજ રાખી જે સ્થિતિ પ્રાપ્ત થઈ તેને સહનશીલતા અને પરિશ્રમ વેઠીને સેવવાથી જ રામચંદ્રજીએ વાંદરાઓની સહાયતા વડે તોફાની દરિયામાં પૂલ બાંધીને પોતાનું કામ પાર પાડયું હતું. ઘણા જ વિકટ પ્રસંગે ને બિકટ સંજોગોમાં ધૈર્ય, સબુરી, હિમ્મત, અને સંતોષ પકડવાથી જ પરશુરામે ૨૧ વખત પૃથ્વિ ઉપરથી ક્ષત્રિઓનો નાશ કરવાનો પરિશ્રમ પાર પાડયો હતો. માટે મ્હારા રંડાપામાં જ હું તો પ્રભુ ભગવાનને મેળવીશ; મ્હારે હવે દુનિયાનો લોભ શા ખપનો છે ? મ્હને હવે સંસારના સુખની શી આશા ને શી ગરજ છે ?

* વર–એટલે ધણીને સંબોધીને પણ સમજવું; અને વડ (અપભ્રંશ વર) નું ઝાડ પણ સમજવું; કેમકે તે વડના છાયા હેઠળ કરેલી ભક્તિનું ફલ તેણીને મળ્યું.

+ જર–એ જડનું અશુદ્ધ જર એટલે વડના ઝાડની જડ પણ સમજવી, અને પોતાના ધણીના વંશ વેલાની જડ પણ સમજવી. આ દુહો દ્વીઅર્થી છે.

**येनाहंनामृतास्यांकिमहंतेनकुर्या ?** એટલે કે, જે વસ્તુથી અમૃત તત્ત્વ નહીં મેળવી શકું તે વસ્તુ હવે લઇને હું શું કરૂં ? જે વિધવા પોતાને અસહ્ય દુઃખો વેઠવાં પડે છે તે છતાં ઇશ્વર સેવા સ્મરણની ફરજીઆતના ભયથી પોતાનાં દુઃખો છુપાવે છે, તે આદર્શ સ્ત્રીના ધણી ઇશ્વર જ થાય છે. ધણી વગરની સ્ત્રી તો જીવતી છતાં જીવ વગરની છે; સ્ત્રીને પતિ વિના જીવવું મિથ્યા છે. જેમ પાણી વિનાની માછલી તરફડી તરફડીને મરણને શરણ થાય છે, જળ વિના જેમ નદી સુકાઇ જાય છે, તેમ ધણી વગરની ધણિયાણી નકામી થઇ પડે છે; માટે આ સંસારમાં સ્ત્રીને રંડાપો એ જ જો કે મહા કષ્ટ છે; ખરૂં એ છે, તો પણ એક ધણી ઇશ્વર બાકી રહેલો છે, તેને વશ બસ પડવાથી જ લગાર નિરાંત અને જરાક કરાર પણ થાય છે. હે ચારણ! ત્હમે મ્હને એ દુહો કહી સંભળાવી શું કહેવા માંગો છો ?

"નારે બ્હેનો ! એ મ્હેણું તમ કોઇ પણ સહિયરને આ ભાટે લાગુ પાડયું નથી; એ તો મ્હને જ સંબોધીને એ દુહો બોલ્યો છે;" કુવાની પણઘટ ઉપર દિલગીરીથી બેઠેલી કોઈ એક રાજાએ કાઢી મૂકેલી એક વૃદ્ધ રાણી બોલી; જેને પારકાં રાજ્યમાંથી જુવાન અવસ્થામાં તે રાજા હરણ કરી લાવેલો છતાં, તેણી ઉપર અરૂચિ થવાથી પરણ્યા વગર જ, જ્યારે બાપડીને ઘડપણ આવ્યું ત્યારે જ કાઢી મૂકી હતી; તેણી પોતાનાં દુઃખની કહાણી રડતાં રડતાં પોતાની નથમાંના મોતીઓ તરફ નજર કરી મોતીઓને મિષે અન્યોક્તિ કરીને સાસુને કહી વહુઓને ભરમમાં સમજાવવા લાગીઃ—

"પાનિ પકે પૂરે અતિ રૂરે મંજુ મોતી મહા,
નિરંતર નાસિકામેં રહિબો ચહોગે તુમ;
તબ વે બનોગે જબ છેદનકો ખેદ સહિ,
વિમલ હૃદેમેં સ્વચ્છ ગુનકોં ગહોગે તુમ.
સુકવિ કહત સ્યામ સત્ય માંન લીજે સોય;
તાંસોં સબ વિધિ કરિ લાયક રહોગે તુમ.
નતુ ગુનહીન વ્હેકે નવલ વધુકે નાક,
સુખમા અનૂપમકોં કયોં કરિ લહોગે તુમ ?"

(અન્યોક્તિ વિલાસ.)

હે પાણીદાર અને અત્યંત સુંદર ચળકતાં મોતીઓ ! જો તમે નવી વહુ (પ્રભુ) ના નાકમાં સોનાના હિંડોળા (નથણી) ઉપર બેસીને નિરંતર હિંચકા ખાવાનું સુખ ભોગવવા ઇચ્છતાં હો, તો તમારી સ્થિતિ કુંવારી હોય, ધણી છતાં તેનો વિયોગ થયો હોય, બીજી કોઈ શોકે તમારા ધણીને વશ કીધો હોય, અથવા રંડાપો પણ આવ્યો હોય, ત્યારે દુઃખે દુઃખે વિંધાઇ જવાનાં સંકટો સહન કરી હૃદયના અંતરમાં. શું, કે તમારાં અંતરમાં શું, કે તમારાં ચિત્તમાં શું, સ્વચ્છ દોશઓનું એટલે સદ્‌ગુણો તથા સુશીલપણાનું સેવન કરજો. આ દુઃખો ગ્રહણ કરશો ત્યારે જ નાસિકા

ઉપર સોનાના હિંડાળામાં ઝુલ્યા કરવાનું પરમ સુખ (ખુદાઈ દરઘામાં પરમ સુખ પામવાનો આનંદ) તમે મેળવી શકશો. મ્હારૂં આ કહેવું સાચું જ માની લેજો, કે વિપત્તિ અને ખેદ, શોક કે ગમ સહન કરી તમારાં દુઃખી દિલમાં સબુરી, સંતોષ અને હિમ્મત જેવા ગુણો ધરવાથી જ તમે સર્વ રીતે સુખને લાયક થઈ રહેશો. જે તમ મોતીઓ વિંધાવાનાં કે અગ્નિની ઝાળમાં રહેવાનાં દુઃખોથી કાયર થઈ જશો તો સુંદરી (પ્રભુ) ના નાક ઉપર સોનેરી હિંડાળામાં નિરંતર રહી વૈભવ વિલાર (અમર્ગીનું સુખ) શી રીતે કરી શકશો ?

## ૨૭ મું દુઃખ નિવારણ.

### આત્મિક પ્રેમની મધુરતા.



સત્યવાદી રાજા **હરિશ્ચંદ્ર**ની પત્નિ **તારામતી** ઉપર કાંઇ થોડા ગજબ ગુજર્યા હતા ? તેણીએ દુઃખોના ડુંગરોમાં રહી શાંતિથી સૈ વેદના ખમી હતીને ! **દશરથ** રાજાની ધર્મપત્નિ **કૌશલ્યાએ** કૈકેયી જેવી દુઃખની દેનારી શૅાકના શોક સંતાપો વેઠી, પોતાન દીકરા **રામચંદ્રજી**ને વનવાસ જતાં જોવાથી તેણીનું કાળજું ચિરાઇ ગયું, અને અધુરામ પૂરૂં તે જ દહાડે પોતાના રાજા ધણીના નિપજેલાં મરણથી ચો તરફના સંતાપે વચ્ચે શાંતિથી રંડાપો ભોગવ્યો હતોને ! **દશરથની ૩ જી રાણી સુમિત્રાએ** પોતાન પેટના પુત્રો **લક્ષ્મણ** અને **શત્રુઘ્ન**ના ભલાંને ખાતર કૈકેયી જેવી ઝોહાક શૅાકને પડયો બોલ ઉઠાવી તે શૅાકની દાસી જેવી થઇ રહી સંતાપોને કયાં કેઠા કર્યા હતાને **સીતા** મૈયાએ **રામની જોડે** વનવાસ વેઠવા છતાં જ્યારે સુખ ભોગવવાનો દહાડે આવ્યો ત્યારે જ **રામચંદ્ર** જેવા ધણીએ માત્ર એક ધોબીનાં મ્હેંણાને વશ થ **સીતા**જીને જંગલમાં ખડેરી કાઢયાં તે દુઃખ કાંઇ જેવું તેવું હતું ? રંડાપા કરત પણ તે દુઃખ એવડું મ્હોટું હતું કે ન પૂછો વાત. કેમકે **લવ** અને **કુશ** જેવ ઉત્તમ ગુણોવાળા પુત્રોને જંગલમાં જ જન્મ આપી, જંગલમાં જ તેમને ઉધારવ ઉછેરવાની વેદના તેમની માતાને કેટલી બધી થઇ પડી હતી ! કિષ્કિંધાના રાજ **વાલી**ની સ્ત્રી **તારા** ઉપર કાંઇ થોડું થોડું વિત્યું છે ? તેણીના ધણી **વાલી**ને જ્યાં ઠાર મારીને **રામચંદ્રજી**એ તેનું રાજ્ય છિનવી લઇ તેના ભાઈ **સુગ્રીવ**ને તે રાજ અપાવ્યું ત્યારે તે વિધવાએ પોતાના લાડકવાયા પુત્ર **અંગદ**ને સાથે રાખી શું ઓછ કરદોરા ને કલ્પાંત કર્યું હતું ? તેણીએ છેવટ **રામને** એટલું જ કહીને સબુરી પકડ

હતી કે: "હે રામજી ! મારા પ્રાણપતિને મારીને આપે તો કાંઇ પણ મેળવ્યું નહીં, પણ એક સુશીલ બાળાને તમે વિધવા કરી નાખી, અને એક ગુણી પુત્રને ન–બાપો કરી મેલ્યો; એમાં તમારા હાથમાં શું આવ્યું ? મ્હારો શણગાર ઉતારી લેવામાં તમને શો લાભ થયો ? હવે મ્હને અને મ્હારા પુત્રને પણ બાણ મારીને મારી નાંખો તો ઠીક, જેથી હમે બંને જણા ધણીની જોડે જ સ્વર્ગમાં દહાડા કાઢયે. પતિવ્રતા સ્ત્રી પતિ વિના એકલી કેમ જીવે ? ન્હાનું બાળક મા–બાપ વિના એકલું અટુલું તરફડે તે તમે કેમ જોઇ શકશો ? ભલું. હવે હું શણગાર ત્યજી વૈધવ્ય ભોગવીશ, અને ઇશ્વર સ્મરણમાં કાળ ગમન કરી મ્હારા પુત્રને ડાહ્યો, નીતિમાન, ધર્મિષ્ટ, વિવેકી અને સદ્‌ગુણી પુરેપૂરો બનાવતાં સૂધી હું સંતોષથી મ્હારો રંડાપો ભોગવી લઇશ; કેમકે ભગવાન રામચંદ્રજીએ જ જ્યારે મ્હને રાંડી રાંડ કરી મેલી છે ત્યારે બીજો કશો ઉપાય જ નથી !" બ્હેનો ! દુઃખ પડે ત્યારે સારૂં બોલાએલું પણ માઠાં રૂપમાં જ લાગે છે; આ મ્હેણું કાંઇ તમારા માટે નથી; તમે શા માટે એ વેણ–બાણ તમારે માથે વ્હોરી લો છો ? એ તો મ્હારા માટે છે.

આટલી વાર્તાલાપ પછી પણિયારીઓ તેમજ તે વૃધ્ધા, જેવી પણઘટ ઉપરથી ચાલી જવા લાગી કે તૂર્ત જ પેલા ભાટે કહ્યું:—"હે બાળાઓ ! મ્હારો દુહો કવિત વિના હજી અધુરો છે તે સાંભળીને જાવ; મ્હેં કાંઇ તમ પાંચેય દુઃખી નારીને સંબોધીને કહ્યું નથી; પણ મ્હારા દેશનો રાજા જ્યારે રાજકુંવર હતો ત્યારથી જ પોતાના પ્યારા દોસ્ત જેવા અધિકારીઓ ઉપર ગોઠિયાઓ જેવો પ્રેમ રાખતો હતો; પરંતુ જેવો તે રાજા થયો કે તૂર્ત જ તેણે અનુભવી અમલદારોને કાઢી મૂકી તેમની શૉક જેવા થઇ લાગેલા નીચ શત્રુ પુરૂષોને અધિકારીઓ બનાવ્યાથી રાજકવિએ આંબાના આડને ઉદ્દેશીને તે રાજાને આ તો મ્હેણું માર્યું હતું, તે વિષે હું તો કહું છું.

"અંકુરિત વ્હેકે દુઇ પલ્લવ ભયોહીં જબ,
તબતેં તિહારે સંગ રચિ પચિકેં રહે;
અનુપમ ઉત્તમતા રાઉરી પ્રતચ્છ સ્યામ,
સુચવન કાજ નિત આહ ચિતમેં ચહે;
ફલિત ભયોઈ તબ દૂર અલિ કીન્હ વહ,
મલકે કટેવા કીટ ફલ માહિં તેંગહે.
ધિક હે રસાલ તોહિ ખ્યાલ કરી દેખ મન,
આપુનેકો પરકો વિચાર તુવ ના લહે."

(બ. વિ.)

હે આમ્રવૃક્ષ ! (આંબા) તું જ્યારથી પ્રફુલ્લિત થયો અને બે પાંદડેનો થયો ત્યારથી ત્હારી સાથે મૈત્રિ બાંધીને આ ભમરાઓ પ્રેમથી ત્હને વળગી રહ્યા હતા, અને ત્હારા મીઠાસના વખાણ ચોમેર ભૂંઉંઉંઉં કરીને કરતા રહ્યા હતા તે જ ભમરાને, જ્યારે ત્હારા ઉપર સુંદર ફળો આવ્યાં ત્યારે તેં દૂર કીધા છે, અને જે કીડાઓ ત્હારાં મૂળિયાં કોતરી ખાતા હતા તે દુશમન કીડાઓને જ ત્હારી કેરીનો મિઠાસ ચૂસવા અંદર ઘાલ્યા છે, માટે ત્હને ધિક્કાર છે. એકાગ્ર ચિત્તે હવે વિચાર કર, કે ત્હને મિત્રોનો તથા શત્રુઓનો કાંઇ જ ખ્યાલ રહ્યો નથી.

કહેવાની મતલબ એ છે બ્હેનો ! કે જ્યારે માણસને જે જાતનું દુઃખ હોય છે ત્યારે તે પ્રકારનું જ બધું તેના જોવામાં આવે છે કે સાંભળવામાં આવે છે. રસ્તે ચાલતા રાહદારી કાંઇ જુદી જ વાતો કરતા જતા હશે, તે પણ "એ તો મ્હારી જ વાતો કરે છે !" એવું એવું પોતાની ઉપર જ લાગુ પાડવાનો દુઃખ્યારાંઓને વ્હેમ રહે છે. દુઃખી અજ્ઞાન મગજમાં જે દુઃખના વિચારો ઘુમે છે, અને તે ને તે જ વિચારોથી જે કલ્પનાઓ બંધાઇને નહીં દુઃખનાં દુઃખો તે ઉભાં કરે છે, તેનું નિવારણ કરવું ઘણું કઠણ છે. દુઃખી વિધવાના મનમાં એક દુઃખનો જ્યારે વ્હેમ પેસે છે ત્યારે ખુદાની હસ્તી કરતાં પણ તે દુઃખી છાપને વધારે ખરાપણું લાગુ પાડે છે. પછી "મનો મન શાસ્ત્ર" એ ન્યાયે કરીને તેઓ જેવું દુઃખ મનમાં માની લે છે તેવું જ દુઃખ આગળ આવીને જ્યારે ઉભું રહે છે, ત્યારે તેઓ પોતાની કલ્પનામાં ઠગાતાં જ નથી, એવી દ્રઢતા રાખે છે. ઓટાહિટન લોકો પોતાના ઉપરની તમામ વિપત્તિઓ તથા સંકટોનો તમામ દોષ પોતાના ટાપુ ઉપર આવતાં વહાણોને માથે મૂકે છે. તેઓ એવું માને છે કે, વહાણોમાં જાદુઇ અસર હોવાથી મરકી, રંડાપો, અને ભયંકર દરદો બીજાં શહેરોમાંથી લાવીને આપણા ટાપુમાં એ વહાણો નાંખી જાય છે ! આંતરિયા તાવ, ખુંધાપણું, કંઠમાળ, એ ત્રણ પ્રકારનાં દર્દો કેપ્ટન કૂકે પોતાના ટાપુમાં લાવી નાંખેલાં છે, એમ ત્યાંના તાવથી પીડાતાં, ખૂંધાં અને કંઠમાળના રોગવાળાં દુઃખીઓ માની બેઠાં હતાં. મરડો અને અતિસાર એ બે રોગો તો વાનકુંવર પોતાના ટાપુમાં આવીને નાંખી ગએલો હતો એવું એ પ્રકારનાં દર્દીઓ માને છે. સારા બોલાયલા શબ્દોને માટે પણ વ્હેમી વિધવા માની લે છે કે; "એ તો મ્હને જ ટોણો માર્યો !" અધીર વિધવા વિચાર કરતી નથી, કે સૌ પર વિતે છે તેવું મજ પર વિતે છે. પરણીને વ્હેલી રંડાયલી વિધવા વિચારે છે, કે મ્હારા જેવો દુઃખનો આભ તો કોઇની ઉપર પણ ફાટયો ન હશે.

હુઇ જબ આગસે રૂખસત,
કહા રો રો કે યા કીસમત !
લીખાથા યું કે ફસલે ગુલ,
મચેં છોરે ખાનમેં અપના !

જ્યારે તે બાપડાં બુલબુલો બાગમાંથી ચાલતી પકડી ત્યારે રડી રડીને તે કહેવા લાગ્યું કે; "અફસોસ! અફસોસ! શું એકલું મ્હારાં જ નસીબમાં એવું લખેલું હતું, કે જે ગુલાબના પુલની મોહબ્બતમાં હું હતું તે પુલની ખીલવાની ભર મોસમમાં જ હું મ્હારૂં આગ બગીચાથી શણગારેલું ઘરબાર છોડીને ચાલ્યું જાઉંશ! પણ તે બુલબુલને કયાં ખબર છે, કે તેના જેવાં તો હજારો બુલબુલો તે જ વખતે પ્યારા સનમને (ગુલોને) છોડીને રંડાઇ બેઠાં છે!

## ૨૮ મું દુઃખ નિવારણ.

—❧—

### કરમ કરે તે કોઈ નવ કરે.



વખત અને મોસમ જ પડેલાં દુઃખોને ઠંડો મલમ લગાડશે. Time is the wonderful healer of moral distempers. સ્ત્રીને પતિ ખોવાનો ઘા, અને પતિને પત્નિની જુદાઇનો જખમ પૂરવાનો અકસીર મલમ **વખત** જ છે. જેમ જેમ દહાડા પછી દહાડા વિતશે તેમ તેમ વૈધવ્યનો જખમ રૂઝાતો જશે; અને કોઇ પ્રસંગ એવો પણ આવી લાગશે, કે ધડકધૂજારાના જે કટાકટીના સમય ઉપર તે વિધવા સણુરી ને હિમ્મત પકડશે તે જ સમો તેણીને આખા રંડાપાનો સારો બદલો વાળી આપશે. ઇંગ્લંડનાં **એકનહેમ** ગામમાં એક દુઃખી વિધવા મીસીસ **હેન્સકોમ્બ** રહેતી હતી. તેણે જીવ પર જોરાવરી કરીને, હિમ્મત રાખી પોતાના નવ નવ બેટાઓને ઉધારી ઉછેરી મ્હોટા કર્યા હતા, પરન્તુ છેલ્લાં મહાન જર્મન યુધ્ધ વેળાએ જ્યારે તે નવે નવ બેટાઓને લડાઇના જંગમાં ફરજિયાત લઇ જવામાં આવ્યા, ત્યારે ધણીથી વિછુટી પડેલી વિધવાને હવે વ્હાલા પુત્રોથી પણ વિયોગ પામવાનો સમો આવેલો જોઇ આકાશ તૂટી પડયા જેવડું મહા દુઃખ લાગ્યું. હવે અંતે આવ્યું હતું. જૂદિ જૂદિ રણભૂમિઓ ઉપર નવે ભાઇઓને લડવા જવાનું ઠરવાથી ભાઈ ભાઇઓ પણ એક બીજાથી જૂદા પડી ગયાથી વિધવા માતાના વિલાપનો પાર રહ્યો નહીં. ચાર વર્ષે જ્યારે લડાઈ બંધ પડી ત્યારે ખુદા ઉપર જ બેઠેલી **હેન્સકોંબના** હાંજા ગગડવા લાગ્યા, કે નવ પૂત્રોમાંથી એક પણ પુત્ર બચીને દુઃખી માતાના ખોળામાં આવી મળશે કે કેમ! ખુદાની મહેર લ્હેરના સોદા જૂદા જ હોય છે. તેની કૃપા ને કરમ બક્ષેશની નવાજેશ ન્યારી જ હોય છે. એક પછી એક નવે દીકરા પેલી વિધવા માતાને આવી મળ્યા, જેઓએ લડાઇમાં **દેશની** ઉત્તમ સેવા બજાવી હતી, અને તે

માટે નામદાર શેહેનશાહ જ્યોર્જ પંચમે મીસીસ હેન્સકોંબને મુબારકબાદીનો એક પત્ર પણ લખ્યો હતો. આ દીકરાઓમાં સર્વથી મ્હોટો ૪૧ વરસની ઉમ્મરનો, અને સર્વથી ન્હાનો ૨૪ વર્ષની વયનો છે. પોતાના પેટના કાદવે લડાઈમાં દેશની ઉત્તમ સેવા બજાવી અને વળી નવે નવ પાછા આવી મળ્યાથી ખુશાલીમાં તેણી બોલી ઉઠી:- **"પૃથ્વિમાં કોઇ ભાગ્યશાળી વિધવા જો આજ સુધી થઇ હોય તો તે મીસીસ હેન્સકોંબ જ છે; જેણી આજથી દુઃખી માતાને બદલે સુખી વિધવા તરીકે ઓળખાતી રહેશે !"**

સબ રૂઠે તો રૂઠીયો, તુમ મત રૂઠો નાથ;
તુમ રૂઠેંગે નાથજી, કૌન ધરેગો હાથ ?

સાસરૂં રૂઠે, પિયર રૂઠે, ગામ રૂઠે કે સૌ કોઈ રૂઠે તો ભલે રૂઠવા દો; પરંતુ હે ખુદા ! મ્હારા ઉપર એકલો તું ના રૂઠતો ! જ્યારે તું માલીક ધણી જ રૂઠશે ત્યારે પછી આડો હાથ કોણ કરી શકશે ! દરેક વિધવાએ બીજી વિધવાઓની ખોટ સાથે પોતાની ખોટ સરખાવતાં રહેવું, અને દૂરબીનના જે ભાગ આગળથી દૂરની વસ્તુઓ નજીકમાં દેખાતી હોય તે ભાગ તરફથી દૂરબીન નહીં પકડતાં જે ભાગ પકડવાથી નજીકની ચીજ દૂર દેખાય તે ભાગ પકડીને દુઃખના દરેક સંજોગોને જોતાં રહેવું. દુઃખને તો ઉંધી દૂરબીને જ જોવાની ટેવ રાખવી. ભય તથા આવી પડનારી બલા અને ચિંતા તો દૂરની દૂર દેખાય તેમ તેને જોવી, પણ પાસે આવી છે એમ ન જોવી. ન્હાની વસ્તુ મોટી દેખાય તેવી રીતે તમારાં દુઃખને દૂરબીનથી જોશો નહીં, પણ મ્હોટાં દુઃખ ન્હાનાં દેખાય એ રીતે દૂરબીન પકડજો.

દુઃખ્યારિ બ્હેનો ! તમે જાણે કે શું જ સૌની ચોરી કીધી હોય, શું જ સૌનાં ખૂનો કર્યાં હોય, જાણે કે તમારા ધણીને પણ તમે જ મારી નાખ્યા હોય, તેવી રીતનો તમારો ઓશિયાળો અવતાર થવાનું કારણ અજ્ઞાન તથા વહેમી લોકોના મનના ધખારાનું જ છે. મનરાજાનું પ્રબળ મનુષ્યોને દુઃખમાં ડુબાડે છે. બોડકી સામે મળે તેના અપશુકન ભલાં રૂડાંઓએ પણ માની લીધાથી, દિસે તો બોડકાં માથાંની કહેતાં હિંદુ વિધવાથી ઉંબર બહાર પગ કઢાતો જ નથી ! રખેને એક વિધવા પોતાનું શીયળ નહીં સાચવતાં અનીતિને માર્ગે ઉતરી પડે, અને કુટુંબની અપકીર્તિ થાય, એવાં કારણે બાપડી વિધવાને કડકડતી ઠંડીમાં ઠંડાં પાણીએ જ અચ-કોરાવું પડે છે; ભિનાં લુગડાં પહેરીને વિષય વાસનાને મારી નાખવાની હોય છે; ચુડા ફોડીને, જણસ ઘરેણાં છાંડીને, ચાંલ્લાં ટપકાં ત્યાગીને બદસુરત અને બેશીકળ થઇ ખૂણે પડીને વૈત્રાં કરવાનું દુઃખ જ માત્ર સરજાયલું હોય છે. એ તે સૌ લોકોએ શુકન અપશુકનની વહેમી માન્યતાઓથી પહોંચાડેલાં દુઃખો છે. વળી સપડાયલી વિધવાને સુખની છાયાના પડછાયા તે પણ દુઃખનાં જ પડછાં જેવા નજરે આવે છે. ઘરનો ઉંબર કાંઇ તેણીને ઠેસ કે ઠોકર મારતો નથી, તોપણ રાંડેલીનું હૈડું જ એવું

પોચું થઇ ગએલું હોય છે, કે તે એવો જ રડાકુટો કરશે કે; "સૌ તો હણે છે, પણ સાથે વળી ઘરનો ઉંબર પણ ઠોકર મારે છે!" કોઇ બીજાઓની કેડે વાતો થતી જો તેણી સાંભળે તો તે આમ જ માને છે કે; "આ લોક મ્હારી જ નિન્દા કરે છે!" આમ કહી કરીને જ દુઃખાયલી વિધવા પોતાના ધણીના રૂહને ધૂજાવે છે, પોતાનાં બચ્ચાંઓને હેબતાવી મારે છે, પોતાના શુભેચ્છકોને શત્રુ બનાવે છે, અને માથે હાથ દઈ પાછી વ્હાલા ધણીને નામનાં રોડણાં રડતી બેસીને ઘાને તાજો અને તાજો જ રાખે છે. ખુદા, કોઈ સ્ત્રીને પ્યારા યાર વગરની વિન્ધવ નહીં કરતો.

કયા હાલ હો રહા હય દિલે બે કરારકા;
આઝાર હો એલાહી કીસીકો ન યારકા!
રાહ ઉસકી તકતે તકતે એક મુદત ગુજર ગઈ;
આંખોંકો હોસિલા ન રહા ઇન્તેજારકા.

દરરોજ ધણીઓ મૃત્યુ પામવાથી સેંકડો બલ્કે હજારો બેનપણીઓ વિધવા થતી જ રહે છે, પ્યારીઓને તજીને દરરોજ હજારો પ્યારાઓ એકલા ચાલ્યા જાય છે, અને રાંડીરાંડોથી શહેરો ને નગરો નરાં ભરી મેલે છે, વ્હાલા ખાવીંદો રોજના જમને મંદિરે ચાલ્યા જતા સ્ત્રીજાતિ જાુએ છે, તોપણ બધી સધવા સ્ત્રીઓ રંડાપો નહીં આવે એવી ઇચ્છા રાખતી જ બેસે છે, એનાથી વિશેષ અજબ થવા જેવું કાંઇ જ જણાતું નથી. રંડાપા વખતે જમડાને જો લાંચ આપીને પણ પાછો ફેરવાતો હોત, તો સ્ત્રીઓ પોતાના તમામ શણગાર અને ઘરેણાં ગાંઠાં પણ આપી દેત. જ્યારે કારડીનલ બોર્ફ્ટ મરવા પડયો ત્યારે એવું બોલ્યો હતો કેઃ-"શું! આવેલાં મોતને લાંચ આપીને પાછું ફેરવવા જેવું કાંઇ જ નહીં કે?" ત્યારે પાસે ઉભેલો બીજો કારડીનલ બોલી ઉઠયો હતો કે;

"What I can find, but can ne'er express."

**હું ઈલાજ શોધી શકું, પરન્તુ તે કદી પણ ઉચ્ચારી શકું નહીં.**

માણસ બધાંને છેતરશે, ભલા ભલીને પોતાની જાળમાં લાવી ચુંગાલમાં લેશે, પરન્તુ મૃત્યુની જાળમાં તે સપડાવાનો જ છે, અને જમરાજા તેને કહેવાનો જ છે કેઃ-

બે રવ ઈં દામ બર જાએ દીગર નેહ!
કે ઉનકારા બુલંદ અસ્ત આશીઆનેહ!

**અરે જા રે જા! ત્હારો ફંદ ફાંદો અને ત્હારી જાળ ચુંગાલ તું કોઇ બીજી જગાએ જઇને બિછાવ, મ્હારું રહેઠાણુ તો ઉનકા નામના પક્ષીની પેઠે છેક છેક બહુ જ દૂર છે, અને ત્હારી જાળ કે ત્હારો ફાંદો ત્યાં સુધી તો કદીએ પહોંચનાર જ નથી. મૃત્યુ તે તો મૃત્યુ જ છે.**



# ૨૯ મું દુઃખ નિવારણ.

**રંડાપાના અગ્નિની ઝાળ હોલાય સંતોષના જળ થકી.**

"The more powerful an obstacle, the more glory we have in overcoming it."



રતાં, રતાં ! હવે બહુ રડ નહીં. રડવું હોય તો ધણીનાં મોત ઉપર એકવાર સામટું રડી લે, પણ વખત ક-વખત દિસ ઉગે ત્યારથી રડ રડ કર્યો જ કરશે તેથી નથી કાંઈ ત્હને લાભ થવાનો, કે નથી ત્હારાં વ્હાલાં નિર્દોષ બચ્ચાંઓને કાંઇ ફાયદો થવાનો. હરકત ત્યાં બરકત સમજી લેજે. જેમ સંકટનું જોર વિશેષ હશે તેમ તેને દૂર કરવાનું જેમ ત્હારો યશ વિશેષ વધારશે. પૂર્વ જન્મનાં એકઠાં થએલાં ભૂંડાં કર્મોને લીધે જો કે જુવાન બાળાઓને રંડાપો પ્રાપ્ત થાય છે, તોપણ આ એક જ રંડાપો તેણીનાં બધાં સંચિત થએલાં અશુભ કર્મોને બાળી નાખી તેણીને કેવળ સ્વચ્છ કરે છે. અઘોર વયના રંડાપા કરતાં જવાન રંડાપો મહા દુઃખકર તો છે, પરંતુ તે જ વૈધવ્ય તેણીને મુક્તિ અપાવે છે. જો તે પોતાની ઉછળી રહેલી ઉર્મિઓને દબાવી દઇ પોતાનું માત્ર એક જ ભૂષણ—જે શીયળ છે—તે સાચવી રાખે, તો વિધવા ઉપર પડતાં દુઃખો કાંઈ તેના ઉપર કોઇ પરાણે રેડી જતું નથી; એ તો પૂર્વેના પાપોનુંજ પરિણામ છે. એક વિધવા જો બીજી સૌભાગ્યવતી સુવાસણોને દેખી બળ્યા જળ્યા કરે તો પાછી ને પાછી તે નવાં પાપો ઉભાં કરે છે; માટે તેણીએ સંતાપિત ન રહેતાં સંતુષ્ટ રહેવાની ખાસ જરૂર છે. ચક્રની પેઠે સુખ દુઃખ તો ફરતાં જ રહેશે; એટલા માટે વિધવાએ એવો ખ્યાલ મનમાં લાવી મુઝાવું ન જોઇએ, કે આખી જગત્ તેણી તરફ જ દ્રષ્ટિ કરી રહી હશે ! જગતને તેણીનાં દુઃખો જોવાની નવરાસ જ નથી; માટે પોતાના વિષે લોકો શું વિચારતાં હશે, એવો બળાપો કરવાની તેના માટે જગા જ રહેલી નથી; માત્ર તેણીએ દુર્જનોનો ત્યાગ કરીને સંસાર વહેવારમાં રોકાયલાં રહેવું એટલું જ પૂરતું છે. હે રતાં ! હિંદુઓની પેઠે કોઇ બળાત્કારે ત્હને દુઃખ દેતું નથી. હિંદુ વિધવાનું માથું મૂંડાવે છે તેવું ત્હને કરવામાં આવતું નથી. હિંદુ વિધવાને અરધી ભૂખી રાખી તેનું તન બદન તાવી નાંખવામાં આવે છે તેમ કોઈ ત્હને તો કરતું નથી. હિંદુ વિધવાને ભિનાં વસ્ત્ર પહેરાવે છે, તેણીને ભોંય પર સુવાડી રાખે છે, અને એવાં એવાં આપઘાતિક આચરણો રૂપી તપ તેના પાસે કરાવવામાં આવે છે, તેવું તો કોઈ ત્હારી

સોડે કાંઇ ટરાવતું નથી. વ્યભિચાર એ જ વિધવાને માટે મ્હોટું દુષણ ઠર્યાથી અને પાક દામન રાખી શીલ સાચવવું એ જ મ્હોટું ભૂષણ હોવાથી, દરેક વિધવાએ એમ જ ખાત્રીથી જાણવું કે, **તેનો મરણ પામેલો ધણી તેની નજર આગળ જ છે, અને તે બધુંએ જાુએ છે!** એક પાક દામન સુંદર સોનારણ એકવાર જંગલમાં ભૂલી પડી; જેણીને કોઈ છબીલો અચાનક મળી ગયો; જેણે કુદ્રષ્ટિ કરી તે શીલવાન સોનારણને નીચેથી ઉંચે જોવા કહી દુષ્ટ માગણી કરતાં તે શીલવંતી નાર નીચું જ જોઇને બોલીઃ—"તું મ્હારા પતિને મૃત્યુ પામેલો જાણી અધમ ઉચ્ચાર કરે છે, પરન્તુ મ્હારો ધણી આત્મા, જે સર્વદા મ્હારી આંખો સામે જ ઉભેલો છે, તે ત્હારૂં મોઢું કાળું છે કે ધોળું છે તે માત્ર જોવાથી પણ મ્હને અટકાવે છે; સબબ ત્હને શું કે બીજા કોઇ પણ પર પુરૂષને શું, હું દેખી શકતી જ નથી." દરેક વિધવાએ આ સોનારણની પેઠે પોતાના મરનાર ધણીની નજર સર્વદા પોતાની સામે ઠરી જ રહેલી છે એમ જાણીને સત સાચવી ગમે એવા ભયમાં પણ હિમ્મત રાખવાથી જંગલમાં પણ પ્રભુ તેના સતની રક્ષા કરશે જ. બ્હેન, આટલી કહેવત તો ત્હારે જરૂર યાદ રાખવી કે, મ્હોટા ભય પાછળ મ્હોટો આનંદ રહેલો જ છે. After the greatest danger is the greatest pleasure. બેતુદથનું જુદાઇ પ્યારવાળું જોડું કદી છુટું પડતું નથી. એકમેકના આગળ પાછળ છુટાં પડવાં છતાં પણ તેઓ પરલોકમાં પાછાં મળે જ છે; એ ભલો વિચાર આપણામાંથી જેમ જેમ નિકળતો જાય છે, તેમ તેમ વિધવાપણાનું દુઃખ વધુ ને વધુ લાગતું રહે છે. કોલીનની વાત તેં વાંચી હશે. કોલીન પ્રથમ લુસીને પરણનાર હતો, પરન્તુ લુસી કરતાં ત્રણ ગણી પૈસાદાર બીજી સ્ત્રીને પરણી જવાનું કોલીને સાટું ગોઠવ્યું; અને ખરી હકદાર ઓરત લુસીનો હસ્તમેલાપ કરવાની તેણે ના પાડી. આ નકારથી લુસીને હેબત લાગવાથી તે ખાટલે પડી રડ રડ કરતાં છેવટે મરવા પડી. બીજી ગમ દેવળમાં જઇ લગ્ન કરવા સારૂ નવી મહોરદારને લઇને જ્યારે તે ગયો ત્યારે લુસીએ મરતે મરતે પણ દેવળમાં પોતાને લઇ જવાની આસપાસનાંઓને આજીજી કરવાથી તેને પણ દેવળમાં લઈ જવામાં આવતાં જ, તેણે ચિસ ખાઇને પોતાનો પ્રાણ તૂર્ત જ છોડી દીધો. તેણીનું મુડદું જોતાં જ કોલીનની આંખે અંધારાં આવી ગયાં, અને તે પણ ચક્કર ખાઈને લુસીનાં મડદાં ઉપર જ ઢળ દઇને પડ્યો, અને મરણ પામ્યો. કોલીનની નિર્માણ થઈ ચુકેલી સ્ત્રી લુસી જ હોવાથી તે બન્નેને એક જ કબરમાં દાટવામાં આવ્યાં, અને તેની કબર ઉપર લેખ કોતરવામાં આવ્યો કેઃ—

**"જ્યાં ખુદાઇ પ્યાર છે, જ્યાં કુદ્રતે જોડું સાંધી મૂકેલું જ છે ત્યાં પૈસો ભંગ કરી શકતો નથી, કે મૃત્યુ તેમને છુટાં પાડી શકતું નથી."**

હે રતાં! ધણી ગયા તો પ્યારને વધાવી લે. ત્હારા દીકરાઓને "રાંડીપુત્તા [illegible]" બનાવીશ મા. બાપ મરી જવાથી અને માતા ખૂણે અંધારાથી જવાન ઉછળતાં

લોહીના છોકરાઓ બાપને પૈસે દિવાળી ઉજવવા નિકળી પડી ૩૬૫ દહાડા મોજ્યાં ન ઉડાવે તેની તું સંભાળ રાખજે. નવરાસને જરા પણ તક આપીશ મા. કદાપિ સંસારની વનવારમાંથી ફુરસદ પામે તો સારાં બોધદાયક પુસ્તકો વાંચવામાં મન લગાડજે; સચિત્ર સતી સ્ત્રીઓનાં ચરિત્રો વંચાવજે; અને આત્માને બોધ મળે એવાં આત્મજ્ઞાનનાં શાસ્ત્રો વાંચતી બેસજે. વાંચનથી જ દુન્યાનું અવલોકન કરી શકાશે. ઇતિહાસ અને સુંદર જીવન ચરિત્રો વાંચવાથી તું ત્હારૂં ચારિત્ર સુધારીને ત્હારાં બચ્ચાંઓને પણ કેળવી શકશે; જેથી ત્હને ઘણી રાહત થશે. રોકાણમાંથી પરવારે તો રબને યાદ કરજે. ઈશ્વર કૃત્ય પ્રત્યે સંતોષ ભાવના રાખી, ત્યાગ પરિત્યાગને સેવી, ખુદાની મરજીને જ આધીન રહી ત્હારો રંડાપો વિસારે પાડવાની કોશીશો કરજે. એકવાર એક દુઃખી વિધવા દુઃખે દુઃખે કાયર થઇને જ્યારે મરવા સુતી ત્યારે તેની બેનપણીએ પૂછયું:–"અલી ત્હને મરવા ગમે છે કે જીવવા ?" તે બોલી:–"બેમાંથી એક જે પ્રભુ પસંદ કરે તે." બેનપણીએ પાછો પ્રશ્ન કર્યો કે; "જો પ્રભુ ભગવાન પોતે બેમાંથી જે ગમે તે પસંદ કરી લેવાનું ત્હારી જ મરજી ઉપર છોડે, કે જીવવા મરવાનું તું જે પસંદ કરે તે આપવા હું ખુશી છું, તો તું જીવવાનું માંગે કે મરવાનું ? મરતી સખી બોલી ઉઠી:–"અચિત્ત જ, હું તો ઈશ્વરને પાછી ને પાછી કહીશ, કે જેમાં તેની પ્રસન્નતા તેમાં જ મ્હારી પ્રસન્નતા છે. ઈશ્વરની મરજીને જ હું નિરંતર આધીન રહી છું, અને હવે પછી પણ રહીશ !" આવો દ્રઢ પરિત્યાગ સર્વે વિધવાએ રાખવો જોઇએ, અને પરમેશ્વરે જે પરિસ્થિતિમાં રાખ્યાં હોય તે સ્થિતિને આવકાર દેવો જોઇએ.

હા બ્હેન, તું સાચું જ કહે છે કે; જ્યારે ત્હારે માથે વાંસે ધણીનું છત્ર હતું ત્યારે તો સૌ કોઇ ત્હને ઉપમાન ઉપમાન આપી માનથી જોતાં હતાં, પણ ધણી ગયા પછી કોઇ થૂંકીનેએ જોતું નથી; પરન્તુ તે વાતને તું બહુ મહત્વ ના આપીશ. સાંઇ ગયા ને સાંઇની શરમ લેતા ગયા એ તો વહેવારની વાત થઇ લાગી. છે. દુનિયાનો આ તો વહિવટ જ પડી ગયો છે કે, લોંડી મૂઇ ત્યારે સારૂં ગામ ભેગું મળ્યું, ને નવાબ મૂઆ ત્યારે કાળું કૂતરૂં પણ ફડકયું નહીં. કહેવત છે કે, કાજીજીની કૂતરી મૂઇ ત્યારે બધું ગામ, ને કાજીજી મૂઆ ત્યારે કોઇ નહીં. નવરૂં જોઇને ધણીનું સંધું લૂટવા જ સૌ પડયાં છે એ વાત પણ તું સાચી જ કહે છે. કૂતરૂં કરડે ને ઉપરથી વળી ખાસડાંનો માર તો ખાવો જ પડે; તો પણ ધૈર્ય રાખજે, અંતે તો લૂંટનારાં જ લૂંટાશે. કોઈ પડે કૂટવા ને કોઇ પડે લૂટવા એમ હર વખતે બને જ છે.

ચુ પીરૂઝ શુદ દુઅદે તીરેહ રવાંન;
ચે ગમ દારદ અઝ ગીરીએ કારવાંન ?

કાળાં મેલાં અંતઃકરણના બદમાસો જ્યારે અનાથ અને ધણી વિનાનાં દુઃખ્યા-રાંને લુંટવા પડયાં હોય ત્યારે આખા કાફલાનાં અને આખા કબીલાનાં માણસો

પોકેપોક કાં નહીં રડે, તોયે તે નાપાકોને દુઃખ્યારાંઓનો ગમ કયાંથી લાગવાનો વારૂં ? ખેર. એ વિષે પણ સબર રાખીને રહે; લૂંટે તેને લૂંટવા દે; ત્હારી ભલાઇ તું છોડતી જ નહીં; છેવટે તો લૂંટનારાં જ ખાખાં વળખાં થશે. બેહરામજી મહેતા મરણ પથારીએ હતા ત્યારે તેમનાં માતાજી પોતાની વહુ નવાજબાઇની કદર ખાઇને કહેવા લાગ્યાં:—"દીકરા, કાંઇ નવાજ ઉપર તો દયા કરો ! કાંઇ એને તો કેહતા જાવ !" બેહરામજીએ માયને કહ્યું:—"માયજી ! નવાજને કહો કે; મ્હારે નારે બાંધેલી કુંચી છોડીને પોતાને નારે બાંધે, કેમજે એ કુંચી રંડાવનારી ને રડાવનારી બેઉ છે; બીજું કોઈ લેશે તો નાહકનો રંડાપો પામશે !" અર્થાત, પોતાનું જે કાંઇ પુંજીમાં હતું તે પેટીની ચાવી નવાજ રડવા કુટવા પડીને રખેને ગુમાવે તેની સાવધગીરિને સારૂ સૌને મોઘમમાં કુંચીના શ્રાપથી પાકા બેહરામજી બિવાડી ગયા હતા. જેઓ ઠરેલે જીવનાં હોય છે તેઓ જ દુઃખ્યારીઓનાં કદરદાન થઇ શકે છે; પરંતુ જેમને પોતાનાં જ દુઃખોનો બોજો ઉપાડવો ભારે પડે છે તેઓ પારકાં દુઃખીઓનો બોજો હલકો કરવાને કંટાળે છે. વર્ષો પછી વર્ષો ચાલ્યાં જાય, અને સુખી માણસો દુઃખીઓને રિબાતાં જોયા કરે, એ નિયમનો વિરોધી ફ્રાન્સનો રાજા લુઇ ૧૨ મો "રાજા" કહેવડાવવાને બદલે "અનાથોનો નાથ," અને "દુઃખીઓનો મિત્ર" કહેવડાવવામાં જ જીંદગીનું સાર્થક સમજતો હોવાથી, વિધવાના ઘરમાં કે અનાથોના ટોળામાં જાતે પોતે ઘસી જઇ તેમનાં સંકટો ટાળવાને પોતાનું સર્વસ્વ આપી દેતો હતો. તું પણ તેવી ભલી ને ઉદાર દિલની થઇને દુઃખીઓને સહાય થવાનો વહિવટ રાખીશ તો ત્હારાં દુઃખમાં બધાં ઝિંપળાવશે.

## ૩૦ મું દુઃખ નિવારણ.



**મૂગી રહે; મ્હોટો ધણી વિધવાને ભૂલતો નથી.**

શું બોલી રતાં ! "ખુદા છુંદાયેલાંને જ કાં છુંદતો હશે ! મરેલાંને જ કાં મારતો હશે ! પોતાને દયાળુ કહેવડાવીને નિર્દય કાં થતો હશે ! ગુન્હાની તોજેશ શું મ્હારી જ પૂરી નહીં થઇ ?" અરેરે ! કહેરની મારેલી ને દુઃખની દાઝેલી તું ખુદા પાકને વીશે પણ ફાટું ફાટું નહીં બોલ. જ્યાં સૂધી ત્હારાં અંતઃકરણમાં નિંદવા સરખો એક પણ વિકાર પ્રગટપણે વર્તાતો હશે, જ્યાં સુધી ત્હારી જીંદગીના એક પણ કુદરતી નિયમનું ઉલ્લંઘન ત્હારાથી થયા

કરતું જ રહેશે, ત્યાં સૂધી ગમે તે પ્રસંગે પણ ત્હારા ઉપર દુઃખ જ આવી પડવાનું છે. આ કુદરતી નિયમ જાણવા છતાં **માયાને** વશ રહી ભૂતકાળમાં ત્હારાથી થઈ ગએલા ગુન્હા, પાપ, અને કસુરોને સારૂ ત્હારે આ વિધવાવસ્થામાં ભય રાખવાનું કાંઇ કારણ **નથી**; કેમકે ભવિષ્યનો ભય રાખવો એ કુદરતી નિયમનો ભંગ કીધા બરાબર છે. આવી જ **માયાને** લઇને **બ્રહ્મા-શિવ** અને **વિષ્ણુ** પણ ભોળવાઈને ઠગાયા હતા; તો પછી આપણ ઇનસાનના શું આશરા? વિધવાએ ઇશ્વરને પિછાનવા જોઇએ; માયાનો જેમ અને તેમ ત્યાગ કરવો જોઇએ; લોભ તથા ક્રોધ તજવો જોઇએ; અને સાત્વિક વ્રત રાખીને રહેવું જોઇએ. એ બધાંમાંથી ઘણું જ થોડું પણ જો ત્હારાથી અમલમાં મૂકાશે તો ત્હારો ઘણો સંતાપ કમી થશે; અને બીજાં દુઃખીઓની મદદે ધાઇ દિલાસો આપવા સારૂ દોડી જવાની ત્હને તલબ થશે. રંડાયલી અનાથ સ્ત્રીઓને અને ન-બાપાં બાળકોને દેખતાંની સાથે જ ડેન્માર્કના રાજા **ક્રીશ્ચિયન ૩** જાને તેમની મદદે દોડી જવાનો ચડસ શાથી લાગ્યો હતો? તે પોતે દુઃખી હોવાથી બીજાંનાં દુઃખમાં દિલાસો આપવા સારૂ તેને હમેશાં ઇંતેજારી રહેતી, અને તે **રાજા** સંજ્ઞાથી નહીં ઓળખાતાં, "દુઃખ્યાંને દિલાસો દેનારો દોસ્ત" અથવા "પ્રજાનો પિતા" કહેવડાવવામાં માન સમજતો હતો. માણસની જીંદગી ટકાવી રાખવામાં જેટલી જરૂર ખાધા પીધાની, ઉંઘવાની, અને ધંધો કરવાની છે, તેટલી જ જરૂર સદ્ગુણો, ઉત્સાહ, ઉમંગ, પ્રેમ, સત્ય, વિદ્યા અને શ્રદ્ધાને ખીલવવાની છે. આ ગુણોથી ઘણું દુઃખ ન લાગે; પરંતુ આનંદ, વિશ્રાંતિ, વૈભવ અને અમન ચમનમાં જ જો જીવન ગાળવામાં આવે તો નજીવી અને નિર્જીવ વસ્તુની **માયામાં** તળબોર થવાના સ્વભાવને લીધે, કોઇ વ્હાલું અમસ્થું અહારગામ જાય, અથવા વ્હાલો દીકરો માત્ર નિશાળે જાય, તેટલું "છુટું પડવું" પણ ભારે દુઃખકર થઇ પડે છે. ઇંગ્લંડના હાલના **પ્રિન્સ ઓફ વેલ્સ** જ્યારે ચાર વરસ ઉપર હિંદુસ્થાનની મુલાકાતે આવ્યા, તે વેળાએ પોતાનો મહેલ છોડયા પછી થોડા જ વખતમાં તેમનો માયા લગાડેલો લીલો પોપટ **"જોલી"** ઝુરી ઝુરીને મરણ પામ્યો હતો. આ ખબર જ્યારે **પ્રિન્સને** હિંદમાં પડી ત્યારે તે પણ કેટલીક **વખત સૂધી** ગમગીન રહ્યા હતા! માયાનું પ્રબળ કોઇ પણ પ્રિય વસ્તુ ખોવાય છે, અથવા પ્રિય વસ્તુથી છુટાં પડવું પડે **છે** ત્યારે જ જણાઈ આવે છે. **એ માયા** કુદરતે **મૂકેલી** છે. તેમ ના હોત તો પોપટ **કેમ** જાણે કે પ્યારો પ્રિન્સ તેનાથી છૂટો પડયો છે? પોતાનાં પારણામાં સૂતેલું છ મહિનાનું બાળક શું સમજે, કે બીજી સ્ત્રીઓ પારણા આગળથી પસાર થાય ત્યારે નહીં, ને પોતાની માવતર પસાર થાય ત્યારે જ રડે છે? **માટે** હે રતાં! ત્હારા ધણી ભલા અને પરગજુ હતા તે ચાલ્યા ગયાનું ત્હને જેટલું દુઃખ લાગે છે તેના કરતાં તેમના પ્યાર, તેમની મોહબ્બત, અને તેમની સાથે ગુજારેલા વૈભવના દિવસોની લાગી આવતી **માયા** જ ત્હને ઘણો સંતાપ કરાવે છે. પણ તું ખચિત્ત જાણજે કે;

"ન મૂર્દ આં કે ઉ નેક કેરદાર મૂર્દ,
બે આસુદો જાંરા બ યઝદાં સિપૂર્દ.
વઝાં કસ કે માનદ હમી નામે બદ;
બ આગાઝ બદ બુદો ફર્જામે બદ.
ન આસુદ હરકસ ફઝુ બાઝ માન્દ;
વઝુ દર ઝમાને બદ આવાઝ માન્દ."

(શાહનામે.)

પરગજુ ભલાં કાર્યો કીધા પછી મૃત્યુ પામનારો ભલો ધણી વાસ્તવિક રીતે તો "મરી ગયો" એમ કહેવાશે જ નહીં; બલ્કે તે પુન્યશાળી ધણી તો પોતાનો પવિત્ર પ્રાણ પરમાત્માને સ્વાધીન કરીને થોડાક સમયની વિશ્રાંતિમાં પડેલો છે. દુષ્ટ કૃત્યો કરનાર જે દુઃખ્યાસ પુરૂષનું ભૂંડું નામ રહી ગયું છે તે ધણી તો જન્મેલો જ દુષ્ટ હતો, અને મૂએલો પણ દુષ્ટ જ કહેવાયો છે. જે ધણીના હાથથી દુઃખ્યારાંઓ વધુ દુઃખી થયાં તેથી તેનું ભૂંડું નામ યાદ કરાવતું રહી ગયું, અને જેના મૂઆ પાછળ ભૂંડું કહેવાયું તેને તો પરવરદેગારની દરઘામાં થોડા વખતનો પણ વિસામો કે વિશ્રાંતિ મળતાં નથી. જ્યારે પોતાનો ધણી, ફ્રેન્ચ ધારાશાસ્ત્રિ ગેબ્રીયલ ડયુ **પીનો** મરણ પામ્યો અને તેના ઇષ્ટ મિત્રો જ્યારે રડવા લાગ્યા, ત્યારે મીસીસ **પીનો**એ તેઓને સામો દિલાસો દેતાં કહ્યું હતું કે; "મ્હારો ધણી પોતાનો ધંધો છોડીને પણ સંકટમાં સપડાયલાંઓને સહાય થવા સારૂ, અનાથ વિધવાઓની વ્હારે ધાવાને સારૂ પોતાના કેસો પણ પડતા મૂકીને દોડી જતો હતો; દુઃખમાં ગીરફ્તાર થએલાં કુટુંબની હકીકત કાને પડતાં જ ગમે એવું અગત્યનું કામ છોડી દઇને દુઃખી અબળાઓને ઉગારતો હતો; અને નિરંતર આમ જ કહેતો કે; "માણસનું કોઇ પણ કૃત્ય ભિડાયલાંની ભિડ ભાંજવામાં કે સંકટમાં સપડાયલાંઓનાં સંકટ વેળાએ દિલસોઝી બતાવી તેમનું શાંતવન કરવામાં જ સમાયલું છે;" અને જેથી કરીને લોકો તેને "બાપ"ના નામથી જ બોલાવતાં હતાં; એવા મ્હારા પુજ્ય પતિ પાછળ રડવાનું બંધ કરો!" આનંદનું હસવું જે આત્માને ખુશાલ કરે છે, દુઃખનાં આંસુ જેઓના હૃદયને રાહત આપે છે, ખુશનુમા રાગ રાગણી જે વિપત્તિને વિસરાવે છે, પ્રભુની ભક્તિ જેમાં હિમ્મત અને આશા ઉત્પન્ન કરે છે, મોત જે માનવીના કહેર અને સંતાપોનો છેડો આણે છે, એ સર્વનો વિચાર કરતાં, પ્રેમની ગાંઠો તૂટતી વખ્તે નવી ઉમેદોને ઉભી કરવી, ધૈર્ય રાખી નવી જીંદગીની શરૂઆત ખામોશી અને સંતોષથી કરવી, નવી નવી આશાઓ અને જૂદી જૂદી ઉમ્મેદો ઉત્પન્ન કરવી, એ જ આ જીંદગીની કસોટીમાંથી પસાર થવાનું નિમિત્ત છે.

હે રતાં! તું મ્હારી આગળ ઉભી ઉભી ભુરપારા રાગડા કાઢીને રડીશ નહીં. તું રડે છે ત્યારે જ ત્હારાં બચ્ચાંઓને રડવું આવે છે. તું આંખ પાણી ભરે છે

ત્યારે જ મ્હારી પણ આંખોમાં આંસુ ભરાઇ આવે છે. તું શાંત રહે છે ત્યારે સઘળાં શાંત રહે છે. તું હસતું મોઢું રાખે છે ત્યારે બધાં ખુશાલ ફરે છે. ત્યારે તો ત્હારે વિચાર કરવો જોઇએ કે, ત્હારા એક જીવના બળાપા ઝુરાપાને ખાતર ઘણા જીવોને મુઝવણ થાય છે તેના કરતાં, મન મ્હોટું કરીને તું એકલી જ ત્હારાં કલ્પાંતને દબાવી નહીં દઇ શકે વારૂં? આવા વખતે ત્હારાં દુશ્મનોને તું જે કાંઈ ઉત્તમ બક્ષેશ કરી શકે તે ક્ષમા અને માફી છે; માટે તું કહેરની મારેલી નવાં દુશ્મનો આવા વખતે ઉભાં ના કરીશ. ત્હારાં વિરોધીઓને તું જે કાંઈ અર્પણ કરે તે સહનશીલતા છે, જેથી તેઓ શત્રુ મટી મિત્ર થશે. ત્હારી કદર ખાનારી સખીઓને તું ત્હારૂં દિલ અર્પણ કર, જેથી તેમને નિરાંત વળશે. ત્હારાં બચ્ચાંઓને ત્હારો રૂડો દાખલો આપ. ત્હારા પિતાજીને ખાતરદારી અને માતાજીને ત્હારાં સદવર્તનથી આપ મગરૂરી; ત્હને પોતાને આપ સબુરી; બીજાં બધાંને આપ ઉદારતા; અને ત્હારા મરનાર ધણીને આપ ઇશ્વરના આશીર્વાદ. હા, ગરીબી સાથેનો રંડાપો કપરો છે. એક તો વિધવા થવું ને ઉપરથી વળી પૈસા પૈસાનાં ફાંફાં હોય ત્યારે અકળાટ ગભરાટ લાગે જ લાગે. ડૉકટર ગોલ્ડસ્મીથ કાંઇ ડૉકટર એટલે વૈદ ન હતો, તે ફીઝીકનો નહીં પણ ફિલસુફીનો ડૉકટર હતો, તો પણ એક દુઃખી સ્ત્રીએ સંતાપના દર્દોથી કાયર થઇને, વિલાપથી ઉત્પન્ન થએલા રોગોથી કંટાળીને, વિધવા બનવાની તૈયારીમાં કવિ ગોલ્ડસ્મીથને વૈદ ગોલ્ડસ્મીથ સમજીને, પોતાના મરવા પડેલા ગરીબ રંક ધણીના મરણથી પોતાને વિધવાવસ્થા પ્રાપ્ત થતી અટકાવવા સારૂ, કવિ ઉપર કાકલુદી ભરેલો એક પત્ર લખી પોતાના ધણીને જીવાડવા ખાતર ઓસડ મંગાવ્યું. એકલો રંડાપો કાંઇ એટલો બધો દુઃખકારી નથી. ગરીબી એ બીજો રંડાપો જ છે. કાગળ મળતાંને વાર ગોલ્ડસ્મીથ તેને ઘરે ગયો, અને દર્દીની નાડી તપાસી હકીકત પૂછતાં તેને માલુમ પડયું કે; "મ્હારા મરવાથી મ્હારાં બાયડી છોકરાનું શું થશે! પાછલ પેટ ભરવા જેટલી પણ હું પુંજી મૂકી જતો નથી; એ વિધવા સ્ત્રી ગરીબાઇમાં પોતાનું ને મ્હારાં ગુલાબ બચ્ચાંઓનું ગુજરાન શી રીતે ચલાવશે!" આવા આવા સંતાપથી જ તે દર્દી પીડાતો હતો. આવું દેખીને ડૉ. ગૉલ્ડસ્મીથે જણાવ્યું કે; "હું એક કલાકમાં આ રોગીનો રોગ પણ દૂર થાય એવી, અને બાઇ તમારૂં પણ દર્દ મટી જાય એવી દવાઇની ગોળીઓ મોકલી આપું છું; સબર કરો!" તૂર્ત જ આ ડૉકટર ઘરે ગયા, અને એક ડબ્બીમાં ૧૦ ગીની મૂકીને તે ડબ્બી ઉપર લેબલ મારી કે; "જેમ જેમ હાજત જણાય તેમ તેમ અકેકી ગોળી વાપરજો; સબુરી પકડજો; અને ભલાં ઉદાર દિલથી નિભાવશ કરજો." આ ડબ્બી પોતાનાં માણસ સાથ તે બાઇ ઉપર મોકલી; જેણી થોડા જ વખતમાં વિધવા થવાની તૈયારીમાં હતી, તેણે ડબ્બી ઉઘાડીને જે જાતની ગોળી તેને જોઇતી હતી તે જ જાતની સોનેરી ગોળીઓ જોતાં જ તેને હિમ્મત આવ્યાથી તે બોલી; "રંડાપાનાં બે દુઃખોમાંથી એક દુઃખ તો કમી થયું. મ્હોટા ડૉકટર ગૉલ્ડ-

નથી જે દર્દ સાજું નહીં થાય તે દરદ ન્હાના પણ ભલા ડોકટર ગૉલ્ડસ્મીથે સ
કર્યું ! ખુદા એમનું ભલું કરે !" આ પ્રમાણે મનુષ્ય માત્રની લાગણી જેટલી અ
જાતિનાં દુઃખો તરફ ખેંચાય છે, એટલી પુરૂષજાતિ તરફ ખેંચાતી નથી. સખી હે
વિધુરા એટલે વિધવાઓ થકી "વિધવા આશ્રમો" ઉભાં કરે છે, પણ વિધુર એ
રંડાયલા દુઃખી પુરૂષો માટે "વિધુર આશ્રમો" સ્થાપતા નથી. જગતમાં કૈ
"વિધુરાશ્રમ" સ્થાપેલું જોવામાં આવતું નથી. અબળા એટલે બળ વિનાની સ્ત્રી
જ દયાને પાત્ર હોય છે.

"કારણ કે, પુરૂષ તો રંડાયલો પણ ધંધા ધાપા કરે છે;" રતાં કહેવા લ
"અબળાને જ ખુદાએ બધી વાતે ભય ને ચિંતામાં રાખી છે. અબળાને જ એ
યાળા અવતારમાં રાખીને છુંદયા કરવાની ઈશ્વરે નિર્દયતા બતાવી છે. ઘણી વિ
ધણિયાણીને ધકેલા ખવાડવામાં ઈશ્વર જુલમગાર નહીં થતો તો બીજું શું કહીએ

## ૩૧ મું દુઃખ નિવારણ.

### દિલની આગ દિલસોજીથી હોલાય.



તાં, રતાં ! કહેર અને ક્રોધની મારેલી તું છોકરવાદ જેવા વાદવિ
કરનારા ત્હારા બકવાદથી જે ગમે તે ચદવા તદવા ઝટ ઝટ બ
ના. ઈશ્વરને દયાહીન બોલીશ મા. તડકો વેઠેલો હોવાથી
ઠંડીની શીતળતાનું સુખ છે. જુઓ; પ્રકાશનો આનંદ અંધકા
જ છે. કડવાસના અનુભવથી જ સાકરનો મિઠાશ મધુરતા ર
છે. સુખ શોભે છે દુઃખના જ પ્રતાપે. જીવનની શોભા મૃત્યુથી જ છે. રાહતનો આ
રોગથી જ જણાય છે. મલમની ઠંડક ઘાને લીધે જ છે. સુલેહની ટાઢક લડાઈથી
રૂદન સાંભળેલાં હોવાથી જ ગાયનની મધુરી છે. શાંતિનું સુખ ચિંતાથી જ ભોગ
છે. સુખી પ્રજાની ઉન્નતિ દુઃખી પ્રજાની ઉત્પત્તિમાંથી જ છે. ઇંગ્લંડ પોતાના
ન-બાપા, ન-માયા, અને દુઃખમાં ઉધરેલા દીકરાઓના પ્રતાપથી જ આજે સુ
હાલતમાં છે. બાપ મરી ગયા પછી વિધવા માતાના ખોળામાં ઉધરેલા એકુ
વેપારીઓના, યંત્રકારોના અને મજુર વર્ગના રાંડી રાંડોને પેટના છોકરાઓ યોધ્ધા
રાજદ્વારિઓ, કવિઓ અને વિદ્વાનો નિવડયા, અને ઈંગ્લંડની કીર્તિને આ
પહોંચાડી. જાણીતો નૌકાશાસ્ત્રિ બહીન અનાથ અવસ્થામાં પ્રથમ તો વહાણના
આગળ ઉભો ઉભો દોરડાં જ ખેંચતો હતો. દુઃખ્યારી માતાના ખોળામાં ઉધરેલો
કુલાઉડસ્લે શૉવેલ પ્રથમ તો પેટ પૂરતું જ કમાઈ લાવવા સારૂ "છાપરીવાળો છોક

(Cabin-boy) હતો. પ્રખ્યાત હર્શચલ અનાથ સ્થિતિમાં ઉછરેલો હોઈ ગરીબ માતાને શાંતવન આપવાને લશકરમાં પડઘમ વજાડીને દહાડા કાઢતો હતો. આશ્રય તથા આશ્રમ વગરની માવતરના જીવને ઠારવવા થકી જ ખ્યાતિ પામેલ શેન્ટ્રે એકવાર મજુરી કરીને રોજ પાડનારો મજુરડો જ હતો. એટી જેવો વિખ્યાત ન-ખાપો પૂત્ર છાપખાનામાં રોજે મજુરી કરતો હતો. સર ટોમસ લૉરેન્સ પ્રારંભમાં તો, "મા-દીકરાં અરધી ભુખે દહાડા કાઢવાની સ્થિતિ" માં હતો. પછી હથિયારખાનું કાઢયું અને છેવટે પોતે પણ સુખ પામ્યો ને ઘરનાં વ્હાલાંઓને પણ સુખ દેખાડયું. હા, હું ત્હને દિલાસો દઉં છું તેટલો જ વાર ત્હને ઠીક લાગે છે, પણ દિલાસા દેનારાંને દુઃખ દેખવાનો જ્યારે પ્રસંગ આવે છે ત્યારે તેમને પણ તાજા ઘા ચચડતા હોવાથી, જે મોઢું નસિયતો બોલતું હોય છે તે જ મોઢું ભેંકડા તાણવા માંડે છે. સારૂં સારૂં બોલતાં તો પોપટને ને કોયલને કે કાગડાને પણ આવડે છે, પણ તે પ્રમાણે અમલ કરે તેની નવાઇ છે. "બોલ બચ્ચા શૂકડા! અચરે અચરે રામ-રામ" તો કહેશે કે; "રામ-રામ; રામ-રામ; જીવતા રહો!" એમાં દહાડો શું વળ્યો? વિધવા થઇએ કે રાંડેલાં થઇએ ત્યારે બધાં કહે છે તો ખરાં કે; "ધીરજ રાખો; સબુરી પકડો, હિમ્મત ધરો, ખુદાના હુકમને તાબે થાવ!" પણ ગચકાયલું મનીખ પેટની વરાળ બહાર નહીં કાઢે તો ગુંગળાઇ જાય. પૈસો મૂકવાની જગો મળે, પણ દુઃખની વાતો રડવાની જગો કયાં મળે છે? એટલા સારૂ તો પાયદસ્ત ઉઠમણાંનાં પાંથરણાં ગોઠવેલાં છે. માટે હે મ્હારી દુઃખી બ્હેન! ઉદાર ને ઉમરાવ દિલ રાખવા માંડ, જીવ ઠેરવ, અને રંડાપા ને રંડાપાના જ વિચાર નહીં કર. સબુરીવાળા ઉદાર માણસને સઘળું પાછું આવી મળશે. ત્હારી માયામાં કાચપ છે. કાયામાં કાચપ છે. નસીબમાં કાચપ છે. સારાંમાં કાચપ છે તેમ માઠાંમાં પણ કાચપ છે. ઘણીવાર સારૂં ધારીને એક કામ કીધું, તેનો ઉપયોગ અશુભ અને માઠું પરિણામ લાવવામાં જ થાય છે. માઠાંમાંથી સારૂં ને સારાંમાંથી માઠું નિપજાવવાનો તો કુદરતનો કાયદો જ છે. નવી નવી શોધો થાય ત્યારે આપણે ખુશી થઇએ છિયે; એમ ધારીને કે, સંસાર વહેવારમાં સવળતા ને સગવડ થઇ. મારકોનીએ તારનાં દોરડાં વગર, સંદેશા પહોંચાડવાની સગવડ કરી આપી ત્યારે ઇનિશાનનાં સુખોનું એક મ્હોટું સાધન મળ્યું એમ જ જાણીને આપણે મળકાયાં હતાં, પરન્તુ કુઝર એમડનેે આપણને બતાવી આપ્યું, કે એ જ શોધથી હિંદુસ્થાનમાં કરોડો રૂપિયાની માલ મીલકત, દજનોબંધ સ્ટીમરો, અને સંખ્યાબંધ જાનોની ખુવારી થઈ. નવી નવી જાતની ટોપો, સબમરીનો, ડુડનોટો, બંદુકો, એરોપ્લેનો અને ગેસની શોધોએ દુન્યાની જેટલી ખરાબી કરી છે, તેટલી તે શોધો આગમચ થઇ નો'તી. માટે હે બ્હેન, સારાંમાંથી ઘણી વેળાએ પરિણામ માઠું નિપજે છે, અને માઠાંમાંથી ઘણું સારૂં પરિણામ પણ આવે છે. માટે કહેરની મારેલી ને દુઃખથી હારેલી તું ખુદા પાકને નહીં નિંદવા બેસ. તેના જેવો

સમજદાર બીજો કોણ છે? તેના શિવાય આપણી રોજી રજક ને જીંદગી ટકાવનાર કોણ છે? દેડકાઓએ પોતાનો વડો પોતાનામાં જ જેમ ઉભો કર્યો, લશકરના સિપાઇઓએ પોતાનો સરદાર પોતાનાં જેવાં એક આદમીને જ ઉભો કર્યો, તેમ જીવાત્માએ પોતાના સંકલ્પથી પોતાનો વડો સરદાર અને રાહબર પરમાત્માને જ ગણી કાઢયો, તો પછી તે સરદારની ઇચ્છા પ્રમાણે જ જે તે તાબેદારે વર્તન રાખવું સજાવાર છે. ઉસ્તવદ ગાથામાં આપણને એટલા માટે જ બોધ દીધો છે કે:

તત થ્વા પેરેસા એરેશ–મોઇ વઓચા અહુરા;
કસ્ના દૅરેતા ઝાંમ્ચા અદ્દે નબાઓસ્ચા અવપસ્તોઇશ?
કે અપો ઉર્વરાઓસ્ચા? કે વાતાઇ દ્વાન્મઇબ્યસ્ચા;
યઓગેત આસુ? કસ્ના વંઘહેઉશ મઝદા દાંમિશ મનંઘહો?

હે પ્યારા અહુરા! તું મ્હારો એટલો વ્હેમ દૂર કર, કે ત્હારા શિવાય આ આકાશને અને આ ધરતીને નીચે ગબડી પડતાં કોણે બચાવીને ટકાવી રાખ્યાં છે? પાણી તથા ઝાડપાનો ત્હારા શિવાય કોણે ઉત્પન્ન કર્યાં? આ પુંકાડા મારતા વાયુને અને ઝડપ ઝડપમાં પસાર થઇ જતાં આ વાદળાંઓને ત્હારા વગર બીજા કોણે એટલી બધી શક્તિ આપી? હે ખુદા! ત્હારા વિના બીજો ભલાં મનવાળો, અક્કલથી તોલ કરનારો અને હમોને પેદાનો કરનારો પણ કોણ છે? જવાબઃ–કોઇ જ નહીં. હે બ્હેન! ખુદા જ સર્વનો માલીક ને રક્ષક છે. યુનાની હકીમ જાલીનુશ જેવો ખબરદાર વૈદ તો કોઇ થયો નથી, જેણે દુઃખ દર્દો દફે કરવાના ઇલાજોનાં મ્હોટાં મ્હોટાં ૪૦૦ પુસ્તકો બનાવ્યાં હતાં, પરન્તુ જ્યારે પોતે જ રંડાયો ત્યારે તે પોતાની મરતી ઓરતને બચાવી કેમ ન શકયો? ડયુક ઓફ બરગન્ડી જેવા સુરબ્બીના મડદાંને જોઇને આર્ચબિશપ ફ્રેનેલન બોલ્યો હતો કે:–"પેલો મ્હારો પ્યારો પ્રિન્સ ભોંયે પડયો છે, જેના તરફની મ્હારી માયા અને પ્રીતિ મા–બાપ અને બચ્ચાંના જેવી છે, અને આ સંસારની મ્હારી સર્વ મોજ અને મ્હારો સઘળો આનંદ એની સાથે જ જોકે મરણ પામે છે, તો પણ એક તૃણ માત્ર હલાવ્યાથી જો એને પાછો જીવતો કરી શકાતો હોય તોયે પ્રભુની મરજીની વિરૂધ્ધ જઇને, આ જેવી દશ હજાર દુનિયાંનો બદલો મ્હને કાં નહીં આપવામાં આવે તોયે હું એટલું એક તણખલું પણ ફેરવવાની કોશીશ કદીએ કરૂં નહીં. ગમે એવું મ્હને દુઃખ થાય છે છતાં પ્રભુની ઇચ્છાની ઉપરવાળો હું કદી પણ થઇ શકું નહીં."

"મુરબ્બી! તમે મ્હને ગમે એવા ફેરવી ફેરવીને દિલાસાના ઘણાયે દાખલા આપ્યા;" રૂતાં રડતે રડતે છેવટે કહી ચુકી; "પણ મ્હારાં ચિરાયેલાં જીગરને જરાએ ટાઢક પડી નથી. હું કપટી હૈયાંની હોવાથી મ્હને દુઃખનો લાગેલો ડાઘ મટતો જ

નથી. હે દિલાસા દેનારા મુરબ્બી ! આપ મ્હારે ત્યાં પધાર્યા તો તમારે સારૂ હું મ્હારા શરો ચશમથી મ્હારાં દિલનું બિછાનું બિછાવી ચૂકી છું, પણ પેલી બીબી કહે છે તેમ, તમે મ્હને મલમ તે કિયા કિયા જખમ ઉપર લગાડશો, ને શું શું સમજાવશો ?

નાસેહા તસરીફ લાયે દીદ ઓ દીલ ફરશરા;
પર કોઈ ઈતના તો સમજાવે કે સમજાવેંગે કયા ?

## ૩૨ મું દુ:ખ નિવારણ.

### ખુદા દિલાસો દે છે, ફિરેસ્તાઓની મારફતે.

"Affection is the savage beast,
Which always us annoyeth;
And never lets us live in rest,
But still our good destroyeth."

BRANDON.



યા મમતા, પ્રેમ અને પ્રીતિ એ એક એવું ક્રૂર અને નિર્દય જંગલી જનાવર છે, જે જોકે નિરંતર આપણને સંતાપીને ત્રાસ આપે છે, અને આપણને શાંતિથી ઠરીને જંપવા દેતું નથી, તો પણ આપણા સદ્ગુણો અને ભલાઇ તેનો નાશ કર્યા વગર રહેશે નહીં.

દુ:ખ્યારી બ્હેનો ! તમે તમારા ધણી ગુમાવ્યાથી બધા સ્વાર્થ કદાપિ છોડી બેસીને એકાંત ખૂણે પડી પણ રહી શકશો. પરંતુ પ્રીતિનો સ્વાર્થ અને માયાનો પાસ તમે ત્યજી શકશો નહીં; જેથી તમારામાં સબુરી અને સંતોષ નહીં આવી શકશે, અને તમે દુ:ખી જ થયાં કરશો. ગયોમર્દ જે હઝરત એદરીશના ઉપ નામે ઓળખાતો હતો, તેણે આ પાસથી છુટવાને સારૂ ૩ વસ્તુઓ પોતાની નજર આગળ હમેશાં રાખી મુકી હતી. (૧) પોતાની આંગળીમાં હમેશાં તે એક વિંટી પહેરતો હતો, તે ઉપર એવો લેખ કોતરેલો હતો કે;—**"સબુરી એ જ મ્હારૂં યકીન છે."** (૨) જયારે તે જશન કરતો ત્યારે બીજી વિંટી પહેરતો, જેના ઉપર એવી નકશી કોતરેલી હતી કે; **"જશનની ખુશનુદી ભલાં કામો અમલમાં મુકવાથી જ મળે છે."** (૩) તે હમેશાં એક કમરબંધ બાંધતો હતો; તે ઉપર એવો નકશ કરેલો હતો કે; **"મોત ઉપર ચાલુ નજર રાખી તેની યાદ તાજી રાખવી, તેમાં જ જીવની અને શરીરની સલામતી છે."** બ્હેનો ! મૃત્યુ જેવા

દુઃખના પહાડના શિખર ઉપર તમે કષ્ટ વેઠી ચુકયાં છો, પછી તમને હવે ભય રહ્યો જ શેનો ! ઉંચે જેમ જેમ માણસ ચઢે છે, સુખની ટોચે ચઢી રહે છે, તેને જ ચઢયા પછી પડવાનો ભય રહે છે. સુખના શિખરે ચઢી ચુકેલી અબળા જો કર્મ સંજોગે હેઠળ ગબડી પડે તો તેનાં દુઃખ, ગમ, અને કષ્ટનો પાર જ રહેતો નથી. જે સદાનું જ ગબડીને ભોંયે પડયું છે તેને તો પડવાનું રહેતું જ નથી. જેમ પડવાના ભયથી કેટલાંક લોકો ઉંચે ચઢવાની ભાંજગડમાં પડતાં જ નથી, તેમ રંડાવાની દેહશતે કેટલીક સ્ત્રીઓ પરણતી જ નથી, અને કુંવારાપણું ભોગવે છે. કુંવારીને રંડાવાનો ભય કેવો ? પણ યાદ રાખવું જોઇએ કે, આ જગતમાં જે જન્મ્યું છે તેના પ્રારબ્ધમાં દુઃખ કે જોખમ, ભય કે કમનસીબી, રોગ શરીરનો કે તંગી પૈસાની થોડે ઘણે અંશે તો હોવાની જ છે. દરેક જીવ પોત પોતાનાં ભલાં ભૂંડાં કર્મને અનુસરીને સારાં નરસાં ફળ ભોગવે જ ભોગવે. પૂર્વ જન્મમાં જેવું કર્મ કર્યું તેવું ફળ આ જન્મમાં ભોગવ્યે જ છુટકો. એમાં પરમેશ્વર શું કરે ? આપણ માણસો જ તે માલિકનાં સારાં કે માઠાં મદદગાર થઇને દુન્યાને ઘિકાવીને સુખ દુઃખ વહેંચી લઇએ છીએ. ત્યારે કસોટી ઉપર ચઢેલાં દુઃખ અને કમબખ્તીનાં બચ્ચાંઓ ! તમારાં મનને ધૈર્ય અને હિમ્મતના ટેકાથી મજબુત કરતાં શિખો. એક બે દુઃખે અકળાઇ નહીં જશો, હજી એ તો પાસેરામાં પહેલી પુણી છે. એક બે ડુબકી જો એક તારાએ સમુદ્રમાં મારી જોઇ, ને મોતી હાથમાં ન આવ્યાં તેથી તે જો આમ જ માની બેસે, કે સમુદ્રમાં મોતી કાંઇ પાકતાં જ નથી, તો જેમ તેની મૂર્ખતા કહેવાશે, તેમ રંડાપો આવ્યો એટલે હવે દુનિયામાં કેઈ સુખ છે જ નહીં, એમ માની બેસવું એ એક વિધુરા માટે મૂર્ખાઇ જ કહેવાશે. સુખના માર્ગો અને રાહતના ઉપાયો ઘણા ઘણા પડેલા છે. ડુબકી મારનારો જો ફરી ફરીને મોતી મેળવવાની કોશીશ કરશે તો તે જરૂર ફતેહ પામશે. સમુદ્ર કાંઇ વાંઝયો નથી. સંસાર કાંઇ રાંડેલો નથી કે વિધવાને માટે સુખનાં બધાં જ દ્વાર તે બંધ કરી બેઠો હોય.

જર્મનીના એક રંડાયલા પુરૂષે ઉપલા નિયમને અનુસરીને એક પછી એક ૧૧ બાયડીઓ પરણીને સંસાર સુખની શોધમાં ચાલુ ડુબકીઓ માર્યા જ કીધી હતી. તેની પ્રથમની ૩ સ્ત્રીઓ યુવાવસ્થામાં એક પછી એક મરણ પામી ત્યારે અટુલી જીંદગી નહીં ગુજારવાના ઉદ્દેશથી ૪ થી ૫ મી એમ પાછો બે બાયડીને પરણ્યો, પણ તે બન્ને ડુબીને મરણ પામી. આથી તેણે સંસાર સાગરમાં ૬ ઠી, ૭ મી, અને ૮ મી વાર ડુબકી મારી જોઇ, પરંતુ તે ત્રણેવ સ્ત્રીઓ પણ પાછી થઇ. કિસ્મત કરે તે કોઇ નહીં કરે. એકે આપઘાત કીધો, અને બીજી ત્રણ કુદ્રતી મોતે પણ મરણ જ પામી. ૧૦ મી સ્ત્રીને ગોધાએ શિંગડું મારવાથી મરી ગઈ, તોપણ નસીબની સામે તેણે વધુ એક ટક્કર મારી જોઈ. હિમ્મત લડાવીને ૧૧ મીને પરણ્યો. જો કે રેલ્વે નીચે તેણીનો પગ કચડાઇ ગયાથી કાપી નાખવો પડયો, તોપણ તે જર્મન બહાદુરે દુઃખને

દુઃખ ના ગણ્યું. જ્યારે મનુષ્યને ધૈર્યની દ્રષ્ટિએ હિમ્મત આવી જાય છે ત્યારે ત્યાગ કે કષ્ટ, સંતાપ કે રોગ, આફત કે મૃત્યુ તેની પાસે આવી શકતાં જ નથી; ને આવે છે તો તે વીર પુરૂષ એ સઘળાંને વધાવી લે છે. જેણે પોતાના આત્માનું સ્વરૂપ પિછાન્યું છે તે શું નથી કરી શકતો? પિથાગોરસ જેવા ફિલગુરૂ અભ્યાસ વડે જાણી લીધું, કે દેહ પડયા પછી આત્મા કાંઈ ફના થતો નથી, ત્યાર બાદ તે કોઈને પણ મરતું દેખીને જુઠાઈએ પણ એક આંસુ પાડતો ન હતો. મરણ વેળાએ જ્યારે કોઈ ગુનાનીને માહત્વમ કરતો તે દેખતો ત્યારે પોતે હસીને કહેતો કે; **"દેશમાં એક આંધળો વધ્યો, કેમકે જેનો નાશ થએલો તે જુએ છે તે તો જીવતો છે!"** મોત એ લાંબી ઉંઘ શિવાય બીજું શું છે? મોતની ઉપાધિનું મૂળ માત્ર માણસનું અજ્ઞાનપણું છે. કવિ **બાયરને** મોતને સમજવાને બહુ બહુ પ્રયાસ કર્યો, અને છેવટે તેને એવું જ માલુમ પડયું કે; **"હું"** (એટલે આત્મા) અમર છું, અને **"તે"** (શરીર) નાશવંત છે; જેથી મરતી વખતે તે શાંતિથી છેલ્લા શબ્દો બોલ્યો; **"હું હવે ઉંઘી જઈશ. મ્હારે હવે ઉંઘવું જ જોઈએ."**

કુંવારીને કુંવારી રહી જવાનો ભય. પરણેલીને રંડાવાનો ભય. રંડાયલીને નિર્વાહનો ભય. કુમતિને કમબખ્તીનો ભય. ભય શેમાં નથી? જે ભય તુચ્છ લાગે તેની સામે થવામાં કશો જોખમ જણાતો નથી. આવવા પહેલાં જ ભય ભયભિત લાગે છે, આવી ગયા પછી તે એટલો ભયાનક લાગતો નથી. જે ભયને હિમ્મત ધિક્કારે છે તે ભય લોંકડી મીસાલે છે, ને જે ભયને હિચકારાપણું પંપાળે છે તે ભય વાઘનું સ્વરૂપ લઈને આવે છે. મી૦ **ત્રિવેદીએ** જાત અનુભવનો બનેલો બનાવ કહ્યો છે કે; ટ્રેનીંગ કોલેજના મકાનમાં હું રહેતો હતો ત્યારે સામેના પ્રાર્થના સમાજના મંદિરની પાછળ રહેતા ઘાંચીનું ખૂન થયું, અને ખૂનીઓ તેનું દ્રવ્ય લુંટીને ગભરાયલા ગભરાયલા નાશી જતા હતા. એક ખૂનીને મંદિરની પગથિ ઉપરથી દોડી જતો કોલેજના એક પગીએ દીઠાથી તેની પૂંઠે દોડી તેને ટોકયો, પણ તે રોકેલો ન રોકાવાથી પગીએ તેના પગ પર ડાંગ મારતાં જ તે તૂટી પડયો, અને પકડાયો. વળી તેની સાથેના બીજા બે ખૂનીઓ પણ પકડાયા. જ્યાં સૂધી પગીએ તેમને સાધારણ ચોર જાણ્યા ત્યાં સૂધી તો તેને લગારે ભય કે ડર ન લાગ્યો, પણ જ્યારે તેને જણાયું કે, જેમને તેણે અડપાટયા ને પકડયા હતા તે તો **કાબુલીઓ** હતા, ત્યારે પગીના તુર્ત જ હાંજા ગગડી ગયા. તેણે જો પ્રથમથી જાણ્યું હોત, કે પેલા તો **કાબુલી** છે, તો તેમની પૂંઠે દોડવાની હામ તે કદી પણ ભિડતે નહીં; એટલું જ નહીં, પણ જ્યારથી તેણે લોંકડી ધારેલા માણસને વાઘના સ્વરૂપનો જાણ્યો ત્યારથી તેને તાવ ચઢવા માંડયો, રાત્રે ઝબકી ઝબકીને બીહ ઉઠવા લાગ્યો, અને કેટલેક દિવસે કાબુલીની ધાસ્તીથી જ મરણ પણ પામ્યો. એટલા માટે બ્હેનો, હિમ્મત હારશો તો ભવ હારશો. હિમ્મત રાખીને જે પડયું તે ઉપાડો. રેતીના રણમાં કષ્ટ

ખેંચીને ભાર વહેવા સાથે જે ઉંટ ગરમી ને તાપનો પરિતાપ સેવે છે, ભૂખ અને તરસે અધમૂવું થવા છતાં બેશુદ્ધ થઇને જેમ ફેંસલાઈ પડતું નથી પણ હિમ્મતથી મજુરી કરે છે, તેમ માનવી થયાં માટે તમોએ દરેક સંકટ સહન કરી ટકાવ કરતાં શિખવું જોઇએ. આમ જ વિચારવું, કે માથે ખુદા ધણી છે તો બધું હાજર જ છે.

ગર અઝ નીસ્તી દીગરી શુદ હલાક;
મરા હસ્ત, બતરા ઝે તુફાં ચે બાક?

બીજી બાઇઓ પોતાની પાસે કાંઈ રહ્યું નથી, માથે વાંસે કોઈ રહ્યું નહીં, એવાં રોડણાં રડીને ભલે દુઃખી થાય, પણ મ્હારી સોડે તો બધુંએ છે, સંતોષ ને સબુરી છે તો સૌ કાંઇ છે. રેલ ચઢી આવો કે તોફાન થઇ આવો, પણ તેની ધાસ્તી બતકને શેની હોય?

## ૩૩ મું દુઃખ નિવારણ.



### શોકાતુર વિધવા! ત્હારા ધણીનું ખુન ત્હારી ગરદન ઉપર.

ગરીબીમાંથી ઉછરેલી ઉત્તમ ગાનારી હેલન સ્ટ્રીનગેલ છડી છતાં એવી તો સુખી જીંદગી ગાળતી હતી, કે એક ખાવીંદવાળી ઓરત પણ કદાચ જ તેની બરોબરનો વૈભવ ગુજારી શકે. આખે શરીરે તેણી હીરા મોતીથી જ શણગારેલી ફરતી. તેનાં ગાયન ઉપર લોકો દીવાના બની તેને એકવાર જાણે પુજતાં જ હતાં. આવી એક તવંગર છડી સ્ત્રી ઉપર જ્યારે દુઃખનાં વાદળ ગગડવાનું શરૂ થયું ત્યારે ધીર જ રાખી ભૂખમરો પણ શાંતિથી વેઠવા લાગી. કયાં ગયાં તે હીરા મોતીનાં હારડાં? આ સ્થિતિમાં પણ તેણી સબુરી રાખી જીંદગી નિભાવીને ટકી, અને છેવટે વ્યાધિને લીધે તેણીને વિયેનાની એક હોસ્પીટલમાં લાચાર બેચાર દર્દી લેખે પડવું પડયું તો ત્યાં પણ તેણી ખુશાલ જીવે રહી શકી; કેમકે તેણીએ ગાયન જેવો આશીર્વાદ પામેલો હુન્નર સંપાદન કરેલો હતો. લાખો રૂપિયાની દોલત ઘસડાઇ જવા છતાં તે કોઈના પાસે બળાપો કરતી જણાઇ નથી. પાછલા દહાડા ઉપર પાંઉનો એક ટુકડો પણ ખરીદીને ખાવાને તેણી શક્તીવાન ન હતી. નહીં માથે ધણીનું છત્ર, નહીં પેટે પુત્ર, અને તે છતાં તેણી દુઃખના સંજોગોને સુખના બનાવોમાં ફેરવી શકી. હોસ્પીટલમાં જ છેવટે મરણ પામી, અને લોકને પૈસે તેણીને દફનાવવામાં આવી. તેણીની કબર ઉપર માર્મિક લેખ એટલો જ લખાયો કે; "Here lies–" એટલે હ્યાં તેણી પડી છે–" કોણ?

કહો કે કોઈ જ નહીં. હે વ્હેનો, તમે પણ સુખના દહાડાને પણ અનુકૂળ કરી જાણો, ને દુઃખના દહાડાને પણ બંધબેસતાં થઇ જાણો. આપણે આપણો જ આત્મા કોણ છે તે જાણતાં નથી, ચૈતન્ય રૂપ આત્મા આ શરીર સાથે શો સંબંધ ધરાવે છે તે વિષે આપણી અજ્ઞાનતાથી અને અંદરના આત્માનાં ઉચ્ચ સુખો પ્રાપ્ત કરવાને ઠેકાણે આપણે સુખની શોધ માટે બહાર ફાંફાં માર્યે છીએ તેથી જ બધાં સાંકટ સંકટો, આફત વિપત્ત, અને શોક સંતાપ થયાં કરે છે. બાઇઓ! જ્યારે તમે તે અવર્ણ્ય આત્માનું જ્ઞાન મેળવશો ત્યારે તમને પણ શોકાતુર કે ગમખાર ને ગમગીન રહેવું હસવા સરખું લાગશે. એક ઉચ્ચ કોટિનો જીવ નસીબનાં નખરાં-બાજ કીનાને હસી કાઢે છે. એવા જીવને ઉદાસી કે નિરાશા નાઉમેદી જેવું જણાતું નથી. ઉપલી ગાનારીને બધુંએ ગુમાવ્યા છતાં દુઃખ શાથી લાગ્યું નહીં? તેણી પૂરી વાકેફગાર હતી, કે જે જવાનું છે તે હર વ્હાને જવાનું જ છે, ને જે રહેવાનું તે કેમે કરતાંએ ચાલ્યું જવાનું નથી. એક ગીરાશીઆએ કપાસ વેચીને રૂા. ૧૮૦૦ ની પુંજી જેમ તેમ ભેગી કીધી હતી, અને તેની નોટ વટાવીને જ્યારે પોરબંદર ગયો ત્યારે ઘણી જ ઘણી જ સાવચેતીથી તે નોટો પોતાના ભાટાં સાથે બાંધીને ઉંટ ઉપર સ્વાર થઈને ગયો. ઝાડ ઉપર નાસ્તાનું ફાળિયું બાંધી ત્યાં જ ઉંટને પણ બાંધી પાણી લેવા ગયો, એટલામાં તે ઉંટ લાંબી ડોક કરી નાસ્તો પણ ખાઈ ગયું ને તેની સાથે પેલી ૧૮૦૦ ની નોટો પણ ચાવીને ગળી ગયું! ગીરાશીઆએ આવીને તે જ્યારે દીઠું ત્યારે તેણે પહેલાં તો પોક મૂકીને રડી દીધું, પણ પાછળથી તેને વિચાર આવ્યો કે, એમાંથી પણ ઇશ્વરે મ્હારૂં કાંઈ કલ્યાણ કરવા ધાર્યું હશે તો જ ઉંટ સ્વરૂપે પોતે મ્હારી પુંજી હજમ કરી આપ પ્રસન્ન થયા હશે! આ ઉપરથી જણાશે કે, માણસનું સુખ કાંઈ પ્રારબ્ધની પ્રસન્નતા ઉપર અવલંબીને રહેલું નથી; જેથી પ્રારબ્ધના રૂઠવા ઉપરથી તે ગરાશીઓ ડરી જઇને નિરાશામાં ડુબ્યો નથી.

सुखं दुःखं हि पुरुषः पर्याय येणो पसेवते ।
सुखमा पतितं सेवेतं दुःखमा पतितं वहेत् ॥

દરેક માણસ વારા ફરતી સુખ પછી દુઃખ ને દુઃખ પછી સુખ ભોગવતું જ રહે છે; બારે દહાડા એક સરખું ચાલુ દુઃખે ભોગવાતું નથી, તેમ ચાલુ સુખે ભોગ-વાતું નથી; માટે સુખ આવે ત્યારે સુખનો બરાબર ભોગ ભોગવી લેવો, અને દુઃખ આવે ત્યારે તે પણ સહન કરી લેવું. એમ કર્યે ત્યારે જ માણસ. જ્યારથી ભર્તૃહરી રાજા વૈરાગી થઈને પોતાની ગાદી છોડીને વનમાં ગયા ત્યાર પછી તેમના રાજ્યાસન ઉપર જે કોઇ રાજાનો રાજ્યાભિષેક થતો તે રાજાને વૈતાળ (ભૂત) આવીને ખાઇ જતો હતો. જ્યારે સંવત શકના સ્થાપક ઉજ્જનના રાજા વિક્રમને આ વાતની ખબર પડી ત્યારે વેષ બદલીને તેણે પ્રધાનજી પાસે આવીને કહ્યું કે; "જો ત્હમે આ ગાદી ઉપર મ્હને બેસાડશો તો હું સુખએ રાજ્ય ચલાવીશ!" પ્રધાને કબુલ કરવાથી

**વિક્રમે** રાજગાદી ઉપર બેસી રાત સુધી કામ ચલાવ્યું. રાત્રિયે સુવા જતી વખતે સુવાના ઓરડામાં પુષ્કળ ખોરાક પાણી ભરાવી રાખી હાથમાં નાગી શમશેર લઇ તે જાગતો જ બેઠો. મધરાતે પેલો **વૈતાળ** " ખાઉં–ખાઉં " કરતો જેવો આવી ઉભો, તેવો જ **વિક્રમ હિમ્મતથી** બોલ્યો; "આ જેટલો જોઇએ એટલો ખોરાક તૈયાર **છે.** આ પીવાને જળ પણ હાજર **છે,** તું એ સર્વ ખાઇ પીને પછી મ્હને ખા!" **વૈતાળનું** પેટ આટલા જ ખોરાકથી ભરાઇ ગયાથી તે પેટ પસવારતો ચાલ્યો જ ગયો. દરરોજ આ ક્રમ **વિક્રમે** ચાલુ રાખ્યો. ઘણે વખતે એક રાત્રિએ **વિક્રમે વૈતાળને** કહ્યું: "મ્હારા આવરદામાંથી તું પાંચ વરસ કમી કરતો જા!" વૈતાળ કહે; "એ કાંઇ મ્હારા કે પ્રભુ શિવાય બીજા કોઇના પણ હાથમાં નથી!" બીજે દિવસે રાજાએ ઓરડામાં ખોરાક પાણી કશુંએ રખાવ્યું નહીં. વૈતાળ આવ્યો અને ક્રોધ કરીને રાજાને " ખાઉં–ખાઉં " કહીને જ્યારે દમ ભરાવવા લાગ્યો ત્યારે રાજા કહે:–ત્હારાથી મ્હારાં આયુષ વત્તાં ઓછાં થતાં જ નથી ત્યારે તું મ્હને ક–તખતે મારી તે કેમ નાંખી શકશે? તું તો હવે મ્હને માત્ર **માયા** જણાય છે. તું ખોટો **યોગમાયાનો** પ્રપંચ **છે.** ત્હારી ઇંદ્રજાળથી હું કાંઇ હવે ભૂલાવો ખાઇશ નહીં; ત્હને હવે અન્ન પાણી **પણ** ખવરાવવાની જરૂર શી? આવી જા; મ્હારી સામે લડાઇ લડ, યુદ્ધ કર, મેં ત્હારા માલીકને જ સાધ્યો છે તો ત્હારાથી કશું થવાનું જ નથી!" વૈતાળે **વિક્રમ** ઉપર પ્રસન્ન થઇ ઉત્તર વાળ્યો:–"ત્હારી ધીરજને ધન્ય છે. ત્હારી સબુરીને ધન્ય છે. ત્હારી **હિમ્મતને** ધન્ય **છે.** ત્હારી હીકમતને ધન્ય છે. હું ત્હારા ઉપર પ્રસન્ન **થયો** છું માટે કાંઇ વરદાન માંગ!" "વૈતાળ થઇને આવ, કે ભૂત થઇને આવ, હું તો ત્હને મિથ્યા **માયા** જ લેખું છું; પણ જો ત્હારામાં કાંઈ પણ શક્તિ જ હોય તો હું વરદાન માંગું છું કે, હું જ્યારે પણ ત્હને યાદ કરૂં ત્યારે જ ત્હારે મ્હારી સોડે આવવું." આમ કહ્યા પછી **વિક્રમે પરાક્રમથી, ન્યાયથી,** અને વિદ્યા પ્રસન્ન રહીને સુખે રાજ્ય ચલાવવા માંડ્યું, અને પોતાની રાજસભામાં જે નવ પંડિતો **ધન્વંતરિ, ક્ષપણક,** અમરસિંહ, **શંકુ, વૈતાળભટ્ટ, ઘટકર્પર, કાળીદાસ, વરાહમિહર,** અને **વરરૂચિને** રાખ્યા હતા, **તે** નવે રત્ન પાસે પ્રતિજ્ઞા કરાવી કે; **માયાને** સેવી **માયાનાં** સુખ દુઃખોને ન સ્વીકારતાં **માયાના** પતિ જે **પ્રભુ ભગવાન** છે તેમના ઉપર જ વિશ્વાસ રાખીને **તમોએ** રાજકારભાર ચલાવવો."

લ્યો, વળી આ નવી રડતી તુરત આપણાં મંડળમાં આવે છે. **કેમ જાઈજી!** તમે પણ આખરે સાધ્વી થયાં ખરાં. "હે બુઝર્ગજી! હું સાધ્વી શા **માટે**? **હું** તો ડાકણ ઠરી. એક મહિનો જ પરણ્યાને થયો ને લગ્નની વારોવારને દહાડે જ મ્હારો જીવજાન ખાવીંદ **શીયાવક્ષા,** નહીં વાતમાં નહીં ચિત્તમાં ને એકાએક હૃદય બંધ પડવાથી બેહેસ્તી થયો. તે મરતાં જ **નથી સર્યું,** પણ સાસુ સસરા ને નણંદ સૌ મ્હને પિંખી ખાય છે, જરાએ ટકવા દેતાં નથી. બસ કેહેચ કેહેચ ને એમ જ

કેહેચ, કે તું રાંડ ડાકણે મ્હારા **શીયાવક્ષને** તો ખાધો. તું અવર પગલેની આવતી મરે; તેં હમારૂં ખાનુ ખરાબ કીધું. ચુડેલ, ત્હારૂં નેહેશ પગલું હમારા ઘરમાં ના ઘાલ! આવી આવી મ્હારા ઉપર જફાકારી વિતવાથી પિયરમાં ગઇ તો ત્યાં પણ કોઈ જીવ ઠારવવાવાળું મળે નહીં, જેથી તમો મુરબ્બીનાં મંડળમાં હું પણ દિલાસો મેળવવા આવી છું."

વિધવાઓના ઘણાં કષ્ટોમાં આ કષ્ટ મ્હોટું છે. એક તો ધણી ચાલ્યા જાય, અને કુટુંબીજનોના ઘાસા ખમી કુવચનો સાંભળવાં પડે. વિધવા થઇ તે સાધ્વી જ થઈ, એમ જો સગાં સહોદર સમજતાં થાય તો વિધવાનાં અર્ધાં દુઃખોનું નિવારણ થાય. શાસ્ત્રમાં કહ્યું છે કે:

**वर्षत्स्नेहसुधामृता शुभदशा कौटुम्बिकैः सज्जनैः ।**
**सम्प्रेक्ष्या विधवा विशुद्ध चरिता मान्याश्च साध्वीसमाः ॥**
**आसां स्यात्कुपितं मनो न हि पुनर्विघ्नोपि विद्याजने ।**
**सत्कार्य प्रतिबंधनं च न भवेद्धर्यं तथा ताः प्रति ॥**

સાસરાં તથા પિયરનાં દરેક સગાંઓએ વિધવા તરફ તો કોમળ હૃદયથી તથા મિઠાં વચનોથી તેના ઉપર કૃપાદ્રષ્ટિ રાખવી જોઇએ. તે અનાથ થએલી હોવાથી તેનું પાલન કરવું જોઇએ. પવિત્ર આચરણવાળી વિધવા તો ખરેખર એક સાધ્વી જ છે, એમ સમજીને તેણીને અપમાન આપવાને બદલે માનથી વર્તવું સજાવાર છે. તેણીના મનને કહિયે દુઃખિત ન કરવું- તેણીનાં કાર્યક્રમમાં અંતરાય પાડવો ન જ જોઇએ. જનસેવા કરી ધર્મ કર્મ કરવા પાછળ તે મંડેલી હોય તેમાં ખલલ ન પડે એવું વર્તન રાખવાની કુટુંબી જનોની પવિત્ર ફરજ છે. **બાઈજી!** જેમ કુંવારીને રંડાપો નથી, જેમ કુમારગરો* ઉતારેલી સ્ત્રીને વૈધવ્યનું દુઃખ લાગતું નથી, તેમ પરણીને તુર્ત રંડાયલીને રંડાપાનું દુઃખ લાગવું તો ન જ જોઇએ. ખેર. સંતાપ કીધાથી જે બની ગયું તે નહીં બનવાનું એમ નથી જ થવાનું. સબર રાખો. આપણાં પૂર્વેનાં કર્મોનું કરજ વાળી આપવા માટે કષ્ટો ખેંચવા પડે છે. **મનને** વારંવાર દુઃખના ચમટા અમળાયાથી જેટલા ભાર દુઃખ આપણે સામટું ભોગવ્યે, તેટલાં વજનનું પાપ એકદમ મોટા જથ્થામાં કપાય છે.

* આગલા જમાનાઓમાં, આંધળી, અપંગ, કે ખોડિયેલ સ્ત્રીનો કુમારગરો ઉતારવાનો ચાલ હતો. એક સ્ત્રી કુંવારી અવસ્થામાં મરણ પામે એ અશુભ ગણાતુ હતુ; જેથી એક બ્હેન જો પરણી જાય તો તેણી પોતાના ધણીને સમજાવીને પોતાની અપંગ બ્હેન સાથે પણ પોતાના વર જોડે લગ્ન કરાવતી હતી. પછિયેત બાયડી જેવા હકકો તે બીજી બાયડી ભોગવતી ન હતી, તોપણ તેણીને પરણેલી છે એવો સંતોષ રહેતો. નવસારીના દેશાઈ કુટુંબમાં પણ એવા દાખલા બનેલા છે. દેશાઈજી ખુરશેદજી રૂશતમજીની બે બાઇડીઓ મોતીબાઇ અને રતનબાઈ બેઉ બ્હેનો હતી, જેમાં એક કુમારગરો ઉતારેલી સ્ત્રી હતી. દેશાઈજી ખુરશેદજી રતનજીની પણ બે બાયડીઓ જીવનબાઈ અને કુંવરબાઇ બન્ને બ્હેન બ્હેનો હતી, જેમાં બીજીને કુમારગરો ઉતારવા સારૂ જ પરણાવેલી હતી.

# ૩૪ મું દુઃખ નિવારણ.

### વિધવા અવસ્થા એ એક સ્વપ્ન અવસ્થા છે.



એક રાજાએ દરબારમાં મુનશીઓને પૂછ્યું કેઃ "રાજ અને નરક કહ્યું છે, અને હું રાજા થયો એટલે પાપી જ ઠર્યો. હું મરૂં ત્યારે મ્હારાં બધાં પાપનાં પ્રાયશ્ચિત પૂરાં થઈ જાય એવું મ્હારે શું કરવું વાજબી છે?" મુનશીઓ કાંઇ બોલ્યા નહીં, પણ રાજાનો એક સૌથી પ્યારો હજુરીયો, પોતાના પ્રિય રાજાને મોટામાં મોટું દુઃખ ઉપજે એવી ગાળ આપીને બોલ્યોઃ–"રાજા ! તું કાંઈ રાજવંશી બુંદનો નથી; તું તો ભરવાડની તોખમથી છે !" ભર દરબારમાં આ સૌથી નઠારા શબ્દો બોલાયાથી રાજાને અતિશય પરિતાપ થયો. ભારેમાં ભારે દુઃખ લાગવાથી આકુળ વ્યાકુળ થઇને હુકમ કર્યો કે; "એ બદમાસને છુંદી છુંદીને, એના શરીર ઉપરથી ધીમે ધીમે ચામડી ઉતારી ઉતારીને, જીભના ન્હાના ન્હાના ટુકડા કરીને, રિબાવી રિબાવીને મારી નાંખો!" આ હુકમ આપીને પણ પોતાને લાગેલા ઝટકાની અસરથી તખ્ત ઉપર બેઠો બેઠો જ રાજા રડવા લાગ્યો; "એક ઘડીમાં મ્હારાં **મન**ને એણે જેવી ચોંટ મારી છે તેવી ચોંટ તો મ્હારા આખા જન્મારામાં લાગી નો'તી !" હજુર્યે વાંકા વળી રડમસ થઇને કહ્યું: "રાજા સલામત ! **પચીસ** વર્ષ ગુજારતે પણ જેટલા મણ વજનનું દુઃખ ત્હને ભોગવવાનું નહીં મળત, તે મેં **એક પલકારા**માં ત્હને લગાડયું છે, જેથી ત્હારૂં તો કડક ઉતરી ગયું, ત્હારૂં તો તારણે થયું, પણ હું તો મ્હારા શીર ઉપર **પચાશ** મણ વજનનું દુઃખ વ્હોરી લઇ ત્હારે વાસ્તે હું જ નરકમાં જાઉં છું. મેં ભારે નઠારૂં પાપ કર્મ ત્હારાં કલ્યાણ સારૂ માથે ઉઠાવ્યું, જેની પીડાકારી હું કેટલા કેટલા જન્મો જન્મ ભોગવીશ. મેં ત્હારી અસદ્દગતિ થતી બચાવી. તું જો મ્હારો પ્રાણ લેશે તો બદલો પાછો વળી રહેશે, અને ત્હને નરકમાં જવાની બિતી રહેશે; માટે મ્હને મરાવીશ મા ! ત્હારે પણ મરવું છે; ત્હારાં પાપોનું કરજ ભરપાઇ થાય એટલું બધું દુઃખ ત્હને એક જ દહાડામાં થયું. હવે તું નચિંત રહી સુખે રાજ્ય ચલાવ, અને ત્હારી અજલને તું હરદમ યાદ કરતો રહેજે ! મોત પાછળ ત્હારૂં પ્રાયશ્ચિત ત્હને મુક્તિ જ અપાવશે."

ચે બા રંજ બાશી, ચે બા તાજો તખ્ત ?
બે બાયદત બસ્તન બ ફર્જામ રખ્ત.
અગર ઝાહાની . ચર્ખ બુગ્ઝાશ્તત;
ચુ ગશ્તી કોહન બાઝ નન્વાઝદત.

હે રાજન ! કદાપિ ત્હને દુઃખ્યારો જમાનો પસાર કરવો પડતો હોય, અને કદાપિ તું જ મ્હોટા તાજ અને સુંદર તખ્તનો માલિક પણ કાં ન હોય, તોય છેલ્લે સરવાળે તો આ પૃથ્વિ ઉપરથી ત્હારો સઘળો અસબાબ ત્હને ઉડાવી લઈને જવું પડશે જ. ત્હારૂં તન બદન કદાપિ પોલાદનું બનેલું કાં ન હોય તોય આ ફરતાં આસમાનનું ચક્ર ત્હને એક પળમાં પિસી નાખશે; અને જ્યારે ત્હારી ઉમ્મરની રાત પડશે ત્યારે તે આસમાન ત્હારા ઉપર કાંઈએ દયા દાન કરવાનું નથી. સમુદ્ર કિનારે ખડા ઉભા રહેલા ટટાર ખડકો જેમ દરિયાના મોજાઓની થડાથડ લપડાકો ખાતા છતાં ધમાધમીના ઝપાટા સપાટાથી ડગમગતા નથી, તેમ સંકટના સપાટા ને જંજાળોના ઝપાટા શું નર કે શું નારીઓએ મૂગે મોઢે સહન કરવાથી તે દુઃખો તેમને ગભરાવતાં નથી; બલ્કે તુચ્છ લાગે છે. ઓ બાઇજી ! ત્હને હિણનારાં પ્રત્યે પણ તું જો સહનશીલતા બતાવીશ, જો કટોકટીના ક્રોધ સંજોગોએ તું લોહીનો ગોટ ગળી જઈ સબુરી પકડી તેમને ક્ષમા કરી ઉલટી તું તેમના પ્રત્યે દયાભાવ દાખવીશ, તો છેવટ પસ્તાવો તો તેમને જ થવાનો છે. પેરીકલીસે સબુરી રાખવા માટે, પોતાના ઉપર વિતેલાં વિતંબણા વખતનો દાખલો ધડો લેવા જોગ પૂરો પાડયો છે. ગમે એવી સંકડામણ કે સંકટમાં તે કદી પણ ઉશકેરાઈને હેરાન ન થતો. કદી પણ પોતાને પજવનાર પ્રત્યે ક્રોધાયમાન નો'તો થતો. તે શહેરનો વડો મેજીસ્ટ્રેટ હતો છતાં એક લફંગો વેરી તેને સારો દહાડો બજાર વચ્ચે બેસીને લોકોનાં ટોળાં વચ્ચે નિંદતો, ગાળો આપતો, તેની ઠઠ્ઠા ઉડાવતો, તેની પૂઠે મશકરી કરી ચાળા પાડતો, પણ બંદા પેરીકલીસના પેટમાંનું પાણી જરાયે હાલતું નહીં. એક દહાડે તો તે ભર કોર્ટ આગળ તેના ફેસ્ટા ફાટકા ઉડાવી તેના ફજેતા કરવા લાગ્યો, પણ જાણે કાંઇ જાણતા જ ન હોય તેમ બંદા તો સાંજ સૂધી મુકદમાઓ ચુકવીને જ્યારે પોતાના ઘરે જવા લાગ્યા ત્યારે પૂઠે પૂઠે ચાલીને તે લોફર તેને મ્હોટે મ્હોટે વગોવવા લાગ્યો; ને ગાળો આપી બેઇજ્જતી કરતો ઠેઠ ઠંડાં માટલાં જેવા પેરીકલીસના ઘર સૂધી ગયો. ઘરે આવતાં અંધારૂં ઘણું થએલું જોઇ પોતાના નોકરને બોલાવીને મેજીસ્ટ્રેટ સાહેબે ફરમાવ્યું કે; **"આ ભાઈ બાપડો મ્હારાં પાપો ધોતો ધોતો તકલીફ ઉડાવીને છેક અહિં વેર આવ્યો છે, તેને તું મસાલ સાથે ઘરે પહોંચાડી આવ !"** મસાલચી પેલા લફંગા લોફરની આગળ મસાલ પકડીને જેવો ઉભો રહ્યો તેવો જ તે નાલાયક પુરૂષ આ લાયકીવાળા પુરૂષની આટલી બધી લાયકી જોઇને રડી પડયો, અને વાંકો વળી નમીને અંતઃકરણથી માફી માંગી, નસોસ જીવે પાછો ફર્યો. આ રીતે જમાનાની ગીરદેશમાં સુખે કે દુઃખે સૌને ઘેરેલાં છે જ છે; પણ સબુરી જ તેનો ઉમદા ઉપાય છે.

કહું કયા હાલ ગરદીશકા, ઇસ ગરદીશકે હાથોસેં;
**કોઈ આબાદ હોતા હય, કોઈ બરબાદ હોતા હય.**

જાઇજી ! એકલી તું જ કાંઈ આ અવનિમાં પરણીને તુર્ત રંડાઇ હોય એમ નથી. પરણવા બેઠેલી ઘણી કન્યાઓ રંડાઈ બેઠેલી તું જાણે છે. ઘોડા ઉપર વરઘોડો થતાંની સાથે જ પરણનાર વર મરી ગયા, ને પરણવાવાળી વાટ જોતી બેસી જ રહી છે. માટે તું ત્હારાં કાચાં દુઃખને પકવીને પાકાં નહીં કર. કેટલાંક દુઃખો તો માત્ર દેખવા પૂરતાં જ હોય છે; કેટલાંક દુઃખો ચેતવણી આપવા આવે છે; કેટલાંક સંકટો કસોટી કરવા જ આવે છે; કેટલીક મુશ્કેલીઓ કલ્પનાથી ઉભી કરેલી તુચ્છ હોય છે; કેટલીક બલાઓ તો આપણે જાતે પોતે જ માથે વ્હોરી લીધેલી હોય છે; કેટલીક હેરાનગતિ માત્ર શિક્ષા કરી ઘડો બેસાડવા જ આવેલી હોય છે; અને ઘણે ભાગે બધાં દુઃખો છુપા આશિર્વાદ આપવા જ આવેલાં હોય છે. સંકટનો ભાર કાંઇ એટલો બધો ભારે હોતો નથી, જે વખત જતાં હલકો પડતો ના હોય. જો કે મનુષ્યના લલાટે દુઃખના લેખ લખેલા જ છે, તોપણ જે માણસો વિપત્તિઓના બોજા ઉંચકી ઉપાડી શકતાં નથી, તેઓ માણસ જ નથી. વળી દુઃખના બોજા કરતાં સુખના વાયુ વધારે જ વાય છે, પરન્તુ માણસ પોતાનાં સુખોની ગણત્રિ તો કરતું જ નથી, અને દુઃખના આંકડા જ આંગળી ઉપર ગણ્યા કરે છે. સુખનો આંકડો જો દુઃખના આંક કરતાં કમી હોય, અને દુઃખથી જ જો માણસો કાયર થઇને કંટાળી ગયાં હોય તો, બધાં માણસોને મરવાનો સંકોચ થાય જ નહીં. આ દુનિયાંના સુખો વધારે હોવાથી જ તેની સાથની ઈનિશાનની મોહબ્બત એટલી બધી બાઝેલી રહે છે, કે તેને પોતાના મોતની વાતો સાંભળવા માટે કાન બહેરા રાખવાની આદત પડેલી છે; અને બીજાનાં મોત જોઇને કંપારી છુટવામાંથી દૂર રહેવા કાજે તેઓ પોતાના અંતઃકરણને આંધળું રાખે છે. આપણે હમેશાં જોતાં આવ્યાં, કે એક જ પક્ષ બધી વખતે ફાવી જતો નથી. એક જ બોર્ડું કાંઈ સઘળી વખ્તે હારતી નથી. જીતનાર તો વારંવાર જીતેલું પણ ગુમાવે છે, ને પોતાનું પેદા કરેલું પણ ગુમાવે છે. ત્હને રંજાડનારાં આજે ત્હને રંજાડશે તો કાલે તેમને બીજાઓ રંજીદા કરશે જ. સ્કેન્ડીનેવ્યાના રાજા ક્રિસ્ટોફર ૩ જાએ પોતાનાં ચાલતાં ચલણમાં કંઈક ના-વારેસો તથા અનાથોને રંજાડયાં હશે તેની તોજેશ તરીકે ૧૫ મી સદીમાં જ્યારે મ્હોટો દુકાળ પડયો ત્યારે તેને ભોજપત્ર નામના ઝાડ (Birchwood) ની છાલ ભોજનમાં ભેળીને આંસુ સાથે મિશ્ર કરીને ખાવાનો વખત આવ્યો હતો. હે જાઇજી ! તું તો શુદ્ધ આત્મા રહી છે. ત્હારા આત્માની પ્રકૃતિ કાંઈ આ નાટક સમાન વૈધવ્યથી બિગાડ પામી નથી. ત્હારૂં રંડાપાનું દુઃખ તો માત્ર કલ્પિત જ છે; એટલા માટે **"રંડાપો આવ્યો"** એવા મ્હોટા બોલે બોલવું ત્હને તો શોભતું જ નથી. ત્હારૂં આ દેખીતું શરીર પંચ ભૂતોનું બનેલું છે, તું કાંઈ આ દેહ નામથી જાઇજી નથી; માટે આ ત્હારા દેહના **વિકારથી ત્હારે બળાપો કરવાની જરૂર નથી, પણ ત્હારા જીવને શાન્ત પાડવા સારૂ**

ત્હારા પેદા કરનાર પરવરતારની પરસ્તેશમાં ત્હારાં મનને વાળી દઈ આ મંત્રો ઉચ્ચારતી રહેજે કેઃ—

"અત તત મોઇ દક્તેમ દાતા અહ્યા અંઘેઉશ વીસ્પા મએથા યથા વાઓ યઝેમ્નસ્ચા ઉર્વાઇધ્યાઓ સ્તવસ અયેની પઇતિ"

હે ખાવીંદ! આ દુન્યાઇ સંસારના રગડામાં હું હવે ત્હારી જ યાદમાં મશગુલ રહું એવી અસારત હવે તું મ્હને કરજે! જેથી હું હાલના કરતાં પણ ત્હારી વધારે ભક્તિ કરતી થાઉં, હમણાંના કરતાંએ ત્હારી કીર્તિના કીર્તનો વિશેષ કરૂં, અને ભાવિક ભજનોથી જ હું હવે ત્હારી પોતાની થઈ રહું. જાઇજી! તું ધણીથી વિખુટી પડી અને હવે વળી સગાં વ્હાલાંથી પણ વિખુટી નહીં થા. સૌ સાથે મળી ભેટીને રહે. **संगच्छध्वम संवदध्वम संवोमनांसि जानताम ॥** તમે બધાં એકત્ર એકઠાં થઇ જાવ. તમે સઘળાં એક જ મતનાં હો તેમ એક જ અવાજથી બોલો. તમારાં મન એકત્ર કરો, જુદાં નહીં રાખો; દુઃખમાં એટલું તો ચેત ચૈતન્ય નથી, કે ભાઇબંધીથી મળી ભેટીને રહેનારાંને તે ઇજા કરી શકે.

## ૩૫ મું દુઃખ નિવારણ.

**ખુદા તો દરરોજ તમને મળવા આવ્યા; તમે બહાર ગયાં હતાં.**

"Affection's power who can suppress,
And master when it sinneth;
Of worthy praise deserves no less,
Than he that kingdoms winneth."

BRANDON.



**પ્યા**ર અને સ્નેહનું બળ, તથા પ્રેમ અને માયા વિકારનો જોશ દાબી નાંખે એવું કોણ છે? જ્યારે આપણાં વ્હાલાંઓ પ્રત્યેનો વાત્સલ્ય ભાવ આપણને આડે રસ્તે ઉતારે છે ત્યારે તેના જોરને કબજામાં રાખી શકે એવું કોણ છે? જેઓ પોતાનાં બળ વડે રાજ્યોના રાજ્યો જીતી શકે છે તેના કરતાં પણ વિશેષ સ્તુતિને પાત્ર તો તેઓ જ છે, જેઓ માયાને જીતી શકે છે. માયા એ મિથ્યા દુઃખનું કારણ છે. રંડાપો એ પણ મિથ્યા માયા જ છે. જેણે પોતાની કમનસીબી દીઠી જ નથી તેણે પોતાને ઓળખ્યું જ નથી; તેમજ પોતાના સદ્ગુણોને પણ તેણે પિછાન્યા નથી. જેમ જેમ રાત ઘણી અંધારી થશે

તેમ તેમ તારાઓના ઝળકાટ વધુ ને વધુ પ્રકાશ આપશે. મશાલ ઉપર જેમ જેમ વધારે ઠોકા મારવામાં આવે, તેમ તેમ તે વધારે અજવાળું આપે છે. દ્રાક્ષને જેમ જેમ વિશેષ ભચડીને કચડવામાં આવે છે તેમ તેમ તેના રસની ખુબી વિશેષ પ્રકટી નિકળે છે. મશાલાને જ્યારે ઘણો જ ઘુંટવા માંડયે છિયે, ત્યારે જ તેમાં રહેલો સુવાસ આવવા માંડે છે. એ જ મિસાલે જેમ જેમ તમ વિધવાઓ ઉપર જ્યારે જબરા ઠોકા પડશે ને ઘુંટાઇ ઘુંટાઇને કચડાશો તેમ તેમ અને ત્યારે જ તમે મુક્તિને લાયક ઠરશો. પ્રભુ તમારૂં દુઃખ હરવા તો દરરોજ તમારે ત્યાં આવે છે, પરન્તુ તમારૂં ચિત્ત બહાર ભટકવા ગએલું હોવાથી તેઉ શ્રીની તમે જ મુલાકાત લઇ લઇ શકતાં નથી.

“ગુરૂજી!” **સુભદ્રા** વિધવા બોલી ઉઠી; “જેમ જેમ હમારા ઉપર સંતાપ વિલાપના વર્ષાદ વરસે છે તેમ તેમ હમારી ઇશ્વર નિષ્ટા નષ્ટ થતી જાય છે, અને પ્રભુનું સ્મરણ કરવાએ ગમતું નથી. થોડો સમય જો નિરાંત ને નચિંતાઈ મળે છે તો ઉમંગથી ઇશ્વર ભજન પણ કરવા ગમે છે, નહીં તો આમ જ મનમાં આવે છે કે, પ્રભુએ આવી દુઃખી દુનિયા શા સારૂ પેદા કરી હશે! ઘડીમાં લાગે છે કે, અવતર્યાંજ ન હોત તો સારૂં થાત. ઘડીમાં એવો વિચાર આવે છે કે, કુંવારી જીંદગી ગુજારી હોત તો કેવું સારૂં? ઘડીકમાં વ્હેલું મરવા ગમે છે. ત્યારે આ વિધવાવસ્થામાં આવાં આવાં દોહેલાં દેખવાનું શું પ્રયોજન?”

હે બાળા! આપત્કાળ અને આફત એ જ આપણો મહાન ગુરૂ છે. ન્હાના છોડવાઓને જ્યારે કાપીને કલમ કરવામાં આવ્યા કરે છે, ત્યારે જ તેઓ મ્હોટાં ઝાડ થવાને માટે પોતાનાં મૂળિયાં ઉંડાં ખોસીને મજબુતી મેળવે છે. કુંવારાપણું એ એક જાતનું હિચકારાપણું છે; અને પરણેલી જીંદગી એ બહાદુરીનો ગુણ છે. **સુખાવતી** નામની એક વિદુષી વૈરાંગના, જે કુમારી જીંદગી ગુજારતી હતી, તેને ત્યાં **પદ્માવતી** નામે એક સંસારી સ્ત્રી પરોણી તરીકે બહુ દિવસ રહી હતી. કેટલેક દહાડે પદ્માવતીએ સંસાર ભોગનાં સુખોની વાતો છેડી **સુખાવતીને** પૂછયું: “તમે આવાં સમજુ થઇને પરણતાં કેમ નથી? શું તમને રંડાવાનો ભો લાગવાથી ગ્રહસ્થાશ્રમ માંડતાં નથી? એ તો તમારી નબળાઇ ને નાહિંમત કહેવાય.” **સુખાવતી** આ વખતે ગમ ખાઇને આટલું જ બોલી—“બ્હેન, આ પણ રંડાપો નહીં તો બીજું શું છે? વિધવા એટલે તો ધણી વગરની. હું તો જન્મથી જ વિધવા છું એટલે તો ધણી વગરના જીવનથી હું પ્રથમથી જ ટેવાઇ ગઇ છું.” કેટલેક દહાડે **પદ્માવતીના** ગામનો એક રહીશ સુખાવતીને ત્યાં જ આવી ચઢયો; એટલે **સુખાવતીએ તેને** શિખવીને **પદ્માવતીનો** ઘાટ ઘડવાનો સંકેત કીધા પછી, તેના ગામના કાંઇ સારા માઠા સમાચાર પૂછવા તેણીએ પદ્માવતીને સૂચવ્યું. પહેલા જ પ્રશ્નના ઉત્તરમાં પેલો પુરૂષ કહેવા લાગ્યો:—“**હમણા બીજું તો કાંઈ જાણવાજોગ નથી,** પરંતુ **એક જવાન**

જોત પહાડ જેવો આપણા ગામનો શાનો દાનો તરૂણ એકાએક બોલબોલતાંમાં મરી ગયો, જેથી આખા ગામમાં માહેતમ ને હોહોકાર થઇ રહ્યા છે, કેમકે બચ્ચાં ન્હાનાં છે, ને તેમની માતા કોઇ પરદેશ જાત્રા કરવા ગઇ છે, જેથી બચ્ચાંને લીધે સૌ કોઇની દયા ઉશકેરાઇ રહી છે." આટલું જ સાંભળતાં પદ્માવતીના હાંજા ગગડી ગયાથી આભરી થઇને ગાભરી બની પૂછવા લાગીઃ-"શું તે તરૂણનું નામ મગનરામ છે ?" "હા; એ જ નામ લોકો બોલે છે." પેલે જવાબ દીધો. "શું તે શ્રીમંત કૃષ્ણરામનો દીકરો ?" પદ્માવતીએ ગભરાઇને ચોકસી કરતાં પેલો કહેઃ-"હા, લોકો કૃષ્ણરામને નામે જ રડતાં ને માથું કૂટતાં, કે આપણા ભલા કૃષ્ણાને ઘડપણે દુઃખ થયું !" આટલું સાંભળતાંની સાથે જ પદ્માવતીએ પોક મૂકી લોચે માથું અફાળી લોહી કાઢવા માંડયું, અને બાલે બાલ પિંખી, રડી કૂટીને ઘોસલાં ફોડી નાંખી કલ્પાન્ત કરી દીધું. આ દેખાવ જોઇ તૂર્ત જ સુખાવતીએ તેના હાથ પકડી લઇ પેટમાં ચાંપીને આશ્વાસન દીધું:—"બ્હેન તું તો સૌભાગ્યવતી છે, સદા સુવાસણ રહેજે ! ત્હારો ધણી તો જીવતો છે, આ તો માત્ર પરણેલી જીંદગી કેવી કપરી છે તેનો ચિતાર ત્હને મેં બતાવ્યો. પરણ્યા પછી કેવી ઉપાધિઓમાંથી પસાર થવું પડે છે, તેનાં જ્ઞાનથી જ હું કુમારી અવસ્થા ભોગવું છું. ત્હારા જેવી બહાદુર ને હિમ્મતવાનના હાંજા એટલું અમસ્થું સાંભળતાં જ જ્યારે ગળી ગયા, ત્યારે મ્હારા જેવી નાહિમ્મતીના શા ભાર ? એવાં જ કારણે ડરી જઇને હું પરણતી નથી."

હે સુભદ્રા ! ખાંડણિયામાં તું ત્હારૂં માથું મૂકી ચૂકી છું, હવે ધપકારાનો ભય શો ? રંડાવાની સરજત હતી ને રંડાઇ; હવે જ તું ત્હારૂં પુરૂષત્વ બાહદુરીથી બતાવી શકીશ. ભઠ્ઠીમાં ભુંજાઇ ભુંજાઇને ટીપાયેલું સોનું પોતાના અસલ ચળકાટ કરતાં પણ અધિક ઝળકાટ આપે છે. જ્યુનિપર નામના બારમાસી ઝાડને જ્યારે અગ્નિમાં બાળવામાં આવે છે ત્યારે જ તેમાં દબાઇ રહેલી સુગંધ બ્હેંક બ્હેંક થાય છે. ત્હારી માણસગિરી અને પોતાના પગ ઉપર આધાર રાખવાનો ત્હારો ગુણ, કષ્ટ સંકષ્ટમાં જ હવે વધારે દીપશે. આ પીડાકારીમાં તું દ્રઢતા રાખતાં અને ઉદ્યમી થતાં ઝટ શિખીશ. રાજ મહિલાઓ મદાલસા, રૂખમણી, દુઃશિલા, અને ગાંધારી કાંઇ દેહ કે સંસારના વિકાર દોષથી ડરી નો'તી ગઇ. ખાધા પીધાથી માણસનું શરીર વધે છે, પણ શરીરના ભૌતિક પદાર્થ ઘટી જવાથી કાંઇ ત્હારા આત્માનું બળ કમ જાદે થવાનું નથી; માટે રંડાવાથી જ કાંઇ ત્હારે દુઃખ માનીને હારી બેસવાનું કારણ નથી. આ સ્થિતિમાં હવે તો તું ત્હારા આત્માના પ્રકાશને જ જોતી થા. આત્માનું બળ જોવાનો પ્રયત્ન કરવો એ જ હવે તો ત્હારૂં કર્તવ્ય કર્મ રહેલું છે. સંસારનાં દુઃખો આઘાં પાછાં થાય અને બસ આખી જીંદગી આનંદ, વૈભવ અને ચેનબાજીમાં જ પસાર થાય એવું ઇચ્છનારાં તો મૂર્ખ જ છે. સુખ દુઃખ કાંઈ કાયમનાં હોતાં નથી. રાત પછી દિવસ ને દિવસ પછી રાત જ પડે; રાત પછી રાત જ કેમ આવે ? શેત-

રંજમાં એક ખાનું કાળું ને પછી ધોળું જ આવે, કાળાં પછી પાછું કાળું ખાનું ના આવે. બળાપા જળાપામાં અને સંસારનું મિથ્યા સુખ ગુમાઇ ગયાથી જેટલો સમય વિચારમાં ને વિચારમાં મનુષ્ય ગુમાવીને પોતાનો આ જન્મનો ફેરો સંતાપમાં પસાર કરે છે તેટલું જ તે ખરૂં સત્ય તત્વ ગુમાવી દે છે, ને ઉપરથી વળી બીજાં સંકટોને આમંત્રણ પણ કરે છે; એ કેવળ ખોટું જ છે.

"મનુષ્યા જન્મ શીદ ખૂવે, આવો રૂડો મનુષ્યા જન્મ શીદ ખૂવે !
સંસારી જન કહે અમે જ સુખીયાં, દારા ધન પૂત્રને જૂવે;
હેતે હુલાવે ને પ્રિતે પરણાવે પછી, મરતાંને ડુસકે રૂવે–રે આવો !
હરીને વિસારે ને જીતી બાજી હારે તે, ભાગી દો'ણીમાં દુધ દહવે;
લખ ચોરાસી ફર્યા તોય દિલે ન ડર્યાં, અંતે સોડચો તાણીને વળી સૂવે–રે આવો !"

## ૩૬ મું દુઃખ નિવારણ.

### દુઃખોની પ્રણાલિકા ત્હારાં આંસુથી પડી.



પૈઠણના રહેવાસી સોમશર્મા નામે એક જ્ઞાતી બ્રાહ્મણની પૂત્રિ નર્મદાબાઇ નામે મોટી સતી સ્ત્રી કહેવાતી હતી. તેણી જન્મતાંની સાથે જ તેની માતા મરી ગઇ, અને આ બાળાના દુઃખોની શરૂઆત પણ ત્યાંથી જ થઇ. બાપે તેને જેમ તેમ કરીને પાંચ વર્ષની કીધી, એટલામાં બાપ પણ મરણ પામ્યો. હવે એ બાળાનાં દુઃખનો પાર ન રહ્યો. મરતી વખતે સોમશર્માએ પોતાના ઇષ્ટ મિત્ર ચંદ્રચૂડના હાથમાં તેનો હાથ આપી તેનું પાલણ કરવા કહી ગયો. ચંદ્રચૂડે પોતાની જ પૂત્રિ સમજીને તેને ઉધારી ઉછેરીને વેદ, પુરાણ, ઈત્યાદિ ધર્મ શાસ્ત્રો ભણાવ્યાં; ઇતિહાસ, સંગીત, કાવ્ય, યોગ, ચિત્રકળા વિગેરે બધા હુન્નરો શિખવી પ્રવીણ બનાવી. તેણી કુશળ હોવા સાથે નમાની, વિવેકી, સારા સ્વભાવની અને સદ્ગુણી હતી. જ્યારે ઉમ્મરમાં આવી ત્યારે તેને પરણાવવાનું ગોઠવ્યું, પરંતુ કર્મયોગે લગ્ન કરવા પહેલાં જ વર મરી ગયો, ને પાછી દુઃખમાં પડી. એક પછી એક પાંચ પાંચ વાર લગ્ન ગોઠવ્યાં પણ દૈવયોગે પાંચે વર, પરણવાનો વખત આવે કે લગ્ન અગાઉ મરણ પામવાથી તે બાળા હિણાઇ ને અવર અશુભ પગલેની કહેવાઇ. લોક બત્રિશીએ ટુંપાઇ જવા લાગી. આથી તેણીને ભારે ખેદ થતાં છેવટે તપશ્ચર્યા કરવાનો તેણે વિચાર કર્યો, અને પ્રથમ તો પોતાને રાંડેલી માની લીધી. પરંતુ તેના જાણવામાં આવ્યું કે, પતિ-સેવા કર્યા વિના જપ, અને ઈશ્વર ભજન કે પ્રભુ કીર્તન

કીધાથી પણ સ્ત્રી પવિત્ર થઇ શકતી નથી. આ કારણે લોકલાજની દરકાર કીધા વગર એક મ્હોટા રોગવાળા, હમેશના દર્દી બ્રાહ્મણ નામે કૌશિક સાથે છઠ્ઠીવાર લગ્ન કર્યું. રોગી પતિની મન મૂકીને બરાબર સેવા ચાકરી કરતી છતાં, તે ધણી વારંવાર તેના ઉપર ક્રોધાયમાન થઇ તેને જ્યારે હડધૂત કરતો ત્યારે પણ તેણી તેના દુઃખ સહન કરીને પ્રેમથી કહેતીઃ—"પ્રાણનાથ ! મ્હારા અપરાધની ક્ષમા કરો; આપ જે કાંઇ કામ કરવા ફરમાવશો તે હું મ્હારી આંખને જોરે કરીશ." એકવાર સતી માતા **અનસૂયાજી** આ દુઃખી સાધ્વીને ભેટવાને આવ્યાં, અને **પૂછવા** લાગ્યાં; "હે **નર્મદે** ! તું કુશળ **છેને** ? ત્હારા **પતિથી** તું સુખ તો ભોગવે **છેને** ? હે દેવી ! જે સ્ત્રી પોતાના પતિની પ્રેમપૂર્વક સેવા ચાકરી કરીને તેના પ્રાણનું રક્ષણ કરે છે, જે સ્ત્રી સાસુ સસરાને તીર્થ સ્વરૂપ ગણે **છે**, પોતાના પતિનાં સઘળાં કાર્યમાં સલાહ ને સહાયતા આપે છે, હમેશાં મિઠા બોલે બોલીને તેને સંતોષ પમાડે છે, અને ચોરાશી લાખ અવતારમાં મનુષ્ય દેહ પ્રાપ્ત કરીને જગત્‌ને સુખ આપે છે, તેને ધન્ય છે. જે સ્ત્રી જગત્ ઉપર ઉપકાર કરવાવાળી નથી, તેનું જીવન અને ધન ધામ ધરા સૌ મિથ્યા છે. જે સ્ત્રીએ સદ્‌વર્તનથી વર્તિ પિયર અને સાસરાંનાં કુળોનો ઉદ્ધાર કર્યો તે જ કુળવંતી ઠરે **છે**. તેણે જ અસાર સંસારને સારરૂપ કર્યો કહેવાય." **નર્મદાએ** નમીને જવાબ આપ્યોઃ—"હે પવિત્ર માતા ! હું સુખી જ છું. વિધવા પણ છું ને સધવા પણ છું. આપ જેવી સતીઓના પગની રજ છું. હું કશાં લેખામાં નથી."

(મ. મ.)

હે **સુભદ્રા** ! તું તો એક જ વાર રંડાઇ, પણ **નર્મદાબાઇ** તો પાંચ પાંચ વાર રંડાઇ છતાં રંડાપાનાં દુઃખને દુઃખ ન ગણતાં ધૈર્ય અને હિમ્મત રાખી સંકટમાં જ દીપી નિકળી હતી. એ ઉપરથી ત્હારે ધડો લેવો જોઇએ કે, નાળિયેરી અને પામના ઝાડને જેમ જેમ અકળાવનારૂં દબાણ કરવામાં આવે છે, તેમ તેમ તે પ્રફુલ્લિત થાય છે. કેમોમાઇલ જેમ જેમ પગ તળે વિશેષ કચડાય છે, તેમ તેમ તેની વિશેષ વૃધ્ધિ થાય **છે**. તે જ **પ્રમાણે નર્મદાબાઇ** જેવી કોઇ ખમાઉ સ્ત્રી જેમ વધારે છુંદાય **છે** તેમ તેણી વધારે પ્રકાશિત થાય **છે**. તેણી પાંચ પાંચ ધણીને ગુમાવવા છતાં કરમાઇ **કે કુમળાઇ** ગઇ નહીં, ને હિમ્મત રાખી—

**વચમાંથી સુભદ્રા** બોલી ઉઠીઃ—"એમાં મ્હોટી નવાઇ શી કીધી ? **તેણીના** પાંચે **પહેલા વરો** તો †**બાંહેવર જેવા** હતા, અને **બાંહેવર જોડે** પરણેલી **સ્ત્રીનો**

† કઇડવા-**કુણબીઓની** ન્યાતિમાં એવો ચાલ હતો, કે દર ૧૨ મે વર્ષે જ લગ્ન કરવામાં આવતાં. લગ્ન કરવાનું બારમું વર્ષ વિતી ગયા પછી જો છોકરી મ્હોટી ઉમરની થઇ જવા પામતી, અને શિરસ્તા પ્રમાણે બારમે વરસે પરણાવવાને વર શોધેલો નહીં મળતો, તો પોતાના કોઇ નાતીલાને સમજાવવામાં આવતો કે; "હું તને સો, પચાશ રૂપિઆ આલું ને તું મ્હારી દીકરીનો **બાંહેવર થા** !" બાંહી=હાથ; વર=ધણી; અર્થાત, હાથસે હાથ મેળવીને હાથેવાળો મેળવવા પૂરતો જ ધણી;

પતિ ગુજરી જાય, તેનું તેણીને સ્નાન સુતક હોય જ કયાંથી ! નર્મદાના પહેલા પાંચે વર ફુલવર§ જેવા માત્ર કલ્પિત હતા, તો તેમના મરવાથી નર્મદા શેની રાંડે? તેણી વિજયવંત ને હિમ્મતવાન તો ત્યારે જ કહેવાત, કે પાંચે વર સાથે જ્યારે પ્રેમથી જોડાઇને સંસારની માયા દીઠી હોત. તેણીએ ઘણી પીડિત અવસ્થા ભોગવીને જો સહનશીલતા વાપરી હોત તો જ પ્રતાપવાન કહેવાત. માણસ જાત તરફથી મહેરબાની અને યશ મેળવવા કરતાં, અને પોતે જ પોતાને જશવંત લેખવા કરતાં દુઃખમાં રહીને, સંસાર સંકટના ઝગડામાં જોડાયા બાદ, પ્રભુની કૃપા અને તેના તરફના આશિર્વાદ મેળવવાને જેણી ઉત્સુક હોય, તે જ નારીને ધન્ય છે. પરણવા અગાઉ રંડાવું, અથવા પરણીને તૂર્ત રંડાવું એ કાંઇ સાચો રંડાપો નથી; કેહતીની પેઠે વિધવાવસ્થાનાં કાળા કહેર જેવાં કષ્ટ ભોગવવાં પડે ત્યારે જ વિધુરાને માથે ઉગેલાં દુઃખોનાં ઝાડોનો કડવાશ ચાખવામાં આવે તો ! ભાયડાઓને સ્ત્રીઓનાં સંકટોનું ભાન જ કયાંથી હોય ! સંકટો ને કષ્ટો તો સ્ત્રીઓ સારૂ જ સરજાયલાં છે.

**યશોદાબાઈ**:—“બેન **સુભદ્રા** ! તેં ખરૂં જ કહ્યું. મનના ભિત્તરમાં ને અંતઃકરણના ઉંડાણમાં જ્યાં સૂધી મૂઆ ધણીનો કારી ઘા લાગતો નથી, ત્યાં સૂધી જ **નર્મદા**બાઈની માફક રંડાપાનો ભો લાગતો નથી. શરીર ઉપર ગુમડું થઇ આવે, ને જે ભાગ સુઝી આવે તેના બહારના દેખાવથી જ ગુમડાંનું દર્દ, એ શરીરની પીડાકારક સ્થિતિ છે એમ નહીં કહી શકાય. શરીરની ગરમી એ કાંઇ દર્દનું દુઃખ નથી; એ તો ખરા રોગે પ્રકટાવેલું માત્ર બહારનું જ પરિણામ છે. દુઃખની અસરનું પરિણામ તો અણુદીઠ છે, ને તે આપણાં મનનું જ કારણ છે. મનમાં “તાવ આવ્યો, હે તાવ આવ્યો !” એમ થયાં કરે તો તાવ ઉતરી ગએલો છતાં પાછો આવ્યા જ કરે. એ તો સૌને પર-વિતીના ઉપદેશો છે, આપ-વિતીને જ ખબર પડે છે, કે વિધવાના કેટલે વીશે સો ગણાય છે. સ્ત્રીની વિપત્તિ ભાયડા શું જાણે બેન ?”



તેનાથી કાંઇ વિધિપૂર્વક લગ્ન પણ ના થાય, અથવા લગ્નના હક્ક પણ ના ભોગવાય, તેને **બાંહેવર** કહે છે. પછી જ્યારે લગ્નની મુદત આવે ત્યારે બીજા સાચા ધણી જોડે તેણીને પરણાવે છે; અને **બાંહેવર** મૂઓ કે જીવતો છે તેની પણ તે સ્ત્રી કે તેનાં માબાપને પરવા હોતી નથી; એટલે **બાંહેવર**ના મરવાનો રંડાપો હોતો નથી.

§ **ફુલવર** તેને કહે છે, કે ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે કોઇ કડવા કણબીને પોતાની દીકરી જોડે નામનો **બાંહેવર** પણ કોઇ મળતો નથી ત્યારે જ તે છોડીને **ફુલના** દડા સાથે પરણાવવામાં આવે છે, અને લગ્ન ક્રિયા પૂરી થતાં જ તે ફુલ-દડાને કૂવામાં નાંખી દે છે; જેથી પેલી કન્યા રંડાઇ એમ સમજીને, જ્યારે તેણીને લાયકનો ભાયડો મળી આવે, ત્યારે તેની જોડે તેણીને પરણાવી આપે છે.

# ૩૭ મું દુ:ખ નિવારણ.

## બાકીનાં બધાં કરતાં જે ઓછાં દુ:ખી તે જ સુખી.



"હવે તમે કહી રહ્યાં બ્હેનો !" ગુરૂજી બોલ્યાઃ-"દુનિયામાં સ્ત્રીને જ દુ:ખો પડતાં હોય એવું કાંઇ નથી. જેમ કેટલીક સ્ત્રીઓ, છતે વરે રંડાયલી હોય છે, તેમ કેટલાક મર્દો પણ છતી ઓરતે રંડાયેલા હોય છે. જેમ સ્ત્રીઓ વિધવા થવા પામે છે તેમ પુરૂષો પણ રંડાપાનાં દુ:ખો ભોગવે જ છે. સ્ત્રીઓ તો બેનપણીઓ આગળ રંડાપાને નામનું રડી કૂટીને પણ પેટની વરાળ બહાર કાઢે છે, અને પુરૂષને પડતાં વિતંબણાં તો તે કોઇની આગળ પેટ ખોલીને રડતાં પણ લજવાય છે, ને મૂંગો માર ખમે છે. ભોજરાજાના ચરિત્રમાં ત્રિવિક્રમ નામના છતી સ્ત્રીએ રાંડેલા બ્રાહ્મણની વાત કહી છે તે હું તમને કહું. વિજયદુર્ગના ડુંગર પાસે તે શાણો, વિચારશીલ, અને સદ્‌ગુણી બ્રાહ્મણ રહેતો હતો. બાપડો એવો દળિદ્રી હતો, કે બે પાંચ ગામે દરરોજ ભિક્ષાવૃત્તિ લેવા ભટકે તો પણ પેટ પૂરતું અન્ન નહીં મળે. તેને પેટે એટલાં બધાં છોકરાં, કે જ્યારે ઘરમાં બધાંને તેડવાં હોય ત્યારે થાળી વગાડીને બધાંને ભેગાં કરવાં પડે ! સ્ત્રી એવી કમજાત ને વઢકણી મળી હતી, કે બિચારાને સુખે એક કોળિયો પણ ભાગ્યે જ મોંમાં મૂકવા દેતી. ખોરાક પાણીની દરરોજની ચિંતા, અને દુષ્ટ બાયડીના સંતાપે સંતાપે તે બોલતો કે; દરિદ્રી પુરૂષ તો જીવતો છતો મૂઆ બરાબર જ છે. દરિદ્રી, રોગી, મૂર્ખ, સદા પ્રવાસી, ને સદા ઉપાસી, તથા નિત્ય બસ પારકાંની સેવા જ કર્યા કરનારો, એ પાંચે જણ તો જીવતાં છતાં મુઆ જેવા જ સમજવા; છતી સ્ત્રીએ રાંડેલા જ ગણવા. એ બાપડો ભિખી ભિખીને અનાજ લાવતો પણ તેની સ્ત્રી કુશીલા એવી તો કર્કશા મળી હતી, કે રાંધીને પોતે પહેલાં ખાતી; પછી છોકરાંને જમાડતી; અને વધ્યું ઘટ્યું વરને ખાવાને આપતી. આવી બ્હોળા વિપત્તિ ભોગવતા ત્રિવિક્રમને જ્યારે કોઇ પૂછે કે; "બ્રાહ્મણ ! સંસારી છો કે વૈરાગી છો ?" ત્યારે તે કહેતો કે; "સંસારી છું પણ રાંડેલો છું. ગ્રહસ્થે છું ને વૈરાગીએ છું." ઘરમાં લગાર બોલવા કરે તો આ કુભારજા માછણની માફક છેડાઇ પડતી. બાપડો કોઇ પણ રીતે સુખી નહતો. કહ્યું છે કે; નિર્ધન ગરીબ પુરૂષને તો પાંદડાં વગરનાં ઝાડના જેવો બોડકો જાણવો. જ્યાં તે જાય ત્યાં ઠઠ્ઠા મશ્કરી અને ઉપહાસનું જ કારણ થઇ પડે. નિર્દોષ છતાં જન લોક તેને અપરાધી ઠરાવીને નિન્દે. તેની સ્ત્રી પણ તેને અડકવા દેતી નથી. એક દહાડાના સમયે ગામડાંઓ

ભટકીને ભિક્ષા લાવતાં તેને બહુ મોડું થયું. ત્રીજો પહોર વિતી ગએલો, અને ભૂખે તરસે એટલો તો ઉત્પાત્ત થયો હતો, કે લાવેલા અનાજની ઝોળી સ્ત્રી સમક્ષ ઢબ દઇને નાંખી તેણીને કહેવા લાગ્યોઃ–"મ્હને બહુ ભૂખ લાગી છે માટે વ્હેલી વ્હેલી તાકીદે રસોઈ કર!" ક્રોધાયમાન થઇને કહેવા લાગી

કુશીલાઃ—ઘરમાં લાકડાં નથી, તો ચૂલામાં શું ત્હારા કે મ્હારા પગ ઘાલીને બાળું?

આ કડક ભાંડ–બોલી સાંભળીને બાપડો થાકેલો પ્રાકેલો પાદરે જઈ લાકડાં લાવી કહેવા લાગો

ત્રિવિક્રમઃ—લ્યો લાકડાં લાવ્યો, હવે રાંધોને!

કુશિલાઃ—આ ત્હારૂં શેતાનનું ન્હાનું મ્હોટું લશકર (બચ્ચાં) મ્હારો પિછો છોડે ત્યારે પાણી લાવું ને! પાણી વગર ત્હારાં પેટમાંનાં પાણી વડે રાંધું કે કેમ?

બાપડો મૂગે મ્હોંએ કૂવેથી પાણી ભરી લાવી વિનંતિ કરવા લાગ્યો

ત્રિવિક્રમઃ—લ્યો આ પાણી લાવ્યો, હવે તો ભૂખ ભાંગશોને?

હવે ન્હાઇ ધોઇ રસોઇ તૈયાર કરતાં સાંજ પડી ગયાથી કહેર લાગવાથી ક્રોધ કરીને બખાળી ઉઠયો

ત્રિવિક્રમઃ—હે પાપીણી! હજી રસોઇ તૈયાર નહીં થઇ કે?

કુશીલાઃ—પાપીણી ત્હારી મા. પાપી ત્હારો બાપ. મ્હને કેમ પાપીણી કહે છે લોંન્ડા?

ત્રિવિક્રમઃ—હે રાંડ! ફાટું ફાટું એટલા બધા જોશ રોષથી કેમ બોલે છે રે રંડા?

કુશીલાઃ—રાંડ તો ત્હારી મા, રંડા તો ત્હારી બેન.

ત્રિવિક્રમઃ—હે કુભારજા! તું એકદમ મ્હારા ઘરમાંથી બહાર નિકળ!

કુશીલાઃ—મૂવે, આ ઘર તો મ્હારૂં છે, ત્હારૂં નથી.

ત્રિવિક્રમઃ—હે નાથ! હે ભગવાન! આવા સંતાપ કરતાં તો મ્હને મોત આપ!

કુશીલાઃ—જા મૂઆ, કાલે મરતો હોય તો આજે મર. મરીશ તો મ્હારી પેંજરે માર્યો! રાજાની પાંખ કપાશે, પણ રાંડી રાંડ થઇશ તો મ્હારા તો નેવે ના કપાશે!

આવાં છેવટ દુઃખનાં વચનો સાંભળી ત્રિવિક્રમ ઘર બહાર નિકળી આપઘાત કરવા જતો હતો, એટલામાં આત્મહત્યાનું મહા પાપ તેને સંભારી આવ્યાથી પોતાના સંતાપ રડવાને સારૂ મહા પરમહંસ ચિદાનન સ્વામીના મઠ પાસે ગયો, સઘળાં દુઃખ તે ગુરૂ આગળ રડવા લાગ્યો, અને આ શ્લોક બોલ્યોઃ—

संसार ताप दग्धानां, त्रयो विश्रान्ती हे तवः
अपत्यंच कलत्रंच, सतांसंग तिरेवच ॥

હે ગુરૂજી ! સંસાર રૂપી જે તાપ, તેમાં બળેલો જળેલો જે પુરૂષ હોય, તેને જીવ ઠેરવીને વિશ્રાંતિ લેવાની ૩ જગા કહી છે. એક તો છોકરાં બચ્ચાંનો સહવાસ; બીજું તો ઘરની સ્ત્રી; અને ત્રીજું તો સત્યપુરૂષની સોબત. પરંતુ મ્હારે તો આમાંનું એકે પાધરૂં નથી; એટલા સારૂ આપના ચરણે દિલાસો મેળવવા આવ્યો છું. આ ઉપરથી ચિદાનન સ્વામી કહેવા લાગ્યાઃ—હે બ્રાહ્મણ ! આ સંસારના પ્રપંચમાં કોઈ પણ પ્રકારનું કોઇને જ સુખ નથી. બાલ્યાવસ્થામાં શું, તરૂણાવસ્થામાં શું, કે વૃદ્ધાવસ્થામાં શું, ભય, ચિંતા, શોક અને સંતાપ છે, છે, ને છે જ. જો આ સંસાર રૂપી પ્રપંચને માની લીધો તો સુખ છે, નહીં તો ભયાનક પર્વત કરતાં પણ એ મહા બુરો છે. કલેશ અને સંતાપ તથા ઓછા વત્તાં સુખદુઃખ સૌ ગરીબ નિર્ધનથી માંડીને ઠેઠ રાજા મહારાજાઓને પણ છોડતાં નથી. મનુષ્યના દુઃખની વાત તો એક કોરે રહી, પરંતુ બ્રહ્મા, શિવ, અને વિષ્ણુને ઘરે પણ કંકાશ અને કલેશ છે, છે, ને છે જ. શંકર, બ્રહ્મા ને વિષ્ણુ જેવા કુટુંબ કલેશ અને સંસારના પરિતાપથી કંટાળી ગયા, તો તું કંટાળે એમાં નવાઇ શી ? આખા વિશ્વમાં આવો ત્રાસ ત્રાહે ત્રાહે પોકરાવી રહ્યો છે. આ જવાળા અગ્નિને ઠંડો શાન્ત પાડવાને વિવેક સિવાય બીજો ઉપાય જ નથી; માટે વિવેકપૂર્વક વર્તન રાખીને જેમ ધીકે તેમ ધીકાવવાથી જ સંકટનાં ચઢી આવેલાં વાદળાં વિખરાઈ જાય. જા, તું પાછો ત્હારે ઘેર જા, સૌ સારૂં જ થશે. ત્રિવિક્રમ ગુરૂ આજ્ઞા પ્રમાણે ઘરે આવ્યો તો કુશીલાને પશ્ચાતાપ કરતી દીઠી. તેણીએ સંતાપ કર્યો, કે મેં નબળામાં નબળા શબ્દો ધણીને કહ્યાથી તે ચાલ્યો ગયો, ને તેણે હવે શું ને શું કાંઈ કર્યું હશે ! તેણી દરરોજ રવડી રઝળીને બાળકો માટે અનાજ લાવતી ખરી, પરન્તુ તેનો જીવ જાણતો હશે. હવે, જ તેને ધણીના છત્ર છાયાની કદર જણાઈ. આથી તેને વિવેક જ્ઞાન થયું, જેથી તેણે પ્રતિજ્ઞા લીધી કે, હવે પછી ધણીને તાબેદાર રહી તેની આજ્ઞા પાળી હું આયંદે તેની સંપૂર્ણ સેવા ઉઠાવીશ. જેવો ત્રિવિક્રમ ઘરે આવ્યો તેવી જ તેના ચરણે પડી કુશીલાએ ક્ષમા માગી. બન્ને ધણી ધણિયાણી એક બીજા સાથે વિવેક અને સભ્યતાથી ચાલવા લાગ્યાં, જેથી દુઃખ દારિદ્ર પણ તેમનાં ઘરમાંથી જતાં રહ્યાં.

નેગર તા ન દારી હેરાસ અઝ ગઝંદ;
બેઝી શાહો ખંદાને દિલો અર્જમંદ.
બ બદ રૂઝ ચન્દીં ચે આયદ ગુઝાશ્ત;
ગમો હરદે બીહુદે તીમાર દાસ્ત.

બેન સુભદ્રા ! ત્હારૂં હવે અવળું થવાની કશી પણ ચિંતા મા કરીશ; જે પડવાનું હતું તે પડી ચુકયું, વેઠવું જ હતું તે વેઠી પણ ચુકી, ભિતી રાખવાની હવે

શો જરૂર ? તું આનંદી રહીને હસતે મોઢે ત્હારો જીવ ખુશ રાખીને ત્હારા બાકીના દહાડા પસાર કર. આપણા ભૂંડા વખતને આપણે લંબાવ્યા કરવો જોઇતો નથી. જુઠો ગમ ને વૃથા શોક કરી કરીને શા સારૂ આપણા દીલમાં દર્દને પકડી રાખી ધાસ્તી અને ચિંતા કર્યા કરવી બેન ! આ સંસારની અપ્પા અપ્પીને લીધે જ જય વિજયની હસ્તી છે. સંસારની જંજાળો અને પીડાઓ છે તો જયજયકારનો આનંદ પણ છે; સાચો સમન્દર અગ્નિની જ્વાળામાં હમેશાં રહે છે ત્યાં જ તેને આનંદ પણ છે; એટલા માટે કડક ને કઠણ સંકટો જ આપણું કલ્યાણ કરનારાં નિવડે છે, અને ખુદાઈ આશિર્વાદોને ખેંચી લાવે છે. જ્યાં વિપત્તિઓનાં વાદળાં માથે લટકી રહેતાં તું જોશે ત્યાં જ મલીનતા, ભ્રષ્ટતા, અને પાપાચરણને ઢીલાં પડેલાં પણ તું દેખશે. સર સેવટે કુદ્રતમાં જે દયા કૃપા છુપાઇ રહેલી છે તેનો છંટકાવ, જેમ ગુલાબના પુલમાં છુપાયલો સુવાસ, ગુલાબજળ થઇને આપણા શરીરે છાંટવાથી આનંદ વ્યાપે છે, તેમ ઇશ્વર કૃપાનો છંટકાવ થઇ રહી આનંદ ને લીલા લ્હેર કરી મૂકશે. જો રૂશતમ પહેલવાનને ભયાનક હફતેખાંનો નડયાં ન હોત, સફેદ દેવ અને પહાડો જેવા અઝદાની લડાઈ લડવી નહીં પડત, તો આજે તેનું કીર્તિવંત નામ કોઇ જાણુત પણ નહીં. એપીકટેટસે વાજબીની રાહે કહ્યું છે કે; ભયાનક સિંહો, ભયંકર સાપો, ભયભિત સાબરો, ભય ભરેલાં ડુક્કરો, અન્યાય કરનારા જુલમગારો, જાનવરની ખાસિયતનાં ક્રૂર માણસો, જેમની સાથે બાથમ બાથ બાથ ભિડીને જોખમોની સામે થઇને હરકયુલીસને લડવું પડયું ના હોત, અથવા એવાં પીડા કરનારાં જો હરકયુલીસને માટે જીવવા પામ્યાં ના હોત, તો હરકયુલીસનું જગત પ્રસિદ્ધ નામ સેંકડો દાહેકા સૂધી કાયમ કયાં રહેત ? જો આ ભયાનક હફતેખાંનો તોડવાનું કામ તેણે ના બજાવ્યું હોત તો તેણે આ દુનિયામાં આવીને શું કીધું હોત ? જો તે સોડ તાણીને સુઇ રહ્યા હોત, અમન ચમન કરતો આળસુ પડેરાની પેઠે પડી રહ્યો હોત તો હરકયુલીસ, હરકયુલીસ જ થયો ના હોત. જો કોલંબસે ભારે વિતંબણાં વેઠયાં ના હોત તો અમેરિકાના શોધક તરીકેનું માન તે મેળવત જ નહીં. એ સર્વ ખુદાની કુદ્રતનો જ હિસાબ છે. અર્જુન જેવા સમર્થ અને પરાક્રમી પુરૂષ કાબા જેવા એક ચાંચિયાથી લુટાયો તે કાબા કોણ ? એક રખડતો ન્હાનો માણસ હતો. રશિયાના ઝાર અને તેનાં બચ્ચાં બાળાંનું નસંતાન વાળનારો હતો કોણ ? તે તો રખડતાં માણસોનું મંડળ. ટરકીના સુલતાનો અને ઈરાનના શાહોને રખડાવી રઝળાવી દેશપાર કાઢી મૂકનારા તે કોણ ? જે નહીં ત્રણમાં, નહીં તેરમાં એવા મવાલીઓ. આ રીતે દુન્યાના ચક્રમાં મોટા મોટા ચક્રવર્તી પાદશાહો પણ જડમૂળથી ઉખેડાઇ ગયા, પૃથ્વી ઉપર ચાલુ ઉથલ પાથલ થઇ રહી, અને જાહોજલાલીની ટોંચે પહોંચેલાં રાજપાટો કયાં ને કયાં ઉડી ગયાં, તો પછી માત્ર ત્હારાં દુઃખને જ મ્હોટું માનીને, હે સુભદ્રા ! તું કેટલુંક રડયા કરીશ ? દુર્બળ મનની વિધવાઓ વારંવાર રડે છે કે,

અમારા ઉપર જેવી વિપતા વિપત્તિ વિતે છે તેવી તો કોઇના ઉપર પણ વિતતી ન હશે. પણ યાદ રાખજો, કે દુઃખનો પ્યાલો તળાતળ છેક માથા સુધી ભરેલો હશે તોયે તેમાં કદાચ દુઃખનું એકાદ વધુ ટીપું હજી પણ સમાઇ શકશે. બચપણથી જ આપણી આસપાસ જોખમ અને ભયનાં વાદળાંનો ઘેરો થએલો આપણે જોતાં આવ્યાં છિયે, અને તે ભયનાં વાદળાંનો વરસાદ આપણે માથે કયારે પણ વરસશે જ એમ સમજીને કષ્ટોડા તથા કપરા સંજોગોને માટે સર્વદા તૈયાર જ રહેવું જોઇએ. દુઃખનો ફાંસો જોરાવર જ હોય છે, અને આપણી ખમવાની શકિત બહુજ થોડી હોય છે. રાણી એન બોલીનના ગળામાં જ્યારે મોતનો ફાંસો નાખવામાં આવ્યો ત્યારે મરતી ઘડીએ તે વાજબી જ બોલી હતી કે; **"ફાંસો મ્હોટો છે, અને તેને માટે મ્હારી ડોક ઘણી જ ન્હાની છે; ખચિ-ત ઘણી ન્હાનીછે!"**

કે ... ખુશ રહેતા થા ગુલજારે અદનમેં આદમ;
... ફ્નીઆમેં ગમો દર્દસે રંજુર હુવા.

આદમ જેને પરમેશ્વરે પહેલાં ઇનશાન તરીકે પેદા કર્યો હતો તે અદનના બાગમાં કેવો ખુશી ખુશાલીથી પુલ્લત્તારીની મોજ ભોગવતો હતો, પરન્તુ જ્યારે તે આ દુઃખી દુનિયાંને સુખી જગત્ ધારીને ઘાં આવ્યો ત્યારે શોક, ગમ, અને દર્દથી કંટાળીને આજુર્દા થયો, અને તેનો દુઃખનો વારસો આપણ તેનાં બચ્ચાંઓને ફાળે આવ્યો છે તે ભોગવે જ આપણો છુટકો છે. રાજા હેનરી ૮ માનો વેદ એન્ડરૂ બૉર્ડ રડતાંને હસાવતો, દુઃખીઓને સધિયારો આપતો, કુંજરાંને બોલતાં કરતો, બળિયેળને બોલાવતો, એવો એક રમકડાં જેવો આનંદી, હુશિયાર, અને બુદ્ધિશાળી હતો. ગમે એવા સાધારણ મેળાવડામાં પણ દુઃખ્યાંને ઉપદેશ આપવાને તે ઉતરી પડતો. કીયા સંજોગોમાં દિલાસા દેવા તેની કશી પરવા તે નો'તો રાખતો; અને સુખી લોકો જ્યારે તેના દિલાસાની ઠઠ્ઠા કરતાં ત્યારે એટલું જ કહેતો કે; "મ્હારાં મેરી એન્ડરૂ જેઓ દુઃખમાં સબડતાં હોય તેમને આનંદમાં રહેવાનો બોધ આપવો એ જ મ્હારૂં તો કર્તવ્ય કર્મ છે;" તે જેવા આનંદી પુરૂષ ઉપર છેવટ દહાડે એવા એવા તો સંતાપો આવી પડયા, કે મરતાં સુધી તેણે રડી રડીને જ દહાડા કાઢયા હતા.

હર કસી રૂઝે બીહી મી તલબદ જીં ઐયામ;
ઇલ્લત આંનસ્ત કે હર રૂઝ બદતર મી બીનમ!

દરેક માનવી આ જમાનામાં આ યુગથી ભલો દહાડો જોવાની જિજ્ઞાસા, તલબગારી, ને ઈંતેજારી રાખે છે તેનું કારણ જ આ છે કે, દરેક દિવસ પોતાની પાછળ પોતાના કરતાં પણ વધારે ખરાબ, વધારે દુઃખકર, અને વધારે સંતાપ કરાવનારા દિવસને તેડતો જ આવે છે; માટે ખુદા જેમ રાખે તેમ રહેવું, જે આપે તે ખાવું, અને જ્યારે તે બોલાવી લે ત્યારે બડબડાટ કીધા વગર ચાલ્યા જવું, એ જ છેવટનો રસ્તો છે.

---

# ૩૮ મું દુઃખ નિવારણ.

—⋙⋘—

**આ મુસાફરખાંનામાં ઉતારૂઓ માત્ર ૩ દહાડા રહેશે.**

Have patience, ourselves are full of Social wrong;
and may be wildest dreams
Are but the needful preludes of the truth;
This fine needful old world of ours is but a child.
Yet in the go-cart. Patience! give it time;
To learn its limbs. There is a Hand that guides.

TENNYSON.

દુઃખી બ્હેનો!



હું તમને **માહરૂખ** અને **સીહારૂખ** બે વિધવા બ્હેનોની વાત કહું તે સાંભળો. **માહરૂખ** એટલે ચંદ્ર સુરતની ખુબસુરત સુંદરા એક જ વાર પરણીને રંડાપાના સોસારા સોસતી વિધવા, સદાને માટે વિધવાવસ્થાને જ પકડી રહી, અને **સીહારૂખ** એટલે કાળે મોઢેની મુદ્રા, સાત સાત ધણીને પરણીને "સાત મારિકા" ને નામે પ્રખ્યાત થઇ. **માહરૂખ** મ્હોટી બેન ને **સીહારૂખ** ન્હાની બેન હતી. **સીહારૂખ**નો જન્મ થતાં જ તેણીની માતા મરણ પામી. એક માસની થઈ, કે તેનો ભાઇ મરણ પામ્યો; અને બે માસની થઈ એટલે બેન **માહરૂખ**નો ધણી મરણ પામ્યાથી તેણીનું નામ "ત્રિમારિકા" એટલે ત્રણ માણસને મારી નાખનારી એવું પાડવામાં આવ્યું. તેણીના અશુભ અવર પગલાંથી બીજાં શાં શાં નુકશાન થશે એની ચિંતાથી તેના પિતાએ એક જોશી પાસે તેની જન્મ-કુંડળી કરાવતાં તેણીનાં એવા ગ્રહ જણાવ્યા, કે એ ચપળા સાત ધણીને ખાશે! વળી જોષીએ જતાં જતાં **સીહારૂખ**ને ઉદ્દેશીને કહ્યું:—"પોરી! **સાર**ંગને સંભાળજે!" આ પ્રમાણે ઘડાયલી નબળી ગ્રહદશાનું કડક ઉતારવા સારૂ જોષીએ સૂચવ્યું કે; પ્રથમ એના "તુળસી વિવાહ" કરવા;‡

‡ કન્યાદાનનું મહા પુન્ય ગણાયેલું હોવાથી શ્રીમંત લોકો ગરીબ લોકોને તેમની દીકરી પરણાવવા સારૂ પૈસાની મદદ આપે છે, અને કન્યાદાનનું પુણ્ય પ્રાપ્ત કરે છે. જે શ્રીમંતો સંતાન વગરના હોય છે તેઓ ઉપહાસ કરાવનારાં નકલી લગ્ન (Mock marriage of Tulsi and Vishnu) એવી રીતે કરાવે છે, કે વિષ્ણુની મૂર્તિને વર બનાવે છે, ને તુલસી-લતા (છોડવા) ને વહુ બનાવે છે. જે ધણી ધણિયાણી ન-સંતાના હોય તેઓ કન્યા પક્ષના બને છે, અને તુલસીની વનસ્પતિને કન્યા લેખે ખોળે બેસાડે છે. બીજો મિત્ર વર-વિષ્ણુને પોતાના પૂત્ર લેખે ખોળે લેય છે. પછી જોષી જે દહાડો મુકરર કરે તે દિવસે અથવા કારતક શુદ ૧૧ ને દિને વિષ્ણુ-વરની

અને પછી જ એનાં પાકાં લગ્ન કરવાં. **સીહારૂખ** જ્યારે ૧૪ વર્ષની વયે આવી ત્યારે તેણીનાં "તુળસી-લગ્ન" કરવામાં આવ્યાં. પછી તેને એક વિદ્વાન જવાન નામે **બિહારીલાલ** સાથે પરણાવવામાં આવી. આ જવાન ડાહ્યો અને ચપળ હોવાથી **સીહા**રૂખ ચપળાને પહેલી જ રાતે શય્યા ઉપર સુતે સુતે બોધ દેવા લાગ્યો કે:—

"પ્રિયે ! આજે સુંવાળી શય્યા ઉપર સુવાનું છે તો કાલે મરણ ખાટલી ઉપર પણ પોઢવું પડશે. આજે આપણ પ્રિયા પ્રિતમ પાસે પાસે પોઢીશું તો કાલે કદાપિ કોણ જાણે ત્હને કે મ્હને એકલું પોઢવાની પણ વારી આવશે. માટે આ સંસારના સુખથી જેમ એકદમ હરખાઈ પણ જવાનું નથી, તેમ દુઃખના પ્રસંગે અકળાઇ પણ જવાનું નથી. આપણા સુખથી ઇશ્વર કૃપાએ જો પુત્ર પુત્રીની પ્રાપ્તિ થાય તો તેનું આપણે યથા યોગ્ય પોષન કરી સદ્વર્તન શિખાડી તેમને આપણા ભવિષ્યના પાલક ઉત્પન્ન કરવાં.

**पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।**
**रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातंत्र्यमर्हति ॥**

તું બાળપણમાં જ્યારે બાળકુમારી હતી ત્યારે ત્હારા પિતાએ ત્હારૂં રક્ષણ કર્યું; હવે યુવાવસ્થામાં હું ત્હારો પતિ ત્હારૂં રક્ષણ કરવાને બંધાયલો છું; અને વૃદ્ધાવસ્થામાં જો ન કરે નારાયણ ને તું રંડાપો ભોગવીશ તો ત્હારૂં રક્ષણ ત્હારા પુત્રો કરશે. પાડ પડોશથી તું અજાણ છે, માટે પાડોશીઓ સાથે હળીમળીને રહેવું, કે અગવડ અડચણની વેળાએ તેઓ જ કામ આવશે. સ્ત્રીને સ્વતંત્રતા ન હોતાં બધા કાલ પરતંત્ર રહેવું પડે છે. કોઇનાથી પણ ત્હને અન્યાય થાય, સંતાપ મળે, દુઃખ પડે, કે શત્રુત્વ થાય તો બસ "**ભૂલી** જવું" એ સુત્ર ધ્યાનમાં રાખજે. કંકાશ, કજ્યા, કલહ, કુસંપ અને કુચેષ્ટા એ કુટુંબમાં વૈર કરાવનારા પાંચે કકકા માણસને નિરંતર પરિતાપ કરાવનારા જ છે, કીર્તિનો ક્ષય કરનારા છે, અને આ વૈરીઓ જો ઘરમાં પેસે તો રાજી રહે શત્રુઓ, અને દિલગીર થાય મિત્રો. જે સ્ત્રી પોતાના અંતઃકરણના દરવાજા પાપ કર્મો સામે બંધ રાખે, અને સદાચરણ આવે ત્યારે અંતઃકરણનાં દ્વાર ખુલ્લાં રાખે, તેણીના સઘળા મનોરથો અને મનની મુરાદો પ્રભુ પાર ઉતારે છે. જે સ્ત્રી પોતાના ધણીનું અવળું વાંચે છે ને ભૂંડું વિચારે છે તેણી પરિણામે દુઃખના ઉંડા ગારમાં પડે છે. જે સ્ત્રી પોતાના પુત્રોનું સવળું વાંચે

---

મૂર્તિનો વરઘોડો કાઢી તુલસી-વધુને પરણવાને જાય છે. વર-વિષ્ણુ તરફનો ધણી પોતાના હાથમાં વિષ્ણુની છબી અથવા મૂર્તિ ધરી રાખે છે, અને કન્યા પક્ષની માતા કૃષ્ણ-તુલસી અથવા રામ-તુળસીનું કુંડુ સામે ધરી રાખે છે; અને તે પછી જેમ જાણે બ્રાહ્મણ-પુત્ર અને બ્રાહ્મણ-પુત્રી પરણતાં હોય નહીં શું, તેમ લગ્નની આબહુબ વિધિ ક્રિયા થાય છે. વધુ પક્ષવાળાંઓ પેલા વિષ્ણુ-વરને સોના રૂપાંનાં ઘરેણાં પહેરાવે છે, અને વર તરફનાંઓને જ વળી રોકડ પહેરામણી પણ કરવામાં આવે છે. આ પ્રકારનાં લગ્નને " તુળસી-વિવાહ " કહે છે. (રા. બા. ગોવીંદભાઇ હા. દેસાઇજી કૃત સેન્સસ રિપોર્ટ.)

છે ને શુભ વિચારે છે તેણીનું કદિયે અશુભ કે અવળું થતું નથી. **નેપલ્સની રાણી જોન** પહેલી પોતાના પતિ હંગેરીના **એન્ડ્રુનું** જ્યારથી ભૂંડું વિમાસવા લાગી ત્યારથી તેણીને સૌ ઉંધું જ સુઝયું. નઠારી મતિ વધતાં વધતાં તેણે ખુદ ખાવીંદનો મારાઓ પાસે પ્રાણ લેવાડયો, અને તેણીનો જ્યારે કોઇએ જ સંગ ન કર્યો ત્યારે તે જ મારા સાંથે નાત્રે નિકળી ગઇ, અને હાડમારી ભોગવીને મૂઈ. **લૉર્ડ ટ્રીફર્ડનો** પિતા તો દ્દોવરમાં કરિયાણું વેચતો હતો, પણ માતાની કેળવણીથી ઉગી નિકળ્યો, ને માતાનું ઘડપણ ઉપકારવૃત્તિથી તે જ પુત્રે ઉજ્જવળ કર્યું હતું. લૉર્ડ **ડેન્મનનો** પિતા પણ લેભાગું વૈદું કરીને ઘર ચલાવતો હતો, મગર તેની માતાએ કષ્ટિ ભોગવીને ઉધારી ઉછેરી દુનિયામાં આગળ પાડયાથી તે સપુત નિવડયો ને વૃદ્ધ માતાને છારવી લીધી હતી. પ્રખ્યાત જડજ **ટાલ્ફર્ડનો** પિતા હતો ત્યારે તો જવનો દારૂ વેચનારો એક પીઠાંદાર, છતાં તેનો દીકરો કેળવાયલો ન્યાયાધિશ થવા પામ્યો તે તેની માતાની ઉત્તમ તાલીમથી જ. લૉર્ડ **ચીફ** બૅરન **પોલોકનો** બાપ પણ **ચેરીંગ ક્રોસ** આગળ જીન વેચતો હતો, અને પોતાના પુત્ર તરફ તે બેદરકાર હોવા છતાં તેની માતાની જ તરબિયતથી તે સુખી થયો ને માતાની વૃધ્ધાવસ્થા સુખકર કરી શકયો હતો. માટે તું જો ત્હારા ધણી પ્યારનું શુભ ઇચ્છિશ તો તું પણ શુભ પામીશ. **લે આ પંખો !"** આમ કહી **વિહારીલાલે** ખિસામાંથી કાગળનો એક પંખો કાઢી **સીહારૂખના** હાથમાં આપ્યો, જે ઉઘાડતાં તેના ઉપર ચોપાઇ લખેલી હતી કેઃ—

ચાર પુરૂષ ને સોલ જ સતી, ચાર ચાર અકેકસોં રતી;
ચાર પુરૂષનું એક જ નામ, કહો અર્થ કે છાંડો ગામ.

પ્રિયે ! તું યુવાવસ્થામાં છે, પરન્તુ ન કરે નારાયણ ને તું વિધુરા થવા પામે અને તું જો બીજો પતિ કરવાની ઇચ્છા કરે તો જે કોઇ પુરૂષ આ ચોપાઇનો અર્થ ત્હારા મન પતિજનો ત્હને સમજાવે તેની જોડે પૂનર્વિવાહ કરજે ! આટલું કહી **વિહારી** ઉંઘી ગયો. **સીહારૂખ** અને **વિહારીલાલ** પોતાનો વૈભવ કરતે ૯ માસે એક પૂત્રની પ્રાપ્તિ થઇ, અને ૧૦ મે માસે એકાએક ફરતો હરતો **વિહારી** ખાતાં ખાતાં ગળામાં કોળિયો ખૂંટી બેઠાથી મરણ પામ્યો. એક તરફથી ખોળામાં એક માસનું બાળક, બીજી ગમથી યત્કિંચિત આવેલું ભરથારનું મૃત્યુ, અને ત્રીજી બાજુએ લોક નિન્દા ચાલુ થઇ કે, અવદશા કાળેમૂખની ચપળાએ પોતાના સ્વામીને ઝેર દઇ મારી નાંખ્યો ! લોકોએ હવે તેણીનું નામ "પતિ મારિકા" પાડયું. આવાં દુષ્ટ આળ આવ્યાથી **સીહારૂખ** એક દુઃખી વિધવા થઇ પડી. દુઃખમાં દિલાસો આપવાને પણ કોઇ જ નહીં, પણ તેની શાણી હાની શિખેલી ભણેલી **માહરૂખ** બેન આવીને તેને પતાવી પસવારીને સમજાવવા લાગીઃ—"બેન ! આપત્કાળથી જ તું દ્દઢતાવાળી અને

ઉદ્યમારી થઇશ. ત્હારા ઉપર પડેલી આફત પણ આશા તથા સુખ સમાધાન વગરની નથી. જે પ્રકારના સંકટો માણુસ ઉપર આવી પડે છે તે સંકટના સ્વરૂપ ઉપરથી જ કંઈ પડતી દશાનું તોલ કરવાનું નથી, પરંતુ તે સંકટો ખમનારની ખમવાની શક્તિ ઉપરથી જ દુઃખનું વજન માપવાનું હોય છે. દુઃખ ખમવાની માણુસાઇ અમીરાઈમાં જ વિપત્તિ પોતાનાં તીક્ષ્ણ બાણુ મેળવતી રહે છે. તું જાૂએ છે, કે હું જ ત્હારી બ્હેન કેટલા કેટલા વખતથી રંડાઇ છું છતાં, પ્રભુ ઉપર વિશ્વાસ રાખી એકલી બેઠી છું નેં ! ત્હને તો જીવ ઠારવવાને ત્હારો ધણી પૂત્રનું રમકડું પણ આપી ગયો છે, ને મ્હારે તો તે પણ નથી. દુઃખમાં પણ કેટલુંક સુખ છે. દુઃખ એ તો વિધવાનો ખોરાક છે. દહાડા જતાં આ દુઃખથી પણ તું ટેવાઈ જઇશ. હાલનું દુઃખ પણ આગળ ચાલતાં ત્હને બંધબેસતું થઇ પડશે. આપણે સંસારી સરજાયાં એટલે જ ધણી બ્યારને દેખી આપણે સુખમાં છક્ક મક્ક થઇએ છીએ, અને પ્રસંગ પડેથી તેમનાથી થતી પીડા અને હાડમારીથી મ્હોં કુમળાવીને દુઃખમાં ડગમગ પણ આપણે જ થઇએ છિયે. ધણીના લાડ–કોડથી એક સમયે આપણે આનંદના સાગરમાં ડુબી જઇએ છિયે, ને તે જ ધણીનું મડદું દેખીને શોક સાગરમાં પણ આપણુને જ ડુબકી મારવી પડે છે. હવે તું ઘણું રડી ચુકી, માટે વધુ નહીં રડ; હવે ઘણું રડીશ તો ઢોંગની ગણત્રીમાં ત્હારૂં રડવું ગણાશે. ધણીના વિહારથી તું વિરહ પામી છું; વિહાર કરાવનાર વિહારીલાલથી પણ તું વિરહ પામી છું; **હવે વલ્લભનો વિહાર બાકી રહ્યો છે, તેનું જ હવે તું સ્મરણ કર !"**



# ૩૯ મું દુઃખ નિવારણ.



### પામર જીવડો પૂર્વની કરણી ચાટે છે.



લા છેલ્લા દિલાસાના શબ્દોનો સાચો સૂચક અર્થ એ હતો, કે હવે **વલ્લભ** કહેતાં પરમેશ્વરની યાદ કરતી કરતી બેસવાને માહરૂખે સમજાવેલું છતાં, **સીહારૂખના** મનને આમ જ થયું, કે પોતાના પતિ **વિહારીલાલના** મિત્ર **વલ્લભ** વિધુર સાથે પુનર્વિવાહ કરવા તેની બ્હેને સૂચવ્યું છે ! રંડાયાને છ જ મહિના વિત્યા કેડે **સીહારૂખે** વલ્લભ **જોડે વિવાહ કરવાનું મુહૂર્ત જોષીને તેડાવી નક્કી કર્યું. જોષીએ જણાવ્યું, કે વલ્લભ**

રાંડેલો હોવાથી તેની પાસે "શોકિય-પગલું†" હશે, તે જો તું ગળામાં ઘાલીશ તો ફરી ત્હને રંડાપો આવશે નહીં. આ ઉપરથી વલ્લભ જોડે પુનર્વિવાહ કરવા તેણી પાછી તૈયાર થઇ. આ વાતની ખબર મળતાં જ **માહરૂખે** આવી બેનને કહ્યું:–"ત્હને લોકલાજની પણ શરમ નથી આવતી ? ધર્મ ઉપર શ્રદ્ધા વધે, ઉદાર મનોવૃત્તિ થાય, બીજાંના દુઃખનું ભાન થાય, આત્માનો ઉધ્ધાર થાય, અને ઇશ્વરનો અનુભવ મેળવાય, એ હેતુથી પ્રભુએ સ્રી જાતિને રંડાપો સરજેલો છે. બુદ્ધિના વિકારો દૂર થાય, અને નીતિનું ઉચ્ચ તત્વ શિખાય, મનનો મેલ ધોવાય, અને પુરૂષાર્થ કરતાં આવડે એટલા સારૂ જ સ્રી જાતિને વૈધવ્ય પ્રાપ્ત થાય છે. હે બેન ! તું હજીએ વિવાહની વેદનાથી ધરાઇ નથી ? હજીએ શું વૈધવ્યના સંકટોથી ત્હને વૈરાગ્ય ઉત્પન્ન થયો નથી ? ત્હારા મરનાર ધણીનો આત્મા કેવો કરમાશે !" **સીહારૂખ**:—વિધવાવસ્થામાં સબડયાં કરીને સંકટો સોસવા કરતાં ફરી એકવાર સંસાર માંડવો સારો છે બેન. મૂઆં સાથે આપણા જીવતાંનો કાંઈ જ સંબંધ રહેતો નથી; માટે આગલા ધણીનો આત્મા કમકમવાની વાત સૌ મિથ્યા છે.

પ્રથમથી સાજેશ કર્યા પ્રમાણે **વલ્લભની** મુલાકાત થતાં જ પોતાના ધણીએ જે ચોપાઇનો અર્થ કરાવવા ફરમાવેલું તે ચોપાઇ ત્હેને કહી સંભળાવી. **વલ્લભ** કહે; એ ચોપાઇનો સાધારણ લોકો એવો અર્થ કરે છે, કે માણુસના ૨ હાથ અને ૨ પગનાં મળી ૨૦ આંગળાં હોય છે. દરેક હાથ અને દરેક પગનાં ૪ આંગળાં તે નારી જાતિ **"આંગળીઓ"** તરીકે ઓળખાય છે; અને તેને માથે **"અંગુઠો"** નર જાતિ મૂકેલો છે. દર ચાર નારીએ એક નર અંગુઠો આ રીતે ગોઠવેલો છે. અર્થાત, ૨૦ જણામાં સોળ સતિઓ છે, અને ચાર પુરૂષો છે. એ ચારે પુરૂષોનું **"અંગુઠો"** એવું પુરૂષવાચક એક જ નામ છે; અને અકેકા અંગુઠા-ધણીની ચાર ચાર આંગળીઓ રૂપી સ્રીઓ કહેલી છે. આ બહારનો બાહ્યાર્થ છે, પરંતુ અંદરનો ગુપ્ત ગુહ્યાર્થ

† શોકિય=એટલે શોક (Co-wife). એક રાંડેલો પુરૂષ જ્યારે નવી વહુ પરણી લાવે છે ત્યારે પોતાની પહેલી પરણેતરનાં પગલાંની છાપ વાળી કાંઠળી નવી વહુને ભેટ કરે છે, જે નવી વહુ એવા વિચારથી પોતાના ગળામાં હમેશાં ઘાલી રાખે છે, કે મરી ગએલી શોકનો ભૂત આખી જીંદગી ભર તેણીને સતાવીને હેરાન ન કરે. આ ઘરેણાંને "શોકિય-પગલું" કહેવામાં આવે છે.

**આરબ** વિધવાઓમાં પુનર્વિવાહ કરવા માટે એવો જ એક વ્હેમ છે. તેઓ જો ફરી લગ્ન કે નાત્રું કરવાની તૈયારી કરે છે તો પોતાના પ્રથમના મરનાર ધણીની આજ્ઞા લેતી હોય તેમ બીજી વારના લગ્નની એક દિવસ પહેલાં પોતાના મરહુમ ખાવીંદની ઘોર સમક્ષ જઇ ઉભી રહે છે. સાથે એક ગધેડાં ઉપર પાણીની પખાલ લાદીને લઇ જાય છે. ધણીની કબર આગળ ઘુંટણ મંડિયે પડીને આજીજીથી કહે છે કે; "હું આવતી કાલે બીજા ધણીને પરણું છું તેની ક્ષમા આપીને ત્હમે મ્હને ફરી પરણવાની આજ્ઞા કરો. આપ ગુસ્સો લાવીને કાંઈ અનિષ્ટ ના કરશો !" પછી ધણીના આત્માને શાંત પાડવા ચકી કબર ઉપર પાણીની પખાલ રેડે છે, કબર તરફ પાછું ફરીને જોયા વિના ત્યાંથી ચાલી જાય છે, અને બીજે દહાડે પુનર્વિવાહ કરે છે.

પાંચ **પાંડવો** વિષે કહ્યા છે. **પાંડુ** રાજાને પેટે સંતાન નહીં હોવાથી પોતાની **બે** રાણીઓ કુન્તા અને **માદ્રી**ને લઇને હિમાલય ઉપર જઇ દેવતાઓની આરાધના કરવાથી **કુન્તી**ને પેટે **ધર્મ**દેવની કૃપાવડે **યુધિષ્ઠિર**નો જન્મ થયો; જેનામાં દયા, માયા, ચિન્તા, અને અનુકમ્પા (દિલસોઝી) એ ચાર નારી-ગુણ હતા. એ ગુણોથી તે બીજાને દુઃખી દેખી પોતે પણ દુઃખી થતો, જેથી તેનામાં પ્રતાપ (સાહસ) જેવો નર-ગુણ ન હોવાથી ના-હિંમતી હતો; દુઃખ સહન કરવાની ધૃષ્ટતા તેને નહતી. પુરૂષ થઇને જે દુઃખના પ્રસંગે મર્દાનગી ન રાખે તો તેને **નારી** જેવો ધુજરો જ સમજવો. **વાયુ**દેવની કૃપા વડે **ભીમ**સેન પેદા થયો હતો, જેનામાં દુર્દશા-વેદના-વિપત્તિ-અને પીડા એ ચાર નારી રૂપ ધુજરા ગુણો હોવાથી દુઃખોને તે ઝટ શરણ થઈ જતો હતો; અર્થાત, જોકે તે જોરાવર હતો તોપણ જરા જેટલું દુઃખ તેનાથી સહન થતું ન હતું, જેથી દુઃખ નિવારણ કરવાની તેનામાં મર્દના જેવી શક્તિ ન હતી. **માદ્રી** રાણીને પેટે અશ્વનિકુમારોના પ્રસાદથી બે જોડિયા પુત્રો **સહદેવ** ને **નકુલ** અવતર્યા હતા. **સહદેવ**માં બિક-આપત્તિ-આશા-**અને** અધીરાઇ એ ચાર સ્ત્રી જાતિની એબ હોવાથી તેનાથી આપદા ખમી શકાતી નો'તી. પુરૂષ થઇને સ્ત્રીની પેઠે તુચ્છ કષ્ટથી ગભરાઇ જાય તે શૌર્યવાળો નર ના ગણાય, **પણ** અવીર્ય નારી જ લેખાય. **નકુલ**માં અવધડતા-આળસ-નામર્દાઇ-અને અસ્વસ્થતા **એ** ચાર બાયલા અવગુણો હોવાથી **તે બેઉ**ની, હેરાનગતિ, ઇજા, કે દિલગીરીને ઝટ **વશ** થઇ જતો હોવાથી **નામર્દ** કહેવાતો હતો. એ ચારેવમાં **ખિન્નતા**નો વિશેષ ગુણ એકસરખો હોવાથી દરેકમાં ગભરામણ પેઠેલું હતું. કલેશ કે ગેરસોઇ થાય કે તેઓ ધ્રુજી જ ઉઠતા. **અર્જુન** એકલો નરદેહ હતો.‡ તેનામાં પુરૂષના ચાર ગુણો હતા. ઈંદ્ર દેવની કૃપાથી કુન્તીજીને પેટે એનો જન્મ થયો હતો. એના ૪ લોકપાળ ઈંદ્ર, **યમ**, **વરૂણ**, અને કુબેર હતા. દુઃખોને આવકાર દેનારી ચાર નારીઓ દયા, માયા, ચિન્તા, અને અનુકમ્પાને તાબે રાખવા માટે પરાક્રમી **કાલદંડ** નામનો એક **નર** જાતિ દંડ તેના પાસે હતો. મનુષ્યને સંતાપ અને વિલાપ ઉપલી જે ચાર **સતીઓ** કરાવે **છે**, **તેને** મારી હઠાવીને પરાક્રમ દેખાડવાનો એ **કૃષ્ણ-દંડ** કહેવાતો **હતો**. નરી દયા, નરી માયા, નરી ચિન્તા, અને નરી દિલસોઝી કેવળ બાયલી હોવાથી **માણસને** ધ્રુજાવી મારે છે; પરન્તુ **કૃષ્ણ-દંડ**માં એ ગુણ હતો કે, ભય સામે પ્રીતિ રાખતો; **અને** સંકટ સમયે ચિન્તા આવે તેને પ્રેમે કરીને વશ કરતો. માટે દરેક દુઃખી **ઓએ પણ ચિન્તાને** મારી હઠાવવાનું પરાક્રમ ચાલુ રાખવું. આ **કાલદંડ અર્જુન**ને

‡ આ જગતમાં **નર** માત્ર બેજ પ્રાણી લેખાય છે. એક **ઘોડો** અને બીજો **અર્જુન**. દરેક પ્રાણી કે માણસમાં બધા નરોને પણ આંચળ કહેતાં છતી ઉપર બે સ્તન (થાન) સ્ત્રીઓની પેઠે **હોય છે**, માત્ર ઘોડાની છાતીએ થાન હોતાં નથી, કે માણસમાં એકલા **અર્જુન**ની છાતી ઉપર થાન ન હતાં; જેથી **ઘોડો** અને **અર્જુન એ બે** જ નર કહેવાયા છે.

યમે આપ્યો હતો, જેથી તેને મૃત્યુની પણ બિતી રહેતી ન હતી. મૃત્યુથી પણ ડરી ન જવા જેવું પરાક્રમ સ્ત્રીઓએ રાખવું જોઇએ. વળી વરૂણે અર્જુનને "પાશ-દંડ" અર્પણ કર્યો હતો. મનુષ્ય ઉપર આવી પડતી બલાઓ, દુર્દશા, વેદના, વિપત્તિ અને પીડાથી જે જે દુઃખો ઉત્પન્ન થાય તે સર્વને એ દંડ વડે જીતવામાં આવતાં. વળી અર્જુનને કુબેરે "અસ્વાસન-દંડ" આપ્યો હતો, જે વડે જગતમાં બિક-આપત્તિ-આશા-અને અધિરાઇથી ઉત્પન્ન થએલાં દુઃખોથી અંતર્ધાન થવાની શક્તિ મળતી. જ્યારે બિક લાગે, આપત્તિ આવી પડે, આશામાં ને આશામાં સુખનો દહાડો દૂર ને દૂર જતો દેખાય, અથવા દુઃખના દહાડા ક્યારે વિતી જશે એવી અધીરાઇ થયાં કરે ત્યારે તેના વિચાર વિમાસણથી અળગ રહેવા માટે આ દંડની સ્ત્રીને પણ જરૂર પડે છે. ઈંદ્રે અર્જુનને "દેવદત્ત" નામનો એક શંખ આપ્યો હતો. અવઘડતામાં, આળસમાં, નામર્દાઇમાં, અને અસ્વસ્થતામાં જ્યારે માણસ ઘેરાઈ જાય છે ત્યારે હિમ્મત, ઉદ્યોગ, બહાદુરી, અને ખંતથી સઘળાં દુઃખો દૂર કરવાનું જેમ એ શંખ પુંકવાથી આવે. એ રીતે ચોપાઇનો ખરો અર્થ આ છે. માટે હે સીહાફ્ખ! મ્હારૂં પાણિ ગ્રહણ કરવું હોય તો હિમ્મતથી કર, સંસાર માંડવો તે તલવારની ધાર ઉપર સુવા બરાબર છે. સુખ દુઃખ સૌ મનથી માની લેવા ઉપર આધાર રાખે છે. અંતે વલ્લભ સાથે સીહારૂખે વિવાહ કર્યો. શય્યા ઉપર સુતાંને વાર વલ્લભે પોતાની તેજી તલવાર કાઢીને બન્નેની વચ્ચમાં મૂકી. સીહારૂખે પોતાની અને વલ્લભની વચ્ચમાં સુંવાડેલી તલવારથી ડરીને તેમ કરવાનું કારણ જાણવા માંગતાં વલ્લભ કહેવા લાગ્યોઃ "સંસાર માંડવો ને તલવારની ધાર ઉપર ચાલવું એ સરખું જ છે. સુખની પથારી ઉપર પોઢવાની ઇચ્છાવાળાં માણસને ખડ્ગ કહેતાં શમશેરની ધારે પ્રથમ સુવું પડે છે. ઘરમાં કે ઘાટ ઉપર, મહેલમાં કે દેવળમાં, મશાણમાં કે મંદીરમાં સઘળે જ જોકે દુઃખ, દુઃખ અને દુઃખ પ્રસરી રહેલું છે, તોપણ માણસને દુઃખના કરતાં સુખનો હિસ્સો બહુ જ બહુ જ વધારે મળેલો છે; જો તેમ ન હોત તો દુઃખનો ભારે બોજો સહન કરીને પણ લોકો જીવવા શેના માંગે ? કુવા તળાવ પૂરીને, ઝેર અફીણ ખાઇને તે દુઃખી જીવનનું છેવટ બધાં જ દુઃખીઓ કેમ ન લાવે ? તું ત્હારો જ વિચાર કર, કે પિયરમાં દુઃખી થઇ, બાળપણમાં હિણાઇ, વિધવાવસ્થાનું દુઃખ લાગ્યું, ભયંકર આળો આવ્યાં, તોયે ત્હને ફરી ફરીને વિવાહ કરી સંસાર માંડવાની ઇચ્છા કેમ થઇ ? હું પણ કદાપિ ત્હારા પહેલાં મરીશ, અને તું પાછી વિધવા થઇશ તોયે ત્હને ફરીને લગ્ન કરી સંસાર માંડવાની ઇચ્છા થશે જ. લે આ ચાકુ" એટલું કહી વલ્લભે પાકીટમાંથી બે પાનાનો એક ચપ્પુ કાઢી આપી કહ્યું કે; જો ત્હારે ૩ જો ધણી કરવો પડે તો જે કોઇ આ પોલાદી પૃષ્ટો ઉપરના લેખનો ત્હારા મન પસંદ અર્થ સમજાવે તેની જોડે પુનર્વિવાહ કરજે; પરન્તુ પ્રથમ ખાંડુ-લગ્ન કરજે; જેથી કડક ઉતરી જશે, ને તું સદા સુવાસણ રહીશ.

ખડ્ગ-લગ્ન કહેતાં તરવારની જોડે ત્હારે પ્રથમ પરણવું, અને પછી જ પુરૂષ-લગ્ન કરવું; જેથી ત્હને પુરૂષાર્થ આવશે." વલ્લભે આપેલા ચાકુના એકેક પાનાની બન્ને બાજુએ બબે લીટી મળીને ૮ લીટીનું નીચલું કવેત અન્યોક્તિ વિલાસનું લખેલું હતું:—

અહો તુલા ! જબહીં મિલત શઉરે કોં ગુરૂ;
સિધુ તબહીં તો અતિ નમિકેં પરત હો.
ઔર લઘુ મિલત લહત ઉંચ તાકો તબ;
સાદ્રસ મિલે તેં સમતાઇકોં ધરત હો.
સુકવિ કહત સ્યામ તાસોં કાં તિહારો મન ?
ઉચિત પનેકે અભિમાનમેં ભરત હો ?
કારનકે જનકોં પ્રભાકે દાંનિ શ્રોવનકોં,
સાથ રતિકાકે તુમ તોલિબો કરત હો.

પ્રિયા ! જો તું ફરી ત્રીજાં લગ્ન કરવાની ઇચ્છા કરે તો પુરૂષના જેવું પુરૂષાર્થ કરજે, પણ વિધવાપણાના દુઃખો ખમવામાં તું બાયલી બનીશ મા !" છેવટે બે બાળકીનો જન્મ આપી વલ્લભ એક રાત્રે શય્યામાં સુતેલો ઉંઘેલો હતો તેવામાં કોર મરડતાં જ નાગી તરવાર તેના ગળામાં પેસી ગઈ! અને સવાર પડતાંમાં તો તે મરણ પામ્યો. આ વાતની ખબર સરકારમાં થતાં જ "પતિ મારિકા" ને પકડવામાં આવી. એવું તોહમત સીહારૂખ ઉપર આવ્યું, કે ધણીને તેણે જ ગળાં ઉપર તરવાર ફેરવીને મારી નાખ્યો ! લોકો પણ થુ થુ કરવા લાગ્યાં. ન્હાનાં બાળકોની દયા ધરી ન્યાયાધિશે જોકે શકનો લાભ આપવા ધાર્યો, તોયે તેણીને છ માસના કેદખાનાની સજા તો ફરમાવી. લોકો તેણીને હવે "દ્રીમારિકા" એટલે બે બે ધણીને મારી નાખનારી, એવાં નામથી ઓળખવા લાગ્યાં. દ્રીમારિકા કેદમાં પડવાથી તેનાં ત્રણે બાળકોને ડાહી બેન માહરૂખે પોતાને ઘરે રાખ્યાં, અને દરરોજ બંદીખાનામાં ત્રણે છોકરાંને લઇને સીહારૂખ બેનને દિલાસો દેવાને જવા લાગી. કેદખાનાની પીડાથી કંટાળીને સીહારૂખ એક દિવસે વડી બેન આગળ જાર જાર રોવા લાગીઃ "બેન ! હું જન્મથી જ દુઃખી છું. બબે ભરથારો ગુમાવ્યા, વિધવાપણાનાં દુઃખો પણ હિમ્મત અને ધૈર્ય રાખી સોસ્યાં, પરન્તુ મ્હને થએલા અન્યાયથી હવે મ્હારૂં કાળજું બળી જાય છે. એક તો જુઠું તોહમત, બીજું તો પાછું પરણીને પાછું રંડાવું, અને ત્રીજું તો કેદખાનાની વેંઠા વિપત્તિથી હું હવે દુઃખે દુઃખે કાયર થઇ ગઇ છું. મ્હારા ગ્રહયોગ એવા કેવા હશે ! હવે તો ભગવાન મોત આપે તો ઠીક !"



# ૪૦ મું દુઃખ નિવારણ.

## પ્રભુ મજ દુઃખીને દુઃખી જ જોવાનો નથી.



**મા**હરૂખ તેણીને દિલાસો દેતાં કહેવા લાગીઃ "ગેર ઇનસાફનું દુઃખ તો માણસને ઘણું સાલે છે બેન. લોકો જુઠાં તરકતો જોડી, નહીં તેવાં તોહમતો મૂકે તેનું દુઃખ તો બધાં દુઃખો કરતાં પણ વિશેષ હોય છે; અને કેદખાનું એ તો નરકનું જ ધામ હોય છે; તથાપિ તું સબુરી રાખ, એ દહાડો પણ બેસી રહેવાનો નથી. સરકાર એ પણ અજ્ઞાન–સદ્‌ગુરૂ જ હોય છે. જે શિષ્ય કે સેવકી સત પુરૂષ થવા માટે સરકારની સજા ભોગવે છે, તે ઇશ્વરી માર્ગમાં ઉચ્ચ દરજ્જે પહોંચવા માટે જ હોય છે. કેદખાનાની સજા ભોગવવા અર્થે ત્હને ગુન્હેગાર તરીકે જેલની ફરતે આસપાસ મજબુત બાંધેલી કિલ્લા જેવડી ઉંચી દિવાલોની હદમાં રહેવું પડયું છે, ત્યારે તૂર્ત જ ત્હારી સોડેથી ત્હારી તમામ **સ્વતંત્રતા** ખૂંચવી લેઇ ત્હને દુન્યા સંસારની સઘળી મોજ મજા અને વિનાશી સુખોથી જુદી પાડવામાં આવી છે; ત્હને ત્હારાં બચ્ચાં કે બ્હેન, સગાં કે સ્નેહિ વિગેરે સઘળાંથી અળગી રાખવામાં આવી છે; જેથી જાણે કે દુનિયાં સંસાર ત્યજી દઇને ત્યાગી જેવી જ તું તો થઇ છું. આ રીતે આ બંદીખાનામાં ત્હારા દાખલ થવાથી તું પુરૂષનો સંગ–ત્યાગ, વાસના–ત્યાગ, સ્વતંત્રતા–ત્યાગ, સંસાર ત્યાગ, અને ટુંકામાં કહું તો જગત–ત્યાગ પામવાને ભાગ્યશાળી થઈ છું. એ પણ એક પ્રકારનું તું માંગે છે તેવું મોત જ છે. ઇશ્વરી માર્ગમાં દાખલ થનારને જે જે જાતના **ત્યાગ**ની જરૂર હોય છે, તે તે જાતના **ત્યાગ** ત્હને આપમેળે આવી મળ્યા છે; માટે કેદમાં પડયાનું તું દુઃખ નહીં ધર. આ ક્ષણભંગુર સંસારમાં તો સાર એ જ છે કે, દુઃખમાં પણ પ્રભુને વિસરવો જ નહીં. કારણ કે;

> विद्युच्चलं किं धनयौवनायुः ?
> दानं परं किंच सुपात्र दानम् ?
> कंठं गतैरप्यसुभिर्न कार्य ?
> किं किं विधेयं मलिनं शिवार्चा ?

વિજળીના જેવું ચળિત શું કહ્યું છે? તો કહે ધન, જોબન, અને આવર્દા. પૈસા ટકા, જવાંની, અને આયુર્દાનો ભરોસો જ નથી; કયારે પણ ચાલ્યાં જશે. ખરૂં પુન્યદાન કયું છે? તો કહે, વિષય અને પૈસાના ત્યાગી એવાં સુપાત્રને દાન કરી દુઃખમાં આશ્વાસન મેળવવું. કઠે પ્રાણ આવે એવાં મહા સંકટો કાં ન આવે તો પણ શું ના કરીએ બેન? તો કહું છું કે, **પાપ** કરીને આચારથી ભ્રષ્ટ થવું.

પાપ કર્મથી જ દુઃખોની બાંધણી બંધાય છે. જીવ જતો હોય તો પણ કીચું કામ કરતાં અચકાવું નહીં ? તો કહું છું બેન, કે પ્રભુની સેવા ભક્તિ તો જીવ ઉડી જતાં સૂધી કરતાં અટકવું નહીં. ત્હને ત્યાગનો લાભ અત્રે કેદખાનામાં મળ્યો છે તેનો અંદેશો ને વિમાસણ ન કરતાં તું આ સ્થિતિને પણ થોડા દહાડામાં બંધબેસતી થઇ જઇશ. જેમ જેમ માણુસ વૈભવ, ચેનબાજી, સગવડ, અને સુખને દૂર ને દૂર રાખે છે તેમ તેમ તે ખુદાને પોતાની છેક નજીક રાખવા માંડે છે. માણુસની હાજતો જેમ જેમ ઓછી થતી જાય છે, અને વધુ ને વધુ અગવડો અને અડચણો વધતી જાય છે, તેમ તેમ તેનો ભવિષ્યની જીંદગીનો લાભ વધારે એકઠો થતો જાય છે. માટે કેદખાનામાં ઓછી હાજતોનો અનુભવ પણ ત્હને આયંદે લાભકારી થવાનો છે આમ જ સમજી લેવું. વાત કહું.

ટરકીના છેલ્લા ત્રણ ત્રણ **ખલીફ સુલતાનો** પૈકી કોઇ કેદમાં પડયા, અને કોઈ દેશપાર થયા; તેમના વૈભવોએ જ તેમને દુઃખના ગારમાં નાખ્યા છે. તેમના મહેલો, બાગ બગીચા, સંખ્યાબંધ રાણીઓ, સેંકડો દાસ દાસીઓ, અને કરોડો રૂપૈયાના જર જવાહીરોએ પ્રજાની આંખ્યોમાં અદેખાઇ ઉત્પન્ન કરાવી. તેમને આ વખ્ત ઉપર ગુલામ કરતાં પણ નઠારી હાલતમાં આવી પડવું થયું છે. પરન્તુ **પહેલા ખલીફના** રેસાલામાં તો તેની સાથે માત્ર એક જ ઉંટ હતું. અને જ્યારે તેણે **ખલીફાત** સ્વીકારી ત્યારે પોતાની મિલકત અને વતનનો કરકસરથી બહુ જ ચોકખો હિસાબ રાખવાને પોતાની વિધવા દીકરીને તેણે હુકમ કર્યો હતો, જેથી કરીને ત્હેની આવકનો પૈસો દુઃખી લાચાર લોકોનાં દુઃખ ટાળવામાં જ વપરાયો, અને નહીં કે પોતાનાં સુખ સગવડમાં તે પૈસો વાપરી નાંખવામાં આવ્યો; કિંવા નાચાર લોકોમાં બચત રકમ નહીં વાપરતાં નાણું એકઠું થઇ ગયું ! એ **ખલીફનો** જાયનશીન **ઓમર** જ્યારે જેરૂસેલમમાં વિજય વાવટા સાથે પ્રથમ દાખલ થયો ત્યારે એક રાતાં ઉંટ ઉપર સ્વાર થએલો હતો; અને તેની આખી છાવણીના અસબાબમાં પણ શું હતું ? ઉંટના જીનની જોડે લટકાવેલો એક કોથળો માત્ર હતો, જેમાં ખજુર અને ચોખા ભરેલા હતા; પાણીની એક ન્હાની ચામડાંની પખાળ હતી; લાકડાંની એક કથરોટ (થાળી) હતી; અને તે સિવાય રાહતવાટનો બીજો કાંઇ પણ સર સામાન તેની જોડે ન હતો. આવી સાદાઇ જોઇને શેહેનશાહ **હેરેકિલયસે ખલીફના** અનુયાયીઓને પૂછ્યું કે; **ખલીફે** ઠિગડાં મારેલો પોશાક શા માટે પહેર્યો છે ? બીજા **સુલતાનોની** પેઠે ઉંચો કિંમતી લેબાશ એ પહેરતા કેમ નથી ? શાગીર્દો કહે:—"એ સાહેબ તો માત્ર પેલી દુનિયાની જ તલબ રાખે છે, અને માત્ર એકલા ખુદાની જ મહેરબાની મેળવવાની ઇંતેજારી ધરાવે છે."

**હેરેકિલસ**:—"એઓ સાહેબ કેવા મહેલમાં રહે છે ?"

**સેવકો**:—"કાદવથી બાંધેલાં એક ઝુંપડાંમાં."

હેરેકિલસ:—"એઓની તેહનાતમાં રહેનારા કેટલા છે ?"

**સોબતીઓ**:—"ભિખારીઓ અને અનાથ દુઃખી લોકો."

**હેરેકિલસ**:—"પોતાનાં આસન ઉપર કેવી જાતની પિછવાઈ પાથરીને પોતે બેસે છે?"

**સાથીઓ**:—"ન્યાય અને નીતિની ચિત્રયવનિકા પાથરીને બેસે છે."

**હેરેકિલસ**:—"એમનું તખ્ત શેનું છે?"

**ચેલાઓ**:—"પરહેઝગારી, સંયમન, અને સત જ્ઞાનનું બનાવેલું તખ્ત છે."

**હેરેકિલસ**:—"એમનો ખજાનો શું છે?"

**અનુસારીઓ**:—"એકલા એક ખુદા ઉપરનો **વિશ્વાસ** છે."

**હેરેકિલસ**:—"એમના રક્ષકોમાં કોણ છે?"

**સંગાથીઓ**:—"એક જ ખુદાને માનનારા સૌથી ચિવટ અને સૌથી બહાદુર અનુષંગીઓ."

**હેરેકિલસ**:—"ત્યારે આવી ફકીરી હાલતમાં રહેનારો પુરૂષ હો કે સ્ત્રી હો ત્હેને પીડા, દુઃખ, કલેશ, કષ્ટ, કે સંકટ વિકટ હોય જ શેનાં!"

બ્હેન **સિહારૂખ**! આ ઉપરથી તું સમજી શકશે, કે જે માણસની હાજતો થોડી તેને દુઃખ હોતું નથી. ધીરજ ધર, સબુરી પકડ, અને સંતોષ રાખ; છ મહિના વિતી જતાં કાંઈ વાર લાગવાની નથી. ખુદાએ આ પણ ત્હારે માટે ઉપયોગી અનુભવ મોકલ્યો છે; માટે જો આ કસોટીથી ત્હને વૈરાગ ઉત્પન્ન થશે તો તું સંસારની માયા હવે જ ત્યજી શકીશ. આ દુઃખ પણ ત્હને ઉત્તમ ધડો શિખવી જશે; કેમકે દુઃખો આવે છે, તે ઉત્તમ ધડો આપીને જ જાય છે.

છ મહિને **સિહારૂખ** છુટીને ઘરે આવી. પરંતુ હે બ્હેનો! તમને શી વાત કહું! થોડા મહિના પસાર થયા નહીં થયા, કે આ ખાસડકૂટીને પાછી વિષય વાસના શરૂ થઇ. આટ આટલી વિધવાપણાની વિપત્તિઓ વેઠવા છતાં, આટ આટલું તેણી ઉપર પડયું ને વિત્યું છતાં, સુખ વિલાસ ભોગવવાની તેની આશા હજીએ ભ્રષ્ટ થતી નથી; કેવી અજાયબી!

દિગર ગુફ્ત મર્દુમ ન ગર્દદ બુલંદ;
મગર સર બે પીચદ ઝે રાહે ગઝંદ.

**વિશેષમાં કહ્યું છે કે, જ્યાં લગણ માણસ પોતાના દુષ્ટ માર્ગે જ ચાલ્યા કરવાનું છોડતું નથી, અને ફરી ફરીને પાછો તે ને તે જ માર્ગ પકડયા કરવાથી પાછું ફરતું નથી, ત્યાં લગણ તે કદી પણ ઉચ્ચ અવસ્થાએ પહોંચી શકતું નથી, તેમજ બુલંદ સુખો પણ પ્રાપ્ત કરી શકતું નથી. મહારૂખે પોતાના મલ્લિકા મામાને મોકલી સિહારૂખને કેમ સમજાવી તે હવે પછી જણાવીશું.**

# ૪૧ મું દુઃખ નિવારણ.

### તુજે નહીં ખુદાને મારી, તુજે તુંને મારી.

Men talk of unkind hearts:
Kind deeds with coldness still returning,
Alas ! the gratitude of men:
Hath oftner left me mourning.

TENNYSON.

દુઃખી બ્હેનો !



મનુષ્યના એકેક પછી આવતા દુઃખના અવતારો, તેને જૂદી જૂદી જાતના જે અનુભવો બાકી રહી ગયલા હોય છે, તે અનુભવો આપવા સારૂ જ પ્રભુ ભગવાને સરજેલા છે. દુઃખ સુખના સંગાથીઓ તરીકે કસોટીને ટપ્પે ચઢાવી શુદ્ધ કરવા થકી જ સ્નેહિઓ અને શત્રુઓ ઇશ્વરે નિર્માણ કરેલાં છે. જય અને વિજય એ બન્ને પુરૂષોના અનેક અવતારો સરજવામાં ઇશ્વરની કારીગિરી કાંઈ ઑર જ હતી. તેમને પહેલા અવતારે હિર્ણાક્ષ અને હિરણ્યકશ્યપુ તરીકે જ્યારે સરજ્યા ત્યારે તેમને દુઃખના અનુભવો આપી તેમનો ગર્વ ઉતારવા થકી ઇશ્વરે સનકાદીના અવતાર લેખે પ્રલ્હાદને, અને ભગવાનના અવતાર લેખે વારાહ અને નરસિંહના અવતાર, એમ સામ સામી શત્રુ સરજીને તેઓની કસોટી કરી સંકટો આપ્યાં હતાં. બીજે અવતારે તે જ હિર્ણાક્ષ અને તે જ હિરણ્યકશ્યપુ રાવણ અને કુંભકરણ તરીકે અવતર્યા હતા, અને તેમની સામે લક્ષ્મીના અવતાર લેખે સીતાને શત્રુ મૂકી, અને ભગવાનના અવતાર લેખે રામને શત્રુ લેખે મૂકીને દુઃખોનો અનુભવ કરાવ્યો હતો. ત્રીજે અવતારે તે જ રાવણ અને તે જ કુંભકરણને અનુક્રમે દંતવક્ર તથા શિશુપાળ તરીકે જન્મ આપી ભગવાને કૃષ્ણ અવતાર લીધો, તેમનો વધ કર્યો, અને છેવટે એ દુઃખી અવતારો જય વિજય બન્નેને મુક્તિ આપી તેમની મોક્ષગતિ કરી હતી.

આ રીતે સર્વ મનુષ્યોને દુઃખો આપી આપીને, પરિક્ષાઓમાંથી પસાર કરી કરીને, કસોટીએ ચઢાવી ચઢાવીને, દરેકે દરેક જાતના અનુભવો આપીને ઈશ્વર દરેક મનુષ્યને મુક્તિ જ આપનાર છે. જૂઓ; સિહારૂખને કેદખાનામાં જ, કોઇ શ્રીમંતના એક ચાલાક પુત્રને પરસ્ત્રી હરણના વાંક માટે બે વરસની સજા થઈ હતી, એવા એક કેદી સાથે દોસ્તી પડવાથી, તેની જોડે ત્રીજીવાર પરણવાનું તેણી સાટું ચોકઠું પણ કેદખાનામાં જ ગોઠવી આવી હતી. તે જવાનનું નામ જ "વિલાસીપત" હતું. આ ત્રીજા લગ્નની

વાત કાને પડતાં જ **મલ્લિકા** મામાએ તેણીને ઘણી ઘણી સમજાવી: "બેન ! ત્રણ ત્રણ છોકરાં થયાં, શું હજી તું ધરાતી જ નથી ? નઠારી સંગતનું પરિણામ નઠારૂં જ આવે છે, અને સારી કે નઠારી સંગત સુખ કે દુઃખ જ આપે છે; અથવા સદ્ગુણ કે દુર્ગુણ પણ સાથે ખેંચી લાવે છે. વિલાસીપુત જેવા છકેલ ને છટેલ લફંગાની છ માસની સોબતે ત્હને તેવી જ અસર કરેલી જણાય છે. સુગંધીદાર ફુલોના સુવાસમાં જ દહાડો ને રાત મગજને તર કરી ચુકેલી કોઇ પણ દેશની એક **માલણ** ફુલોની સારી સોબતને લીધે હમેશાં શાંત, ખુશ મિજાજી, અને ધૈર્યવાળી જ જોવામાં આવે છે; જ્યારે દુર્ગંધથી વાસ મારતાં માછલાં મચ્છીના ગંધમાં જ દહાડો ને રાત મગજને ચકભમ કરી રહેલી કોઈ પણ દેશની એક **માછણ** મચ્છીના વિસરાટની નઠારી સોબતને લીધે સર્વદા વઢકણી, કલાંટ, કજ્યાખોર અને લડાયક દીઠામાં આવે છે. તું આવા દુષ્ટ સંગાથીની સોબતમાં નહીં સપડાય તો ભલું. ખતા ખાશે. નેપલ્સની રાણી **જેન ૨ જી** જેવી તું નહીં થા. તેણી પણ બધા અપરાધો કરી ચુકેલી બદમાસમાં ગણાવા પામી હતી. **માર્ચ**ના કાઉન્ટ **જેમ્સ** સાથે તેણી પરણેલી હતી, જેણે તેના બીજા આશકોને વિણી વિણીને ઠાર મરાવ્યા હતા, અને છેવટે ખુદ પોતાની આ મોહોરદારને પણ તે લફંગા ધણીએ બે વર્ષ વેર કેદખાનામાં પૂરી રાખી હતી. પરન્તુ જેવી તે કેદમાંથી છુટવા પામી તેવો જ તે લફંગો ધણી પણ આ કમજાત ઓરતના પ્રપંચોથી બીહને ફ્રાન્સમાં નાસી છુટયો હતો. આ નાપાક **જેન** કોઇ કેરેસ્ચોલી નામના નવા આશક સાથે જોડાઈ, અને પાછળથી તેનું પણ તેણીએ કાટલું કાઢી બીજા ધણીઓ અવર નવર કીધા ખરા, પરન્તુ મહા મહા સંકટો વેઠીને તેણે મરતાં સૂધી સુખ તો દેખ્યું જ નો'તું. માટે હે બેન ! તું કેટલીક વાર પરણશે, ને કેટલીક વાર રંડાપાના દુઃખો ભોગવવા તૈયાર થશે ?"

"**મલ્લિકા મામા**ના મ્હને શા ભાર ને ઉદાર છે !" **સિહારૂખ** મનમાં ને મનમાં સ્વગત બડબડવા લાગી કે; "**નવ મલ્લિકા*** જેવડા **મામા**નું તે વળી મ્હારી આગળ વજન કેટલું ! હું તો મ્હારા મનનું જ સુઝયું કરીશ !" **મલ્લિકા** મામાની સલાહ પણ નહીં માનતાં તેણે **વિલાસી** પુત્રને પોતાને ત્યાં બોલાવી, પોતાના છેલ્લા ધણીએ આપેલો ચપ્પુ તેના હાથમાં આપી, પેલા ગુઢ કવેતનો મનપતીજ ઉકેલ કરવા જણાવ્યું. **વિલાસીપુત** વિલાસી હતો એટલું જ; બાકી તો પૂરો પાકો ભણેલો કેળવાયલો ચતુર ચાલાક જવાન હતો. તેણે ચાકુના બન્ને પાનનાં બન્ને પાસાં વાંચી વાંચીને છેવટે તેનો ગુહ્ય ઉકેલીને **સીહારૂખ**ને પોતાની ચતુરાઇથી જૂદા જૂદા અર્થ

* **મલ્લિકા**=એટલે જાઈ ફુલ જેને અંગ્રેજીમાં Jasmine અને હિન્દીમાં નવ મલ્લિકા, તથા ગુજરાતીમાં જાસવેણ, જુઈ, ચમ્પેલી, ચમેલી એવાં નામથી ઓળખે છે. નવ મલ્લિકા મામાનું વજન એટલું ગણવું કે, ૯ ફુલના ભાર જેટલું. કેમકે **મામા** શબ્દને છુટા પાડીએ તો ૪ાા+૪ાા=મળીને ૯ નો આંકડો આવે. આમાં અક્ષર ઉપર શ્લેષાલંકાર સમજવો. બે સાડાચારને જોડીને વાંચ્યે તો **મામા** થાય.

**સમજાવવા** લાગ્યોઃ—આ કવિત જોડનારાએ સોનું તોલવાના કાંટાને ઉદ્દેશીને **એક** એવા જમાના–સાધુ વિષે કહ્યું છે, કે જે પુરૂષ મ્હોટા અને બળવાનની આગળ કાંગો ઘેલો થઈને, બળ્યાની બાથના ગભરામણુને લીધે, તેને પગે **પડી** નમી જઇને આવી બલા દૂર રાખતો; બાયલા હિચકારા ને હલકા માણસોની પાસે તો પોતાનો રૂઆબ રાખી ઉચ્ચપણામાં જ રહેતો; અને બરોબરિયાની સાથે સમભાવ રાખીને રહેતો હોવાથી પોતે ત્રણે રીતે સંકટમાં સપડાતો ન હોવાનું અભિમાન ધરતો હોવાથી, અન્યોક્તિ કરીને કવિ પેલા તોલવાના કાંટાને કહે છે; અર્થાત, સાસુને કહીને વહુને સમજાવે છે કે; “હે **કાંટા**! જ્યારે ત્હારી પાસે ઉસ્તાદ ગુરૂ આવીને (એટલે ભારે મોટું વજન) બેસે છે ત્યારે તો તું છેક નીચે નમી પડે છે; જ્યારે ત્હારાથી હલકો (ઓછો ભાર અથવા કમી વજનનું કાટલું) આવી મળે **છે** ત્યારે તો તું છાતી કાઢીને ઉંચે ચઢી **જાય** છે; અને જ્યારે ત્હારી બરાબરીનો કોઇ મળે છે ત્યારે તો તું સીધો સટ સરખો થઈ રહી સમપણાને ધારણ કરે છે; એટલા માટે તું ત્હારા આ ગુણોનું અભિમાન નહીં ધર! ત્હારામાં કાંઈ ખરેખરો વિલક્ષણ ગુણ તો છે જ નહીં, કેમકે લોકોને જે સુવર્ણ (સોનાના ઘરેણાં) શોભા આપે છે તે સોનાને તો તું ન્હાની સરખી **ચણોઠી**ની સાથે તોલે **છે**! હે **સોહારૂખ**! એનો સાચો અર્થ તો પાદશાહથી પોતાની રૈયતને થતા ગેરઇનસાફને લાગુ પડે છે, જેનો ન્યાયનો કાંટો ગેરઇનશાફીનો હોઈ જબરાને નમે છે, ને નબળાને નચાવે છે. વળી એનો ચોથો અર્થ તો જગતના લોકોથી ત્હારી થતી નિન્દાને લાગુ પડે છે, જેઓ અસતનો કાંટો પકડી ત્હને અન્યાયી તોહમતો મૂકી સતાવે છે. હું ત્હારાં બધાં સંકટો ટાળવાને જ ત્હને વરવા ખુશી થઇશ. સુખની ઇચ્છાએ જ માણસ સર્વ કાર્ય કરે છે. તું બબે વાર પરણીને રંડાઇ છું; પરન્તુ યાદ રાખજે, કે પુરૂષને મરણ પામ્યા કરવાની તો ટેવ જ પડેલી છે, અને સ્ત્રીને રંડાયા કરવાની પણ આદત જ પડેલી, છે. ક્ષણે ક્ષણે માણસનું શરીર બદલાય છે. જેમ આપણે **નર્મદા**, **તાપી**, **ગંગા** અને **જમના** નદીઓને ભાવપૂર્વક પુજ્યે છિયે, તોપણ જે પાણીનું આપણે દર્શન કરીને પુજેલું, તે જ પાણી બીજીવાર આપણને દેખાતું એ નથી, ને પળેપળ તે પાણી જેમ બદલાયા કરે છે, તેમ જ જે પુરૂષના શરીરને તેની પ્રિયા એક વાર પુજતી હોય છે, તે શરીર થોડા વારમાં જ બદલાઇ જાય છે; માટે **એક** વ્હાલું શરીર ગુમાઇ ગયું તો ઓહાપો કરવાનું કાંઇ કારણ નથી, બીજું શરીર તૈયાર જ હોય છે. એ ન્યાયે હવે હું ત્હારો નવો પતિ છું જ છું. જો ત્હારે મ્હારી જોડે ફરીનું પાણિ ગ્રહણ કરવું હોય તો પ્રથમ ત્હારા મરનાર ધણીની આજ્ઞા પ્રમાણે કડક ઉતારવા સારૂ પ્રથમ તું **ખાંડુ–લગ્ન**‡ કર! જગતને જેમ સ્ત્રી વિના ચાલતું નથી તેમ પુરૂષ

‡ ખાંડુ–એટલે તલવાર; અને ખડ્ગ–એટલે પણ તલવાર. રજપુત લોકોમાં એક એવો રિવાજ હતો, કે પરિણેતા (વરરાજા) પરણવાનુ સાટું કરવા સારૂ પોતે જાતે કન્યાને ઘેર જતો, અથવા પોતાના

વિના પણ ચાલતું નથી. જગતથી જેમ સુખ વગર રહેવાતું નથી તેમ દુઃખ વગર પણ સોહવાતું નથી. માટે તું એકાંતનો ઉપયોગ કરીને ત્હારાં દુઃખો વિસારવાને ઠેકાણે મ્હારૂં જોડાણ કરીને સુખના દહાડાને સતે જ કર !"

## ૪૨ મું દુઃખ નિવારણ.



**શરીર એક નવાઇ છે–પ્રાણ ત્હેની ગવાહી છે.**

આ ઉત્તમ દિલાસાથી અંજાઇને સિહારૂખે પેલી જ તલવાર સાથે પ્રથમ લગ્ન કર્યાં, અને પછી જ વિલાસીપૂત જોડે વિવાહ કર્યો. વિલાસીનો એ શોખ હતો, કે પોતાની પથારી ઉપર તાજાં પુલોની એક ટોપલી દર રાત્રે માલણ પાસે મંગાવી નંખાવતો, અને પોઢતી વેળાએ પથારીમાં તે પુલો પાથરી નાખવાની દ્વીમારીકાને આજ્ઞા કરતો; અને પ્રભાત થતાં તે સુકાયલાં કુમળાયલાં ફુલોનો કા'વો કરાવી એક કટોરો પોતે પીતો ને બીજો પોતાની પ્રીયાને પાતો. "હે સ્વામી !" એક દિવસે સિહારૂખે પૂછ્યું:–"રાત્રિયે સુંદર સુવાસી પુષ્પોના પરિમળ પિમળથી પોતાની પ્રિયાને બહેંકાવી પ્રભાતમાં જ તેનો કડવો કા'વો પીવાડવાનું પ્રયોજન શું છે તે કાંઇ સમજાવશો ?"

પ્રિયે ! વખત વખતની છાંયડી ભિન્ન ભિન્ન હોય છે. જે સુખી દેખાતો સમય હોય તે પળવારમાં બદલાઇ જાય છે. તું અને હું બન્ને વિષયી હોવા સિવાય દુઃખના આવા ભારે વખ્તમાં કાંઈ જોડાત નહીં; પરંતુ તું વિધવાને વરીને હું વિષય મુક્ત

પ્રતિનિધિ તરીકે પોતાનું ખાંડું મોકલી આપતો. ખાંડુ મોકલવાથી કરીને ભાટ, ભવાયા અને ભિક્ષુકોને જે દાન વરરાજાએ કરવાનું, તે ભેટ કરવાની જરૂર જ રહેતી નો'તી. જ્યારે ખાંડુ–લગ્ન કરવાં પડે ત્યારે વરરાજા એક રથમાં તલવાર લઈને બેસતો, હાથમાં નાળિયેર રાખતો, વાજતે ગાજતે પોતાનાં સગાં સ્નેહીઓ સહિત પોતાના ગામના પાદર સુંધી જતો. પાદરે તે ઉતરી પડતો અને પોતાના નોકરને તલવાર અને નાળિયેર આપી પેલા રથમાં પોતાની જગોએ બેસાડતો. રથ જ્યારે વધુનાં ગામ આગળ આવી પહોંચતો ત્યારે તે ગામના પાદરે જઈને વહુ તરફનાંઓ તેને આવકાર આપતાં. શિષ્ટાચાર વિધિ ક્રિયા થયા પછા પેલો નોકર હાથમાં તલવાર પકડીને પાટલા ઉપર બેસતો અને લગ્ન મંડપમાં આવીને તેની સામે પરણતી કન્યા બેસતી. પછી પેલી તલવાર સાથે લગ્ન એવી રીતે કરવામાં આવતાં, કે જાણે તે તલવારનો માલિક જ પરણતો હોય. બે ત્રણ દહાડા રહીને પેલા રથમાં પતિના ચાકર સાથે તે કન્યા સામ સામે બેસીને સાસરે જતી જ્યારે વરના ગામના પાદરે વહુ તરફનાં આવી લાગતાં ત્યારે હકકદાર ધણી ગામને પાદરે જઈ વહુને આવકાર આપતો; રથમાં બેઠેલો નોકર તેમાંથી ઉતરી પડતો; અને તેની જગોએ પરિણેતા બેસીને પોતાની વહુને પોતાના ઘરે લઈ જતો. આવા વિવાહને ખાંડુ–વિવાહ, અથવા ખડ્ગ–લગ્ન (Sword–Marriage) કહે છે.

થયા કેડે મરવા અને મુક્તિ મેળવવા પણ વહેલો માગું છું. તું હવસી રહીશ તો હજીએ કોણ જાણે મ્હારા પછી પણ તું કેટલાકને માટી કરીશ. સંસાર તો ભલાંને પણ ભૂંડાં કરતાં વાર લગાડતો નથી. સંસાર તો સુખ દીધા પછી તુર્ત દુઃખ દેવામાં દેરી કરતો નથી. સંસાર તો મધના પ્યાલા પછી એકાએક ઝેરનો પ્યાલો ધરી દેવામાં જરાએ દયા કરતો નથી. બેનહાદના લશકરના સરદાર હઝાયલને જ્યારે એલીશા તરફ મોકલવામાં આવ્યો ત્યારે પાપ કર્મનું માત્ર નામ સાંભળીને પણ ત્હેને કમ્પારી છુટતી હતી. તે એટલો તો પુન્યશાળી, ભલો, અને સુખી જીવડો હતો, કે તેના પાપી વખત વીશે, તેની ઉપર આવી પડનારાં સંકટો વિષે, અને તેની બદીઓ વીશે જ્યારે હઝરતે ભવિષ્ય ભાખ્યું ત્યારે મુસ્તાકી ગુસ્તાખીથી ખળભળીને ગુર્રાખીથી તે બોલી ઉઠયો હતોઃ–"અય હઝરત! ત્હારો બંદો કાંઈ કૂતરો બૂતરો છે શું? ત્હારો સેવક કાંઈ રાંડી રાંડ જેવો બાયલો છે? હું પાપથી ડરીશ, પણ દુઃખથી નહીં ડરીશ!" હે પ્રિયા! જ્યારે તેની સનમૂખ લાલચો અને લલચાવનારાં સુખો આવીને ઉભાં રહ્યાં ત્યારે તેનાં નેણ ફરી ગયાં, અંતઃકરણનો પડદો ખસી ગયો, અને જે હઝાયલ પાપ કર્મનું માત્ર નામ સાંભળીને કમકમતો, પરદુઃખનો પડછાયો દેખીને પણ જેને કમ્પારી વિછુટતી હતી, તે જ હઝાયલ પોતાના રાજાનું ખૂન કરવાને પણ ચૂકયો નહી! સિરિયાનું તખ્ત ખૂંચવી લીધું, અને અનાથ રૈયત ઉપર જુલમ તથા સીતમ ગુજારવામાં જરાએ દયાવૃત્તિ દાખવી નહીં. ઇઝરાયલોનાં મથકોને આગ લગાડી સળગાર્વા દીધાં, જવાન્યાઓને પોતાની શમશીર વડે કાપી નાખ્યા; તેમનાં બાળકોને જમીન ઉપર પટકી અફાળીને મારી નાંખ્યાં; ગર્ભવતી સ્ત્રીઓને ચીરી નાંખી; અને વિધવાઓનાં શિયળ તરફ બેશરમી ચલાવી. અંતે તેના શરીરમાં હજારો છિદ્રો પડયાં, જેમાંથી અકેકો કીડો બહાર નિકળીને, શાયરની શાયરી પ્રમાણે, એરબ્બી જબાનથી ઝીણી અવાજ કરતો કે;

અનેલમ ઇયોમોલ વેદાએ તાસોફા!
લાતેહસબુની ફેલમવ્દ્દતે મુનસેફા!

અફસોસ! સદ હઝાર અફસોસ! હમે (દુઃખ પામેલાં માણુસો જીવડા રૂપે કહે છે.) વિખુટાં પડયાં ત્યારે જ હમારો જીવ નિકળી નહીં ગયો! દિલલગી અને મોહબ્બતની માયા વિષે તમે કોઈ હમોને ત્હમારી મુનશફીથી ચલાવવાનું ગુમાન કરશો જ ના! હે પ્રિયે! પાપ કર્મની વિજળીએ બાવા આદમ જેવા ખુદાઇ માણુસને માર્યો, તે જેવો ગુન્હાના ગારમાં અટવાઇને જ્યારે દુઃખી થયો ત્યારે આપણા શા જમે ઉધાર રહેવાના? આજે ફુલની પથારીએ પોઢયે છિયે, કાલે કરકટી ઉપર પોઢીશું; માટે સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ વારા ફરતે આવવાનું જ છે, તેની હરદમ ત્હને યાદ આપવા માટે જ ફુલની પથારી ઉપરથી ઉઠાડીને તુર્ત હું ત્હને કડવો કા'વો પાઉં છું. લે આ સોટો! એના ઉપર કોતરેલો લેખ જે કોઈ

ઉકલાવે તેની તું આયંદે સોડ સાધજે, અને નહીં તો મ્હારા મૂઆ કેડે કાયમનો રંડાપો ભોગવવામાં જ સુખ સમજજે:—

હરિ ગરજ્યો, હરિ ઉપજ્યો, હરિ આયે હરિ પાસ;
જબ હરિ હરીમેં ગયો, તબ હરિ ભયો ઉદાસ.

એક રાતે માલણે ઠાલવેલી ફુલની ટોપલીમાં સર્વથી ઝેરી કાળો એક વિંછુ જે તેમાં છુપાયલો હતો, તેણે સુતાં બરાબર જ વિલાસીપૂતને એવો તો કારી ડંશ માર્યો, કે તૂર્ત જ તેણે ચિસો પાડી મૂર્છા ખાઇ છેવટે બેભાન હાલતમાં આખી રાત પસાર કરીને દિવસ ઉગતે તેણે પ્રાણ છોડયો. ટુંકમાં જ કહ્યે તો સિહારૂખના દુઃખની પાછી નવી શરૂઆત થઇ, અને આ કાળમૂખિને ટોટે નવા ધણીનું નવું ખૂન વળગ્યું. ધણીનો પ્રાણ લેનારી ઠરી; અને સરકાર દેવડીમાં ઉંધે કાંટે ઇનસાફ થયો, કે તેણે ઝેર દઇ પતિને મારી નાખ્યાનો શક ઉત્પન્ન થાય છે! માત્ર લોકની નજરમાં તે અપરાધી થયાથી તેણીને શકનો લાભ આપવા જેટલો પણ ન્યાય મળતાં, છ માસ અંધારી કોટડીમાં રાખવાની તેને સજા થઇ!

દુઃખી બ્હેનો! તમે તો માત્ર એક જ રંડાપાને રડો છો, પરન્તુ આ અભાગણી ઓરતને તો વૈધવ્ય ઉપરાંત કેવાં કેવાં અન્ય દુઃખોનું પણ રડવું પડે છે, તેનો તમે વિચાર કરીને તમારી વિધવાવસ્થામાં સંતોષ નહીં પકડો? "અંધારી કોટડી" માં એક માણસને નાંખવામાં આવે છે, તેની આબાદ સરખામણી એક દુઃખી રાંડી રાંડની સ્થિતિ સાથે જેમ થઇ શકે, તેમ તેની સરખામણી ઇશ્વરિ માર્ગમાં દાખલ થનારા ઉમેદવારની સાથે પણ થઇ શકે છે. અંધારી કોટડી એવી તો અંધકાર, એવી તો એકાંત, અને એવી તો ત્રાસજનક હોય છે, કે જેવી ભયાનક જગ્યો એક હિન્દુ વિધવાને સાસરા ઘરના અંધારા ખુણામાં જ ભોગવવાની મળે છે; અથવા ઇશ્વરિ માર્ગમાં દાખલ થનાર જીવડો જેમ એક અંધિયાર ગુફામાં અંધકારના ભભૂકા વચ્ચે તપસ્યર્યા કરતો બેસે છે તેવી જ તે હોવાથી, "અંધારી કોટડી" ની સજા ભોગવનારૂં માણસ સર્વ જગતનો ત્યાગ કરીને, સર્વ સ્વતંત્રતાનો નાશ કરીને, અને સર્વથી અગત્યની ખુદાઇ બક્ષીશ જે પ્રકાશ છે, તેનો પણ ત્યાગ કરીને તપસ્વી જેવું જ બને છે. દુઃખ જેમ નઠારાં માણસને માટે સરજાયલું છે, તેમ સારામાં સારા માણસને માટે પણ સરજાયલું હોય છે. સૂર્યને પણ ગ્રહણ તો લાગે છે જ. ખુશનુમા ચંદ્રને પણ ગ્રહણનું દુઃખ લાગેલું હોય છે. માણસ જ્યારે દુઃખમાં આકળું અધીરૂં પડે છે ત્યારે જ તેને દુઃખના ઘા જબુન લાગે છે. પરન્તુ બહાદુર ખમનાર જો કે જોરાવર શત્રુથી હાર ખમે છે તોપણ તે હારને પાછી જીત મેળવવાની ઉમેદમાં જેમ નાઉમેદ કે નિરાશ થતો નથી, તેમ દુઃખોના પહાડ તૂટી પડવા છતાં આપણી નાયકા સિહારૂખ પણ કદી નાસિપાસ નથી થતી તે નથી જ થતી. પોતાની દુર્દશા અને કમ્બખ્તીઓ વીશે જન મોઢે બળાપો ને સંતાપ જણાવ્યા કરવા કરતાં તે અરિષ્ટ અનિષ્ટ સંકટો

વીશે ભૂલી જવાની ટેવ પાડવી એ ઘણી રાહત આપનારી સબુરી ગણાશે. ઘણાં સંકટો સેવતી મૂગે મોઢેની, ગંભીર મુદ્રાવાળી, અને સહનશક્તિવાળી એક વિધવા, એ તો જગતના બીજાં દુઃખી લોકોને દિલાસો મેળવવાનું એક અમુલ્ય સાધન હોવાથી, તે દેવી પ્રમાણે પુજવાને પાત્ર છે. કવેશ્વર કુલોપસ્ટોકે પોતે જોડેલાં "મેસાયા" નામના કાવ્યમાં એવી જ એક પવિત્ર, અશો, અને ભલી સ્રીનું વર્ણન કરેલું છે; અને જ્યારે તે કવિ પોતે મોતના ડાચાંમાં આવી ચુકયો ત્યારે મરતો મરતો પણ તે અશો નેકજાદ બાઇનાં વખાણનાં ગીતો ગાતો ગાતો, તેણીની પેઠે મૂગે મોઢે દુઃખો ખમવાના બોધ, હાજર રહેલી બાનુઓને આપતો ગયો હતો. તે બાઇ પાકજાદ છતાં સંકટોમાં કાં પડી હશે? પવિત્ર પ્રલ્હાદ ભલો છતાં અગ્નિમાં કાં ફેંકાયો હશે? અશો જરાથુસ્ર પાક હઝરતને આગમાં ને જનાવરોનાં ટોળાંમાં ફેંકી કાં દેવામાં આવ્યા હશે? દયાનો સાગર જીસસ ક્રાઈસ્ટ શુળીએ કાં ચઢયો હશે? રામચંદ્રજી જેવા ઇશ્વરિ પુરૂષ ઉપર વનવાસનાં સંકટો કાં પડયાં હશે? મહમુદ પેગમ્બરને અંધારા ગારમાં ભરાઇ છુપાઇને દહાડા કેમ કાઢવા પડયા હશે? એનો વિચાર કરી તમે સબુરી ધરજો, કે પાપીઓને જ કાંઈ દુઃખની આંચ લાગે છે એમ નથી, પરન્તુ ભલ ભલાં, ભલાં માનવીઓને પણ આફતના આંચકા લાગ્યા વગર રહ્યા નથી. ઉત્તમ ચારિત્રય અને ઉમદા ખવાસના સાધુ જેવા હજારો આદમીઓને હમેશાં વ્યાધિ, આધિ અને ઉપાધિનાં, કિંવા અનાથ નિર્ધનતાનાં દોહેલાં દેખવાં પડે છે. સંકટ વિકટ અને વિપત્તા વિપત્તિ એ તો મહાન ભલા માણસોની કસોટી હોય છે. તેમ જ સારાં મનુષ્યોની એ તો પરિક્ષા જ હોય છે. તે જ વિધવાઓને ધન્ય છે, જેણીઓ પોતાની દુઃખાવસ્થાને પણ સુખી સ્થિતિ માને છે, અને પોતાને શીર આવી પડેલી જવાબદારીની ફરજો શાન્તિથી બજાવે છે. ઉદાર અને ઉમદા દિલની વિધવા સંકટના સપાટા ઝપાટા ખમતે ખમતે પણ ઇશ્વર ઇચ્છાને શરણે જાય છે, અને દુઃખની એક "આહ" પણ બહાર કાઢતી ન હોવાથી ત્હેના અંગે ઓછી જ લાહે દાહે બળે છે. જે વિધવાનું દિલ સાંકડું ને સંકોચિત્ત હોય છે તેણી વૈધવ્યથી નરી ધ્રુજી જઇને ખુદાને પણ વાંકા શખુન ઓચરીને હૈડે ટાઢક મેળવવાની એકની એક બાકી રહેલી જગ્યો પણ ગુમાવી બેસે છે. શું, શું, તમે મ્હારૂં કહ્યું નહીં માનશો, કે દુઃખના ભારે બોજાને સબુરી એકલી જ હલકો કરી શકે છે? એકવાર પિસેલે મોઢે સબર પકડી જૂઓ, તમારા ઉપરના આફતનાં વાદળો બીજાંઓની દ્રષ્ટિએ પડવા પહેલાં જ વિખરાઇ જશે. તમે રંડાપાના દુઃખના બોજા તળે ચંપાઇને દબાઇ જતાં હશો તોપણ સબુરી, ધૈર્ય, હિમ્મત અને ઉમ્મેદ તમને નવું બળ આણી આપશે.

न नित्यं लभते दु:खं, न नित्यं लभते सुखम् ।
शरीर मेवायतनं, दु:खस्य च सुखस्य च ॥

ચાલુ ને ચાલુ હમેશાં કાંઇ દુઃખ જ પડયા કરતું નથી. બારે દહાડા બસ સુખ સુખ ને સુખ જ મળતું રહેતું નથી. આપણું શરીર એ તો જેમ સુખને રહેવાનું મકાન છે, તેમ દુઃખને રહેવાનું પણ એ જ સ્થાન છે. ગમે એવું આ દેહ ઉપર કષ્ટ પડે છે છતાં માયા ટળતી નથી, આશા મરતી નથી, અને મરવા પણ ગમતું નથી. જૂઓ બ્હેનો, પેલી **સિહારૂખ** જેને હવે સૌ જન **"ત્રિમારિકા"** ના નામે ઓળખતાં હતાં, તે છ માસની અંધારી કોટડીની સજા ભોગવીને જેવી છુટી થઇ તેવો જ તેણીને વૈરાગ્યનો વિચાર ન આવતાં, પાછો સંસાર માંડવાનો જ વિચાર આવ્યો! તેણી આયંદે રંડાય નહીં તે સારૂ કડક ઉતારવા થકી તુળસી વિવાહ કરી જોયા, શોકિય-પગલું ગળે ઓળવી જોયું, તલવાર સાથે લગ્ન કર્યું, પણ તેણીની સરજતમાંથી ફરી ફરીને પરણવાનું તેમ પાછાં ને પાછાં રંડાવાનું કાંઇ મટયું જ નહીં. તેનો હાથ ધરવાને હિમ્મતવાન હરિલાલ તૈયાર થયો. **સિહારૂખને** હવે વિષય તૃપ્તિને માટે નહીં, પરંતુ પોતાના પુત્ર પુત્રીની અને પોતાના પેટની તૃપ્તિ માટે પણ માથે ધણી રાખવાની જરૂર જણાઇ.

## ૩૪ મું દુઃખ નિવારણ.

### પરમેશ્વર ચાહીને તેડું કરે ત્યારે હસો કે રડો?



**એ**ક દિવસે તેણી માથે હાથ દઇને રંડાપાની, તોહમતોની, અન્યાયોની, તુરંગોની અને ઉદર પોષણની હાડમારીઓના વિમાસણમાં બેઠેલી હતી, એવામાં હરિલાલે આવી તેને સમજાવી કે; "એક વિધવા જેમ જેમ પોતાની હાડમારીઓને વધારે ને વધારે કવાયદ કરાવ્યા કરે તેમ તેમ તે બીજાઓની દિલસોઝી કમી ને કમી જ કરતી રહે છે. માનવી પોતાના મનને જે દહાડો શુભ અને શાન્તતાના વિચારોમાં રોકતું નથી, તે દહાડો તેનો કારમો જ પસાર થાય છે. અશુભ વિમાસણમાં પસાર કરેલો દિવસ તે આપણી પોતાની જીંદગીનો દિવસ જ નથી. ઉઠ, ઉદાસીથી નંખાઇ ન જતાં ઉત્સાહ ને ઉમંગ પકડ; હું ત્હારો હાથ ધરવા તૈયાર છું." **ત્રિમારિકાને** તો જેવું જોઇતું હતું તેવું જ વૈદે ફરમાવ્યું. તૂર્ત જ તેણે ખૂણામાં મૂકેલો **વિલાસીપૂતે** આપેલો સોટો બતાવીને તેનો ભેદ સમજાવવા હરિલાલને કહ્યું. **હરિલાલે સોટા ઉપરનો લેખ ઉકેલી તૂર્ત જ તેનો મર્મ સમજાવતાં જણાવ્યુંઃ "કુબેર**

કવિના ગૂઢ દુહાઓમાંનો આ એક દ્વીઅર્થિ દુહો છે. બહારના અર્થે તેનો ભેદ એ છે કે; હરિ એટલે મેઘની ગર્જના થતામાં જ હરિ કહેતાં દેડકાંઓએ પુનર્જન્મ લેવા માંડયો છે. દેડકાંએ જન્મ લીધો તો ખરો, પરંતુ ચાલી ચલાવીને હરિ એટલે પોતાનો શિકારી જે સાપ, તેનાં ડાચાં આગળ ખેંચાઇ આવ્યો છે. એટલામાં વળી હરિની એટલે પ્રભુની કૃપા થવાથી તે દેડકો હરિ એટલે પાણીમાં પેસી ગયો, જેથી પોતાના હાથમાં આવેલો શિકાર છટકી ગએલો દેખીને હરિ કહેતાં પેલો સાપ ઉદાસીમાં પડયો છે. એનું હારદ એ સમજવું કે, માણસ વારંવાર પાપ કર્મ કરીને દુઃખી દુઃખી થાય છે, અને મરણ પામીને જ્યારે પ્રભુ સમક્ષ પ્રતિજ્ઞા લે છે કે; "હવેથી હું કદી પણ શેતાનની આગળ નહીં જ જઇશ, અને શેતાનનો શિકાર નહીં જ થઇશ !" ત્યારે પ્રભુ તેને પાછો અમુલ્ય માનવ જન્મ આપે છે, તથાપિ પાછો ને પાછો તે પ્રભુનો માર્ગ છોડીને શેતાનના જ પક્ષમાં જાય છે, અને પાછો ને પાછો પાપો કરીને દુઃખોના વમળમાં પડે છે; પરંતુ ઈશ્વર એવા દયાળુ છે, કે શેતાન તેને પોતાના પંજામાં પકડી લે તે પહેલાં તેને તે દયાળુ બાપ બચાવી લે છે. હે દુઃખ્યારી ! તું ત્હારાં કે ત્હારાં બચ્ચાંના પેટ ભરવાની શોધમાં શોકાતુર નહીં રહે; તું તે એકના ઉપર જ ઇતબાર રાખ; ખુદાઇ કે દન્દાન દેહદ નાન દેહદ=જે ખુદાએ દાંત આપ્યા છે તે ચવેણું પણ આપશે જ. ચાવવાને જો ચવેણું નહીં મળે તો હવે (પ્રભુ) હરિ નામને ચાવીને તેનું સ્મરણ કરી હરિને (પોતાને) બસ પડ.સબહીકે સાર એક, રામ નામ લીજીએ.

જેહેદે રેઝક વર કુની વગર ન કુની;
બેરસાનદ ખુદાએ એઝજો જલ.
વર શવી દર દેહાંને શીરો પલંગ;
ન ખુરંદત મગર બ રૂઝે અજલ.

રોજી રજક શોધવાની મહેનત તું કરે કે નહીંએ કરે તોય તે ગાલેબ અને બુઝર્ગ ખુદા પાક ત્હને રોજી રજક પહોંચાડશે જ. માંગો કે માંગો નહીં, પ્રભુ વખતે દેનાર. અગર તું વાઘ કે ચિત્તાના મોઢાંમાં કાં નહીં જઇ પડે, તો પણ ત્હારો અજલનો (મોતનો) દહાડો આવ્યા વગર તેઓ ત્હને ખાઇ શકવાના જ નથી. હવે સમજ; ત્હારા આગલા ધણીએ ઉપલા દુહામાં અગમચેતી કરીને તે દુહો મ્હારા માટે જ આ સોટા ઉપર કોતરીને ત્હને આપેલો છે.

હરિ ગરજ્યો; એટલે કે જમ દૂતે ગર્જના કીધાથી ત્હારો વ્હાલો ધણી મરણ પામ્યો; જેથી તું જોકે સિંહના જેવી હિમ્મતવાન હતી, તો પણ પતિનું મરણ દેખીને અને પાછો રંડાપાનો સંતાપ ભોગવવાની પડેલી ફાળથી કરીને હાય હાય કરતી છાતી કૂટતી હરિ કહેતાં વાંદરીની પેઠેમ કુદા કુદ કરવા લાગી હતી; જેથી ત્હારો ધણી મરવા અગાઉ ત્હને દિલાસો કહી ગયો હતો કે, ત્હારી વિધવા અવસ્થાનાં સંકટોનું નિવારણુ કરવા થકી હરિ એટલે વિષ્ણુ ભગવાન, હરિ એટલે હું હરિલાલના રૂપે

પ્રગટ થઇ ત્હને ઉગારશે; જેથી કરીને ગ્રિષ્મ રૂતુના તાપથી તપીને દુઃખે દુઃખે કાયર થઇ મરવા પડેલો હરિ કહેતાં દેડકો, હરિ એટલે વરસાદને પાસે આવેલો દેખીને જાણે પાછો પોતાનામાં જીવ આવ્યો હોય એવો હર્ષિત થાય, તેવી રીતે તું પણ હવે લગાર ટટાર થા. હરિ કહેતાં સાપ જ્યારે પોતાને માથે હરિને એટલે મોર જેવા શત્રુને ભમતો દેખી ભય પામીને, જે વખ્ત પર ધ્રુજી રહેલો છે, એવામાં પોતાની પાસે હરિ એટલે ઇંદ્રના અશ્વનો ઓથ આવી રહેલો દેખીને જેમ ધૈર્ય ધરે છે અને જીવ ઠેરવે છે, તેમ ત્હારા દુઃખના વખ્ત પર, હું હરિ એટલે ઇંદ્રની પેઠે ત્હારૂં પાણિ ગ્રહણ કરવા આવી ઉભેલા હરિલાલને જોઇને શાન્ત થા; અને નહીં કે, હરિ એટલે ચંદ્રમા જેમ હરિના પાકની રૂતુમાં (તાપની મોસમે જે ૩ જી વારનો પાક ઉતારવામાં આવે છે) શીતળ રાત્રિએ મનહર ચાંદણી પાથરી લોકોની સ્તુતિ સાંભળતો હતો એવામાં હરિએ (સૂર્યે) પ્રગટ થઇ પોતાના તાપ અને પ્રકાશમાં તે હરિ (ચંદ્ર)નો ઝળકાટ ઢાંકી દીધાથી તે ચંદ્ર જેમ ખૂણે ચંપાય છે, તેમ તું વિધવા થઇ માટે બીજી સધવાને દેખી ખૂણે નહીં ચંપાઇશ. જગતની શરમ કરીને હરિ એટલે કૃષ્ણની આગળ લાડકા હરિને (મોરને) આવેલો દેખીને જેમ હરિ એટલે પોપટ ઉદાસ થઇ નીચી મૂંડી કરીને જેમ ખૂણાં ખંટોળાં શોધતો ફરે છે, તેમ તું હવે ઉદાસી અને નિરાશીથી દબાઇ નહીં રહે.

આવા સુંદર, એક જ શબ્દના જૂદા જૂદા અર્થ લાગુ પાડીને આપવામાં આવેલા દિલાસાથી હિમ્મત પકડીને હરિલાલ સાથે સિહારૂખે ચોથી વાર લગ્ન કરવાનું ઠરાવ્યું. આ વાત માહરૂખ બેનની જાણમાં આવતાં જ તેણી પોતાની ન્હાની બ્હેનને ડામ દેવાને દોડી આવી કહેવા લાગીઃ–"તું અમારાં લટિયાં જગતમાં કાં પિંખાવે છે ? આ હરિલાલ કુંવારો ને તું રાંડેલી, એવાં લગ્ન તે કેમ કરી શકાય ? ન્યાતિના રિવાજથી આ તો તું બહુ ઉલટું કરે છે, આથી તો બન્નેને માથે મોટાં સંકટો આવશે. ગમે તે કર, પણ કોઈ જાણકારને પૂછયા વિના જો આ પગલું તું ભરીશ, તો આખા ગામ ઉપર આફ્ત આવશે." સિહારૂખ અને હરિલાલ બન્નેને આથી વહેમ પેઠો. તેમણે ગામના જાણકાર જોષિ ચિન્તામણિને તેડાવી પૂછતાં તેણે એવો ઉપાય સૂચવ્યો કે: "આ ઉલટાં લગ્નનું કંટક ઊતારવા સારૂ તમે બેઉ પ્રથમ ઉલટાં જ લગ્ન કરો. નિમારિકાએ અર્ક વિવાહ† પ્રથમ કરવા, અને હરિલાલે

† અર્ક=એટલે આકડાનું ઝાડ. એક પુરૂષે ત્રણ વાર લગ્ન કરવાં એ અશુભ અને અપશુકનનું કામ ગણાતું હોવાથી, જો તે બે વાર રંડાયો હોય ને ત્રીજીવારનાં લગ્ન ચુકાવી દઇને ચોથી વાર પરણે તો કંટક ઉતરી જાય, એવો હિંદુ ન્યાતિમાં વહેમ હોવાથી તે પુરૂષ ત્રીજીવારે આકડાના ઝાડ આગળ જઇને ત્રીજી વારનાં નકલી લગ્ન (Mock marriage with Akda plant) તેની સાથે કીધા પછી જ ચોથી વારના ખરાં લગ્ન કરે છે; જેથી તેની નવી પરણેતર ચોથી બાયડી ગણાતી હોવાથી અશુભ કાંઈ નડતું નથી. એ લગ્નને "અર્ક-વિવાહ" કરીને કહે છે. હલકી ન્યાતોમાં

**શમી લગ્ન**§ પહેલાં કરવું; અને પછી તમે બેઉ જણ લગ્નના ગાંઠથી જોડાશો તો સંકટ આવતું અટકશે, ને એમાંનું કોઇએ રંડાશો નહીં!" જોષીએ જણાવ્યા પ્રમાણે આ સ્ત્રીએ **અર્ક–વિવાહ પ્રથમ કર્યો, અને હરિએ પહેલે શમી–લગ્ન** કર્યાં; પછી બન્ને સાચાં લગનના ગાંઠથી જોડાયાં. આ લગ્નથી **સિહારૂપને** પેટે બે પૂત્રો અવતર્યો, અને બે વર્ષ એવાં તો સુખમાં પસાર થયાં, કે તેઓએ પોતાનું આ સુખ કાયમનું જ માન્યું. **હરિલાલ** હમેશાં સ્વચ્છ થાળમાં સ્વચ્છ ભોજન કરતો. તેને અસ્વચ્છ રસોઇનો **ધિક્કાર અને** સુગ હતી. એક દીવસે ભાત ખાઇ રહ્યા કેડે ત્હેને જણાયું કે, રસોઇ કરતાં ત્રિમારિકાના માથાનો એક લાંબો બાલ ભાતના પાતેલામાં ખડી પડેલો હશે, તે નવાળા સાથે તેના પેટમાં ગયો છે. વાત ખરી પડી. તે બાલનું ગુંછળું આંતરડાંને અમળાઇ અમળાઇને તેનાં આંતરડાં કાપતું જણાવા લાગ્યું. અતિશય અકળામણ ને દુઃખારો થયા પછી વૈદોએ પણ ત્હેની જીવવાની આશા જ્યારે મૂકી, ત્યારે મરવા પહેલાં તેણે સુતે સુતે જ પથ્થરપાટી માંગીને ચાક વડે એક દુહો લખી જણાવ્યું, કે તું હવેથી વિધવા જ રહેજે, ને ફરી લગ્ન કરવાની જો ખાસ જરૂર જ પડે તો આ દુહો જે જવાન ઉકેલે, અને એ દુહાની જોડી જે અધુરી રાખી છે તે જોડી જે કોઈ પૂરી કરી આપે તેની જોડે જ વિવાહ કરજેઃ—

> **સારંગ** સુતો નિસ ભરી, **સારંગ** ઉભો બાર;
> ઉઠ **સારંગ સારંગ** ગ્રહો, **સારંગ સારંગ** માર.

આટલું લખી રહેતાં જ દૈવયોગે ચાકનો ટુકડો મ્હોંમાં પડી ગળામાં ખૂંટી બેઠાથી હરિનો કંઠ રૂંધાઇ ગયો; પાટી છાતી ઉપર જ પડી ગઇ, અને **હરિલાલ** અવાચક પડી થોડી વારે "ખડ–ખડ–હા" એટલું જ બોલી ગુંગળાઇને **મરણ પામ્યો.** પોતાના પતિને મોઢે ડુંચો મારી ગુંગળાવીને મારી નાખવાનું તેણીને માથે વળી પાછું કલંક આવી સખ્ત મજુરી સાથના કેદખાનામાં તેણીને નાખવામાં આવી.



તો ડ જાં લગ્નનું કડક ઉતારવા સારૂ ભાયડો પોતાના ખિસામાં એક ઢીંગલી રાખીને નવી વહુને વરવા જાય છે. અર્થાત, ત્રીજી સ્ત્રી તરીકે પેલી ઢીંગલીને ગણી ૪ થી સ્ત્રી તે પેલી પરણનાર સ્ત્રીને ગણે છે. આવાં લગ્ન તો પુરૂષ જ કરે છે, છતાં તેવાં લગ્ન ઉકલી રીતે સ્ત્રીએ પણ કરવા **સિહારૂપને** જોષિએ જે કહ્યું તે એવડું કડક ઉતારવાને માટે જ.

§ જે ન્યાતિઓમાં વિધવા–વિવાહ કરવાની છૂટ રાખેલી છે, તે ન્યાતિઓમાં પણ કુમારા પુરૂષથી વિધવા સાથે લગ્ન થઈ શકતાં નથી. એક કુંવારો પુરૂષ જો એક વિધવા જોડે વિવાહ કરવાનું ધારે તો તેણે **શમી** નામના ઝાડ સાથે પ્રથમ પરણવું જોઇએ, અને તે **શમી** સ્ત્રીથી જાણે કે પોતે રંડાયો હોય તેમ હવે તે કોઇ પણ વિધવા સાથે નાત્રું કે લગ્ન કરી શકે છે; જેને શમી–લગ્ન કહે છે.

# ૪૪ મું દુઃખ નિવારણ.

## મોત અને ગફલતીનો પડદો.

"But all through life I see a-cross
Where sons of God yield up their breath:
There is no gain except by loss,
There is no life except by death,
There is no vision but by faith,
Nor glory but by bearing shame,
Nor justice but by taking blame,
And that Eternal Passion saith,
Be emptied of glory and right and name."



**શી**રીનબાઈ:—મ્હારા ધણી બારે દહાડા ધંધા ધાપામાં અને શેર બજારમાં જ રોકાયલા, અને પોતે વારંવાર બોલતા કે, મરતે દહાડે એક વર્ષ કે એક મહિનો, એક પખવાડિયું કે એક અડવાડિયું, એક દહાડો કે એક કલાક, એક ઘડી કે અર્ધી ઘડી હું દાદાર અહુરમઝદની એક ચિત્તે બંદગી કરીશ તો આખા જન્મારા સૂધી કરેલી ભક્તિના જેટલી કારગત લાગશે ! પણ શું કહું અસરાફજી, મરતી ઘડી સૂધી બસ એવો જ લવારો કર્યા કીધો કે; "સટ્ટાએ વાળ્યું સત્યાનાશ ! સટ્ટાએ વાળ્યું !" એક અષેમ કે યથાનું પણ નામ લેવાયું નથી, એ પાંતીનો તેમના મનમાં ચોળો રહી ગયો ને ઉરવાન ઉડી ગયું. આ વિષેનો મ્હને બહુ ખરખરો લાગે છે.

અસરાફજી:-માનવી પોતાની જીંદગી દરમ્યાન જે ભુંડાં ભલાં કર્મો કરે છે તે તમામે તમામ કામોની હાર ને હાર જીવ જતી વેળાએ તેની સનમુખથી થોડીક જ પળોમાં પસાર થઈ જાય છે. કહો કે, સઘળાં કર્મોનું સામટું સરવાયું કાળા અગર ધોળા પડદા ઉપર તેની સનમુખ ખડું રહી જાય છે. ભૂંડાં કર્મો ધોળા પડદા ઉપર કાળા રંગોમાં તેની દ્રષ્ટિએ ઝટ પડવા લાગે છે. ભલાં કર્મો કાળા પડદા ઉપર ચકચકિત સોનેરી રંગોમાં તેની દ્રષ્ટિએ ઝટ પડે છે. આ કર્મોના છેવટના દેખાવ ઉપર તેના ભવિષ્યના ભૂવનનો આધાર રહે છે. એટલા માટે મરતી વખતે મરનાર જે છેલ્લા શબ્દો ઉચ્ચારે, જે છેલ્લું આચરણ કરે, જે છેલ્લું વિમાસણ કરે તે ઉપર તેના બેહેસ્ત કિંવા દોઝખ, સ્વર્ગ અથવા નરકના અધિકારી થવાનો આધાર રહે છે. એટલા માટે છેવટની ઘડી ઘણી સંભાળવાની હોય છે. છેવટ ઘડીએ પરમાત્માનું

સ્મરણ થાય, અહુરમઝદનું નામ ઉચ્ચારી શકાય, અથવા પવિત્ર માથવાણી કે પવિત્ર મંત્ર, ગાયત્રી, પાક મિથ્રનું ઉચ્ચારણ થઇ શકે, તો પ્રાણાત્માની આલોક ઉપરની સફર સફળ થયેલી સમજવી. પરંતુ આમ કાંઇ સર્વ મૃત્યુના બનાવમાં બનતું નથી. આપણા સંબંધે આવો તારક બનાવ બને, ભવ પાર કરવાનું સાધન મોત વખતે મળી જાય, એવું થવા માટે એકજ વસ્તુની ખાસ જરૂર છે. **અભ્યાસ**. જીવનભરમાં જેવો **અભ્યાસ** પડયો હશે તેવું આચરણ મરણ પ્રસંગે થશે; આખો ભવ દુષ્ટ કર્મો કરવાનો અભ્યાસ પાડીને મરતી વેળાએ શુભ ઉચ્ચારીને સ્વર્ગે જવાની મિથ્યા ઇચ્છા કરવાથી કદી પણ શુધ્ધ આચરણ કે શુધ્ધ ઉચ્ચારણ થનાર જ નથી. કેમકે, અહેરેમન ગજસ્તેહ કારો કેરદાર, ન રસદ ગજસ્તેહ કારો કેરદાર=એહેરેમન પોતે અને તેના કર્મો તથા તેનાં ફેલ પ્રાક્રમ છેવટે લ્યાનત ભરેલાં જ રહેવા પામે છે. કવિ કાઉપરથી મરતી વેળાએ બોલાઇ ગયું કે; "હું અંધકારમાં પગલું મૂકું છું, પરંતુ અંધકારની મધ્યમાં તો મૂકીશ જ નહીં." ત્યાં તેનાં ભલાં ભૂંડાં કર્મોનું નિશ્ચિત સરવાયું તેની નજરે પડયું, અને તેનાં કર્મોમાં ભલાં કર્મોનું તોલ વિશેષ જણાયું; જેથી છેલ્લું ડચકલું ખાઇને તેણે પોતાનાં ભૂંડાં કર્મો નીચાં ભુવન ઉપર જલદીથી બદલાણ કરી ઉચ્ચ ભુવનમાં વહેલો પ્રવેશ કરેલો સમજવો.

"કિંચિત સંગ અનીતિનો, હરે નીતિ-વિસ્તાર;
પય નિજ ગુણરૂપ પાલટે રજ છાશે વણ વાર."

એમ. હેનરી જેવા શ્રદ્ધાળુ પરોપકારી નરે મરતી વેળાએ જણાવી દીધું હતું કે; "હું ખુદાની સ્તુતિ કરું છું કે, મ્હારા મનમાં હવણાં અંતસ્થ ટેકો અને સહાયતા મ્હને મળી છે." આ પવિત્ર પુરૂષે મૃત્યુકાળે મનથી જ મુક્તિ માની લીધી, એ તેના ચાલુ અભ્યાસનું પરિણામ હતું. હેડન જેવો સુરીલો મિઠા હલકનો સંગીત શાસ્ત્રિ મરતાં મરતાં પણ પોતાના રાજકર્તા પ્રત્યે ભક્તિભાવ પ્રદર્શિત કરીને મૂઓ હતો. તેના છેલ્લા શબ્દો એ હતા કે; "હું ગાઉં છું તે એ જ, કે હે પ્રભુ! પાદશાહને સલામત રાખો!" એણે બીજા જન્મે પોતાના પાદશાહની જ કુખે કદાપિ જન્મ ધારણ કીધો હશે. હાવર્ડ બસ ખુદાઇ અભ્યાસમાં મચ્યો મંડયો રહ્યો અને મરતે પ્રસંગે પણ તે એવું જ બોલી ઉઠયો કે: "હે મ્હારા ખુદા! આહા! આ શબ્દો કેવા પ્રતાપશાળી છે!" એ ખુદામાં જ મળી ગયો સમજો; કેમકે સરોશ યસ્તમાં કહ્યું છે તેમ; તત દ્રવતો દ્રવતામ ઉર્વતો પઇતિ દારેશ્ત=છેવટની ખુદાઇ બંદગી એ છેવટનાં દુઃખ આપનારા દૈત્યોના સર્વથી બળવાન દૈત્યોની સામે, તે વેળાએ, બચાવની ઢાલ થઇ પડે છે. એટલું તો ખાત્રીથી યાદ રાખવું, કે જેમ કોઇ પણ માણસ પોતાના પડછાયાથી આગળ એક કદમ જેટલો પણ કુદકો મારી શકતો નથી, તેમ કોઈ પણ માણસ આખી જીંદગીમાં ભુંડાં કર્મો કીધા પછી એક બાલ જેટલું પણ શુદ્ધ ઉચ્ચારણ કે શુદ્ધ આચરણ ગમે એવી કોશેશ કરવાં છતાં, કરી શકતો જ નથી

આખી જીંદગીભર બદ કામો કરીશું, અને મરતી વખતે ખુદાનું નામ લઇશું તો બહેસ્તમાં જવાશે, એવી ખાંડ કોઇએ પણ ખાવી નહીં. મરતી વખતે ગફલતમાં જ તે તો પડવાનો. અભ્યાસ વગર તે કદી પણ છેવટ ઘડીએ પ્રભુનું સ્મરણ કરી શકવાનો જ નથી. ફીરદુશી શાયર ટેકો આપે છે કે;

ચુનીનસ્ત ગયહાને પૂર દર્દો રંજ;
ચે નાઝી બ નામો, ચે નાઝી બ ગંજ.
કે ઇ રૂઝગારે ખુશી બોગઝરદ;
નફસ મર્દે દાના હમી બેશમરદ.

આ કાળાં ધોળાં કરનારી કારકીર્દિ તો એવા પ્રકારની બનેલી છે કે, હે મનુષ્ય ! તું ત્હારી કીર્તિવંત કારકીર્દિ કિંવા મબલગ દૌલત ઉપર જ રમતો રહી જશે. કાંકે વૈભવમાં વ્યર્થ કરેલી એ કારકીર્દિ તો એના એ અભ્યાસમાં જ પસાર થવાની, માત્ર ડહાપણવાળો પુરૂષ જ પોતાની છેવટની ઘડીની ગણત્રિ રાખી શકવાનો.



# ૪૫ મું દુઃખ નિવારણ.

## ચોળો રહી જાય, અને ઉરવાન ઉડી જાય.



અંતરની દ્રઢ અસરોથી કરવામાં આવેલા અભ્યાસ વડે જ અંતનો સમો સચવાય છે. અંતરની ઉંડી લાગણીથી કીધેલા નઠારા અભ્યાસ વડે જ અંતનો સમો સચવાતો નથી. એટલા માટે જ્યારે જ્યારે જીવતી જીંદગીમાં પાપ કર્મ થઈ જાય ત્યારે ત્યારે તેને બસ દબાવી દેવાનો અભ્યાસ પાડીને, “ગુનેહ શેકસ્તેહ સદ હઝાર બાર=એક લાખ વખત બસ પાપનો નાશ થઇ ગુન્હા બંધ પડો !” એમ વિચાર્યા કરવું. એકવાર શુધ્ધ આચરણો છેવટની ઘડીએ થઇ ગયા પછી, પાછળથી ગમે એવું બની આવશે તેનો મુઝાખો નથી. મુઆંની કબર ઉપરથી સેંકડો ભુંડો દોડે છે, સેંકડો ઘુવડો તેમની કબર ઉપર બેસીને અઘાર નાંખે છે, તોપણ જે એકવાર શાંતિમાં સૂતું હોય તેને કોઈએ રીત અભડાવીને અપવિત્ર કરી શકનાર નથી. તેમ વળી

“અનુચિત આડંબર વડે, ગુણીજન નહીં થવાય;
દુધ વિનાની ગાય નહિ, ઘંટડીથી વેચાય.”

જરથોસ્તી ધર્મમાં જો કે કહ્યું છે કે, મનુષ્ય મૃત્યુ પ્રસંગે પોતાના મનમાંથી તમામ દુષ્ટ વિચારોને દૂર કરીને, પોતાના અંતઃકરણથી એક જ, માત્ર એક જ “અષેમ

વેહુ' નું મંત્ર ભણે તો તે સમય ઉપર ભણેલી એક "અપેમ વેહુ" ની કિમ્મત **ખનીરથ** નામના કેશવર યાને **લોક**, જે સાત કેશવર કહેતાં સપ્તલોકમાં સર્વથી શ્રેષ્ટ અને સોહામણો છે, તેની કિમ્મતની બરાબર થાય છે; પરંતુ પાપી જીંદગી ગુજારનારને મરતી વેળાએ ગમે તેમ કરતાં પણ "અપેમ વેહુ" ભણવાની યાદ આવતી જ **નથી. એ તો** જેણે ભલાં કર્મોનો ને ભક્તિનો સતત ચાલુ **અભ્યાસ** પાડયો હોય, તેનાથી જ અંતની ઘડીએ પવિત્ર વાણીનો ઉચ્ચાર થાય, **અને** સ્વર્ગે **પહોંચાય**. ભક્ત **અજામેલનું** દ્રષ્ટાંત તમને બરાબર સમજ પાડશે. **એ અજામેલ** ઉચ્ચ જાતિમાં જન્મેલો છતાં દારૂ પીવા લાગ્યો, ને પોતાની પણિયેત બાયડીને તજીને કોઈ વેશિયાને રાખીને રહ્યો. વળી અધુરામાં પૂરૂં ખાતકીને ત્યાં નોકર રહ્યો, અને રોજ કેટલાં મેઢાં બકરાં કપાયાં તથા કેટલું ગોસ્ત વેચાયું તેનો હિસાબ રાખતો. આવી શિલકનો મેળ રાખતો હોવાથી તેનું નામ **અજામેળ** પડયું હતું. રાખેલી ગુણકાને પેટે તેને છોકરાં બચ્ચાં થયાં. એક વાર કોઇ મહાત્મા તેના ફળિયામાં આવી ચઢયા, અને ગામમાં પૂછયું કે; "મ્હારે ઉતારો લેવા જેવું પવિત્ર **સ્થાન બતાવો !**" કેટલાક ટિખલી જવાનોએ ઠઠ્ઠામાં પેલા **અજામેલ** કસાઈનું ઘર બતાવ્યું. મહાત્મા ત્યાં ગયા; એટલે પેલી ગુણિકાએ તેમનો આદર સતકાર કરીને બેસાડયા; ચોખ્ખું પાણી મંગાવી રસોઈ પાણી કરાવી સેવા ચાકરી કરી; પણ પોતે નીચ ધંધા કરનારાં છે એ **વાત** રૂષિજીને જાણવા દીધી નહીં. સારી પરોણાગત ચાખી મહાત્મા જ્યારે **બારવણે પાછા** જવા નિકળ્યા, ત્યારે બેઉ વર બૈયરે ખરો ખુલાસો કરી દઇને પોતાના આત્માના ઉધ્ધાર **થકી** કાંઈ વર માગ્યો. વાત સાંભળીને રૂષિજીને દિલગીરી તો લાગી, **પણ** નાચાર. રૂષિ કહે; "ઠીક છે. તમારે પેટે હમણા જે ગર્ભ **છે** તે પુત્ર જન્મે **એટલે** તેનું નામ **નારાયણ** પાડજો; અને રાત ને દહાડો તે **નારાયણ** ઉપર પ્રેમ **રાખીને** બોલાવતાં રહેજો. **અજામેલ** તો ગુરૂજીના કહ્યા પ્રમાણે દહાડો ને રાત "**નારાયણ ! નારાયણ** !" કરીને ઉચ્ચાર કર્યા કરતો હોવાથી પ્રભુ **નારાયણ**નો જ ઉચ્ચાર કરવાનો **અભ્યાસ** પડવાથી તેને સાચા **નારાયણ**ની પ્રતીતિ થઈ ગઈ. જ્યારે તે મરવા પડયો ત્યારે યમદુતોને જોઇને તે કાંપવા લાગ્યો; જેથી પોતાના પુત્રને "**નારાયણ ! નારાયણ !** અહો **નારાયણ** !" એમ હાંક પાડવા લાગ્યો. યમદુતો તેને પાપી **જાણીને નરકમાં** નાખવા લઇ જવા આવેલા, પરંતુ અંતકાળે પરમાત્માનું નામ લેતો જોઇ તેઓ આશ્ચર્ય પામીને **ધર્મ**રાજા પાસે ગયા. એટલે દેવગણોએ આવીને યમદુતો પાસે**થી અજામેલ**ને છુટો કરીને તેની સારી ગતિ કરી તેને સદગતિએ પહોંચાડયો. એટલે **યમરાજાએ** પોતાના દુતોને કહ્યું કે; **"મરતો માણસ છેવટ ઘડીએ ઈશ્વરનું નામ લેતો હોય અને પ્રભુ સ્મરણ કરતો હોય તો ત્યાં તમારે કોઈ દહાડો ભુલેચુકે પણ ના જવું !"** ટુંકમાં સમજી લેવું કે, **હર બ્હાને જીવતી જીંદગીમાં પરમાત્માના**

નામનું રટણ કર્યા કરવાનો અભ્યાસ પાડયો હોય, તો મરતી વેળાએ બીજી વાસનાનો ધખારો મનમાં ન રહેવાથી ઇશ્વરમાં જ મન પરોવાયલું રહે. એથી ઉલટું.

કસીરા કે આયદ ઝમાનશ બસર;
કે મર્દી બ ગુફ્તાર જુઈયદ હુનર.

સામાન્ય રીતે મનુષ્યનો અંતકાળ જ્યારે નજીક આવતો જાય છે ત્યારે તે પુરૂષાર્થ બતાવવાને બદલે જુઠો બકબકારો અને પટપટારો જ કરવામાં પોતાની ચાલાકી દેખાડવા મંડી જાય છે.

## ખુદા પ્રેમ છે, ખુદાઇ પ્રેમ મરતો નથી.

મરતી વખતે જે શાંતિથી ન્હાના બાળકો ગફલતીનો પડદો દીઠા વિના કીરતારને સ્વાધીન થાય છે, અને તેમને ફીરેસ્તાઓ જે ઝડપથી પ્રભુની દરબારમાં રજુ કરી દે છે, તેવી શાંતિથી મોટાંએ મરવું જોઇએ. એટલા ઉપરથી જીસસે કહ્યું હતું કેઃ—Suffer the little children to come unto me; for such is the Kingdom of God. મરતી વેળાએ ખુદાતાલા તમારા ઉપર દયા ઉતારશે, એ વિષે જો તમને વિશ્વાસ ન હોય, તો તમારાથી ઉપાસના થઇ શકવાની જ નથી. પ્રભુ વિષેની શ્રદ્ધાને લઇને તમારી ભક્તિ ધાર્મિક ભાવનાવાળી થશે. જેટલા પ્રમાણમાં તમારી શ્રદ્ધા દ્રઢતાવાળી હશે તેટલા પ્રમાણમાં તમારી પ્રાર્થના પ્રેમવાળી અને આસ્થાવાળી થશે. એટલા સારૂ મરવાને સમયે, ઇશ્વર તથા ધર્મધ્યાન અને ધર્મક્રિયા સંબંધે જીવતી જીંદગીમાં આંધળાં યકીનથી પણ તમને તમારાં ક્રિયા કર્મ ઉપર ભાવના હશે, તો ચાલુ અભ્યાસ અને દીન ધર્મના ધખારાને લીધે અંતકાળે ગફલતીનો પડદો તમને નડશે નહીં. નવસારીમાં સાયસ્તા મોબેદ નામે અસપંદીયારજી ટેહમુલજી બજાં, જેઓ આશરે ૩૮ વરસ ઉપર ગુજરી ગયા, તેઓ બેહદ બુલંદ અવાજે અવસ્તાનાં ધાર્મિક ભણતરો ભણવામાં પોતાનો રેકર્ડ કરેલો સમજતા હતા. એટલે વેર, કે એક વાર ડોસલાં આગળ બુલંદ અવાજે ભણતાં ભણતાં ડોસલાંના માંડેલાં બેડાં પણ તેમના અવાજના ધ્વનિથી ઉથળાઈ પડયાં હતાં! પરંતુ તેમની જીવતી જીંદગીમાં એવી જ માન્યતા હતી, કે અશો ફરોહરોની ક્રિયા ૧૨ વરસ પછી કરવી ના રવા છે. આથી જુના વિચારના વડીલો વસવસો બતાવી દયા ખાતા કે; "કોણ જાણે એમના ઉપર કેવીક આફત આવી પડશે!" જીવતી જીંદગીમાં બન્યું પણ તેમ જ. તેઓના ત્રણ ત્રણ દીકરા જવાન જોત બહીથી જ મરણ પામવાનું તેમને મહા દુઃખ થયું. તોપણ પોતાના ક્રિયા માર્ગના ખટકર્મો ઉપર તેમનું આંધળું યકીન એટલું બધું હતું કે, એકવાર કોઇ વ્હોરા વેપારીએ માંગતાં લેણાનો તેમને તકાદો કર્યો, ત્યારે પોતાની બંદગીની મુસ્તાકીમાં તેમણે તેને જવાબ દીધો કે; "મેં છવીશ છવીશ નિરંગદીન કીધી છે, તો શું હું ત્હારા રૂપ્યા જ ખાઇ જવાનો છું?" વળી આખો વંદીદાદ પણ પોથા ઉપર રૂમાલ ઢાંકીને મોઢે સડસડાટ ભણી જતા. તેમજ

વળી તેઓના ભાઇ હોરમઝદિયારજી ટેમુલજી ‡બન્‍ને પાકા મોબેદાન મોબેદ હતા, અને ક્રિયાકામ પણ પૂર્ણ શ્રદ્ધાથી કરતા હતા. એ બન્ને ભાઇઓ મરતી વખતે અવસ્તા બડબડતા ખુશાલ મોતે ગુજર પામ્યા હતા. સરોશ યસ્તમાં પણ આમ જ બોધ દેવામાં આવ્યો છે કે:

યત નેમો વોહુ અઘવીમ અત્મએષેમ નઇરે હામવરેતિશ, દ્રુજો વારેથ્મ દારેશ્ત.

જે ભણતણ સંપૂર્ણપણે, અંતઃકરણ પૂર્વક, અને ખોટી નિષ્ટા વગર કીધું હોય છે તે અંતની ઘડીમાં સપડાયેલા મનુષ્યની અડીભિડીની ઢાલ સમાન થઈ પડે છે. દુઃખને અંતે દરૂજને તે મારી હઠાવવાની ગેબી ગુપ્ત શક્તિ આપી દે છે. બેલ્સટર જેવા ધર્મગુરૂને મોત માટે એટલા થકી જ ધાસ્કો પડતો હતો, કે મરી ગયાથી હું બીજું તો કાંઈ ખોઈ દઇશ નહીં, પણ ચોપડીઓ વાંચવાનું ખોવું પડશે, તેનો જ મ્હને ભારે સંતાપ થાય છે! મરતી વખતે તે પુસ્તક તટોળવાની જ ગફલતીમાં પડયો હતો. માણસ અંતની ઘડીએ પોતાની આ જાતની વાસનામાંથી પોતાનું મન મોકળું કરી શકતો ન હોય, તે વેળાએ આસપાસનાઓએ તેની તે વાસના છોડાવવા, અને ગફલતીમાંથી મુક્ત કરવા સારૂ, ઇશ્વરના નામો દઇને અથવા પવિત્ર કલામો ભણીને તેને ગફલતીમાંથી બેદાર કરવો જોઇએ. સ્થૂળ દેહ છોડયા પછી સૂક્ષ્મ દેહનો ગભરાટ ઓછો કરવા સારૂ તેના કાન ઉપર "અષેમ વોહુ" પડછાવવી જોઇએ.

સુમરનસે સુખ હોત હય, સુમરનસે દુઃખ જાત;
કહે કબીર સુમરન કીયેં, સ્વામી માંહિ સમાત.

## મોત એ નવી જીંદગી અને દુઃખનો નવો તારક છે.

અંતકાળનું સુખ પણ ઇશ્વરનું સ્મરણ કીધાથી ઉત્પન્ન થાય છે, અને અંત સમયનું જે દારૂણ દુઃખ તે પણ ટળી જાય છે. એટલા માટે કબીરજી કહે છે કે; ઇશ્વિરનું સ્મરણ કરવાનો અભ્યાસ રાખવાથી આપણો સ્વામી જે પાક પરવરદીગાર, તેમાં જ આપણે સમાઇ જઇએ છીએ. જે કોઈ દુષ્ટ અને પાપી પુરૂષ પ્રભુને ભૂલીને પાપી વાસનામાં મંડયો રહે છે, તેના ઉરવાનને તો દોઝખની શિક્ષા પામવાની પળેપળ ધાસ્તી જ રહેતી હોવાથી, અંતની ઘડીએ તેને કાળા કાળા રંગો નજરે પડી ગભરાવીને ગફલતીમાં જ નાખે છે. તે જો આગ લાગી તે વેળાએ કુવો ખોદવા માંગે છે તો તેનાથી ઇશ્વરનું નામ લઇ શકાતું જ નથી; ઓર તે તો ગાથામાં કહ્યું છે તેમ, "કિમામ ગાથ્વ્યામ વચો સાવયો? કામ નેમોઈ ઝામ, અહુરમઝદ? કુથા નેમોઇ અષેની?" હે પરમાત્મા! હવે હું કીયે ઠેકાણે મ્હારી વણાણ લઉં! અરેરે!

‡ એ હોરમઝદયારજી બન્‍ને તે તે જ મોબેદ હતા, જેઓ ૭૪ વરસની વાત ઉપર નવસારીથી પહેલ વહેલો નીરંગદીનનો આલાટ લઇને, કચ્છના રણમાં થઇને પગ રસ્તે કરાંચી સુધી પવિત્ર આલાટ લઈ ગયા હતા.

હવે હું કઈ દિશા તરફ વળું ? એમ વિચારતાં તે પાપીને ગફલતીના ગભરાટથી કોઈ માર્ગ જ સુઝ પડતો નથી. તે કહે છે કે;

ખજુઝ રંજો સખ્તી ન બીનમ ઝે દેહર;
પરાગંદેહ હર જાએ તીર્યાકો ઝેહર.

જો કે સૃષ્ટિમાં પરવરદેગારે તો બધેબધ ઝેર અને તેનો ઉતાર પાવઝેર પણ સરજેલો છે, પરંતુ મ્હારાં કરમમાં તો જ્યાં દેખું છું ત્યાં સંતાપ અને અફસોસ સિવાય મ્હને હાલ કંઇ જ દેખાતું નથી. જે વાતમાં જેનો જીવતી જીંદગીમાં ધખારો હોય છે, તે જ ધખારો આગળ આવીને ઉભો રહેતો હોવાથી, આખી જીંદગીમાં પાપાચરણ કરેલા પુરૂષને મરતી ઘડીએ કાંઇ પણ કરતે શુભ તો કાંઇ જણાતું જ ન હોવાથી, તે ગફલતીમાં જ પડે છે. મોતને શાંતિથી વધાવી લેનાર શેક્કોમન જ્યારે મરવા સુતો, ત્યારે "ડાઇસ ઍરી !" નામની જે એક કવિતાનું પોતે ભાષાંતર કર્યું હતું, તેમાંની જે ઉત્તમ બે લીટિઓ જીવતાં જીવત બોલ્યા કરવાનો તેને મહાવરો પડેલો હતો, તે જ લીટિઓ ગંભીરાઇથી અને અશોકાઇથી, ઘણા જોમ સાથે મરતી વખતે ગાતો ગાતો જ મરણ પામ્યો હતો. નેપોલ્યન બોનાપાર્ટનો ધખારો બસ લડાઈમાં જય પામવાનો અને લશકરના ઉપરી સરદાર જ થવાની દ્રઢ ભાવનાવાળો છેવટ સુધી હોવાથી, તે મરતાં મરતાં પણ બોલી ઉઠયો હતો કે, **"લશકરનો હું જ વડો હતો, અને હમણા પણ લશકરનો વડો હું જ છું !"** તે પાછો બીજે જન્મે સરદાર, સિપાહ કે લડાયક જોધ્ધો જ કેમ નહીં જન્મ્યો હોય !

કેટલાક લોકો એમ વિચારે છે કે, જેઓ ચટ ને પટ ઠોકર ખાઇને મરણ પામે છે, કામ કરતાં કરતાં હૃદય બંધ પડી જવાથી મરી જાય છે, અને એકદમ વિજળી પડવાથી તુર્ત જ જેઓ પ્રાણ છોડે છે, તેઓને તો તેમના ભલાં કે ભુંડાં કર્મોની ફેરદાર આવીને તેનો હિસાબ ચુકતે કરેલો જોવાનો વખત જ કયાં આપે છે, કે પ્રભુની યાદ અથવા ગફલતીનો પડદો તેને તારે કે મારે ? જેઓ વળી ચટ ને પટ પ્રાણ તજી દે છે તેઓને અશો કહેવામાં આવે છે; પરંતુ તેમ કાંઇ છે જ નહીં. જેઓને મેં પોતે જીવનભરમાં ઘણા જ પાકી પહરેઝીવાળા, ભણનાર ગણનાર અને અશો દીઠા હતા, તેઓને ત્રણ ત્રણ ચાર ચાર કે છ છ દિવસો સુધી ઘરટલાની પીડાકારી ભોગવીને મરણ પામેલા પણ જેમ અનુભવ્યા છે, તેમ કેટલાક પાપી જીવન ગુજારનારાઓને વગર ઈજાએ ચટ ને પટ મૃત્યુ પામેલા પણ અનુભવ્યા છે. પરંતુ ચટ ને પટ મોત એ કાંઇ અશોઇનું પરિણામ નથી. ચટ ને પટ મરતો માણસ જો પાપી હશે તો તેના શરીરથી તેનો પ્રાણ છુટો પડતી વખતનો સમય ભલેને આંખનાં એક પલકારા જેવો આપણુ જીવતાંઓને લાગતો હોય, તોપણ તેટલા પલકારાની પળમાં પણ તેના હિસાબની સઘળી તારી જ તો તેની આગળ ખડી થઇ ગયા વિના રહે જ નહીં. ઘણાક ખાધરા અને દારૂડિયાઓ માથે લોહી ચઢી જવાથી તત્કાળ મરણ

પામે છે, તેઓને તમે સુખી મોતે મરેલા સમજશો જ નહીં. ઘણાક એવા માણસો આ જગતનું લેણદેણુ પતાવી, છોકરાં બચ્ચાંને સારી નસિયત ને સારૂં વસિયત આપીને, પોતાનાં વ્હાલાંઓની હાજરીમાં "**દાદારની દયા**" એટલું બોલીને મરેલા આપણે જાણ્યે છીએ. તેઓ જ ગફલતીમાં પડયા વગર બેહેસ્ત મુકામે **પહોંચી શકયા છે. એમ તો આયર્લંડનો** મહાન રાજદ્વારી નર મી. લેન્સી રિવોલ્વરોના **હુમલાથી નહીં મૂઓ** પણ માત્ર ઠોકર ખાઇને ચટ ને પટ મરણુ પામ્યો. તેથી શું તેનાં આખાં જીવનનાં કર્મોની કેરદાર દીઠા વગર તે બહારો બહાર સ્વધામ પહોંચેલો કહેવાશે ? **નહીં જ.** શેઠ **નવરોજજી ખુરશેદજી** હાયવાય મુંબઈમાં ચોપાટી આગળની આંધળાં લુલાંની ધર્મશાળા આગળ ઠોકર લાગીને પડયા ને તુર્ત તેમણે પ્રાણુ છોડયો હતો. શું તેમની લાંબી ઉમ્મરની કારકીર્દિનો હિસાબ તેમણે નહીં જ અનુભવ્યો એમ કહેવાશે ? ના; નહીં કહેવાશે.

"ઉચ્ચ આસને બેસતાં, ગૌરવ પ્રાપ્ત ન થાય;
મ્હેલ શિખર પર કાગ તે, ગરૂડ કંઈ કહેવાય ?"

**છત્રીસ પાદશાહો મારનાર સિકંદર છત્રીસ વર્ષમાં મૂઓ.**

જો માનવીઓ પોતાની જીંદગી દરમ્યાન સ્વાર્થમાં જ મચેલા મંડેલા રહે તો જેમ જેમ તેઓની ઉમ્મર વધશે તેમ તેમ મોત અને ખુદામાં મળવા વીશેના વિચારો વીશેની તેમની શક્તિ ઘટતી જ જશે. અંત સમય આવી પહોંચતાં પણુ **તેમને** લાગશે કે, આ બધી મજા પણુ કંટાળા ભરેલી જ છે; અને આ સઘળું મિથ્યા જ છે; સાથે કાંઇ આવવાનું નથી; ધન દૌલત સાથે બાંધી તો લઇ જવાતી નથી; પણ બચ્ચાંઓ કદાપિ તેનો દુરોપયોગ કરશે કિંવા દુશ્મન તે સઘળું કદાચ વાપરશે; તો પણ ગફલતીનો પડદો ઉંચકવાથી **તેને** થોડીક વાર પણુ ઇશ્વરની યાદ આવશે.

રામ નામ આધી રતી, કોટીક પાપ પહાર;
બલિહારી વા નામકી, પાપ કરે સબ છાર.

અડધી જ ઘડી, અડધીની પણ અડધી ઘડી જો ખુદાતાલાનું નામ લેવા જેટલી પણુ મરતી વખ્તે સચવાય તો ગફલતીમાં પડાશે નહીં. ઇ. સ. ૧૮૫૯ માં પરોપકારી પાર્કર જ્યારે અસહ્ય પીડાકારી ભોગવવા લાગ્યો, અને મોત જેવું જ્યારે તેને જણાવા લાગ્યું, ત્યારે તેણે જણાવ્યું હતું કે;—"**મ્હને** વધારે વખત **જીવવા ગમે છે ! મ્હને** વધુ **જીવવાની સ્વાભાવિક ઇચ્છા થતી નથી;** પરંતુ મેં આરંભેલાં પરોપકારના કેટલાંક **અધુરાં** રહેલાં **કામો પૂરાં કરવા સારૂ જ હું વધુ જીવવા માંગું છું; તો જો કે હું તો સર્વદા મોત માટે તૈયારીમાં જ છું. એવો આત્માઓને જઈ મળવાને હું તો જ્યારે હુકમ આવશે ત્યારે નચિંતાઇથી જ ચાલ્યો જઈશ. પ્રભુનો હુકમ આવશે એટલે** મ્હારા મનમાં મરવાને ભાગની ભિતી છે જ નહીં. હું **શુધ્ધિમાં પ્રાણુ છોડીશ,** ગફલતીમાં રહીશ નહીં."

બ દુનીયાં ઓ ઓકબા શવદ રૂ સુફીદ;
બર આયદ બ દિલ હરચે દારદ ઉમીદ.

આ પૃથ્વી ઉપર તથા પેલી દુનિયાંમાં તે જ શખ્સ હસતે મોઢે શુર્ખરૂ જશે, કે જેણે પરોપકારી નીતિમાન જીંદગી ગુજારી હશે. મરતી વેળાએ તેવા જ માણુસની ઉમેદો બર આવશે. ખરેખરી શાંતિ અશો-મનમાં રહેશે. ચિત્ત જો વ્યગ્ર હોઇ પાપી કર્મો તરફ ઢળેલું હશે, તો મરતી વખતે તે પાપી વિચારો જ તે પાપીની આગળ ગફલતીનો પડદો ખડો કરશે. કાલ કેવી છે, અને કાળ કયારે આવશે, એ કોઇ જાણતું નથી; માટે ડહાપણવાળાં આદમીએ તો **આવતી** કાલે ભલાં કામો કરીશ, અને મરતી વખતે "ખુદા-ખુદા !" કર્યા કરીને બેહેસ્તમાં જઇશ, એવી ગમ્મત રાખવી જ નહીં. જરથોસ્તી ધર્મ પ્રમાણે તો માણસ ગુજરવા પછી ૩ દહાડા સુધી તેનું ઉરવાન, જે જગોએ તેને સંજોગીને મૂકેલું હોય, ત્યાં જ રહે છે; અને ચાહર-મની બામદાદે તે ચિન્વત પુલ તરફ જાય છે. એ ૩ દહાડા સુધી તે રૂવાન અશો શરોશ યઝદની પનાહમાં હોય છે, એટલા થકી જ મુવા પછી શરોશ યઝદની ખાસ ક્રિયા કરવામાં આવે છે. આ ૩ દહાડામાં તે રૂવાનને પોતાની જીંદગીમાં કીધેલાં સારાં માઠાં સર્વ કર્મો પાછાં આપ મેળે યાદ આવે છે, અને પેલી જેહાનમાં-કહો કે પરલોક અથવા બીજા ભુવનમાં-તેને કેવી જગો મળશે, તે વિષે તેને વમાસણ થયાં જ કરે છે. પવિત્ર માનવીઓના આત્માને તે વખતે પોતાની નેકીનો અદલો મેળવવાની ઘણી જીજ્ઞાસા હોવાથી તેમને પોતાને બહુ આનંદ લાગે છે, અને પાપી મનુષ્યોના ઉરવાન પોતાનાં કુકર્મોની સજા પામવાની ધાસ્તીથી ઘણાં ગભરાય છે. ચાહરમની પ્રભાતે તે ઉરવાન ચિન્વત પુલ તરફ જાય છે; જ્યાં મેહેર ઇઝદ, તથા શરોશ ઇઝદ, તથા રશને રાસ્ત ઇઝદ તે મરનારનાં આ લોકમાં કરેલાં સર્વ કૃત્યોનો હિસાબ કરીને, તેને યોગ્ય તે લાયકની જગા-પછી બેહેસ્ત, હમેસ્તગાન, કે દુઝખ-જે ઘટિત હોય ત્યાં તેને મેલે છે. વેદાન્ત પણ આમ જ કહે છે.

પરમાત્માનું જ્ઞાન અને નામ લીધાથી સર્વ જાતનાં બંધનો તૂટીને છુટી જાય છે. બંધનોનો નાશ થવા પછી જ જન્મ અને મૃત્યુના બંધ પણ છુટા થાય છે. ખુદાનું નામ લેયા કીધાથી અને તે માલેકનું ચિંતન કીધાથી દેહ છૂટતાંને વાર **વિશ્વૈશ્વર્ય** નામની અવસ્થાનો તેને લાભ મળે છે. ત્યાર બાદ તે કેવળ સર્વૈશ્વર્ય એટલે મુક્તિની અવસ્થા પામીને છેવટનો આનંદ મેળવે છે. માટે હે મનુષ્યો ! મરતી વખતે ગફલતીમાં નહીં પડવું હોય તો નેકીનાં કામ, નેકીના વિચાર, નેકીની હુઇયસ્તી, એટલે ભલી શુભ તથા શુદ્ધ વાસના અને નેકીની વાણી ગ્રહણ કરો; અને **અભ્યાસ** પાડીને હમણાથી જ નેકી કરો, બાકી તો પાપી જીંદગી ગુજારી છેવટની ઘડી સાચવવા જશો તો તે તમારાથી સચવાવાની જ નથી.

# ૪૬ મું દુઃખ નિવારણ.

**આંબ પકેકે દીનમેં, હોત કાગકુ રોગ.**

"Discouragement wait you, but keep a stout heart,
And though you get laughed at, take all in good part;
Perseverance the motto on which you rely;
Be honest and truthful, and Never say Die."



બ્હેનો, **શીરીનબાઇની** શંકાઓના ખુલાસા સાંભળ્યા પછી દુઃખે દુઃખે કાયર થવા છતાં હમે મરવા તો નહીં જ માંગો. દુઃખોથી તો તમારા આત્માની વૃદ્ધિ થવાની છે. દુઃખોથી જ તમારા આત્માની ઉન્નતિ થવાની છે. જે મહા આત્માઓ, જે સાધુ સંતો દુઃખની શોધમાં ફરે છે, તે દુઃખ તો તમને ઇશ્વર કૃપાથી આપો આપ મળે છે. માયાનો ત્યાગ, સંસારનો ત્યાગ, અને આ મિથ્યા જગતનો ત્યાગ દુઃખથી જ થાય છે. દુઃખથી જ ત્યાગ ને વૈરાગ આવે છે. દુઃખથી જ આ દુન્યા અને દુન્યાઇ વહેવાર ઉપર અભાવ થાય છે. દુઃખે કરીને સગાં વ્હાલાં કે સ્નેહી સંબંધીઓ સૌ દારૂણ ઝેર જેવાં જ્યારે લાગે છે, ત્યારે જ ત્યાગની ભ્રાંતિ થાય છે; અને ત્યારે જ માયાથી પણ મુક્ત થઇ શકાય છે. કોઇનું બોલેલું ના ગમે; કોઇનું હસેલું ના સેવાય; કોઈ ગાણું ગાય તેની અરૂચિ થાય; કોઈ હસમૂખાં હસાવવાનું કરે તે કડવું ઝેર જેવું લાગે; મિઠાશદાર ખોરાક ખાવા ન ગમે; દિસે ભૂખ નહીં ને રાતે ઉંઘ નહીં; ટુંકમાં, તમામ જગત્ ઉપર અભાવ થવાથી સંસારમાં કાંઇ સાર રહ્યો નથી એવી દ્રઢ લાગણી થાય, જેથી એકાંતવાસ, ફકીરી કે સાધ્વી જીંદગી ગાળવાની આપ મેળે રૂચિ થાય, ત્યારે મોત માંગવા કરતાં એટલો જ વિચાર કરવો કે; **મ્હને વૈરાગ્ય આવ્યો.** દુનિયા ઉપર પૂરેપૂરો અભાવ થાય ત્યારે જ પૂરો ત્યાગ થયો એમ સમજી, તે ત્યાગ લાવનારાં દુઃખોને આવકાર આપતાં શિખો; કાંકે એ દુઃખો જ તમારા ઉપર ખુદાઇ આશીર્વાદો લાવી નાખે છે. બ્હેનો! હમે **સિહારૂખનાં દુઃખોને** હસી કાઢશો, પરંતુ જૂદા જૂદા અનુભવોમાંથી, જૂદાં જૂદાં દુઃખોની પરિક્ષાઓ અને કસોટીઓમાંથી તેણી પસાર થાય છે છતાં, તેણી પોતાના રંડાપાને ઠોકરે મારી મારીને પાછી ને પાછી લગ્નના ગાંઠથી **જોડાયા** કરે છે તેનું કારણ એ જ **છે**, કે તેણીને હજી **ત્યાગનું** ભાન થયું નથી, અને **વૈરાગ્ય** ઉત્પન્ન થયો નથી. જૂઓ, તેણી પાંચમી વાર પરણવાને તૈયાર થઈ છે. જે રાજ્યમાં તેને ગેર-

ઇનસાફી મળ્યા **તે** રાજ્યને **હરામ-રાજ** કહી હવે તેણી પોતાના બચ્ચાંઓને લઇ **રામ-રાજ્યની** હદમાં ગઇ; જ્યાં સંકેત પ્રમાણે તેણીએ **ચંપકલાલ** નામના લફંગા અઘોર વચના એવા એક ચાલાક સાથે નાત્રું કરવાનો સાજેશ ગોઠવ્યો, કે પેલી પથ્થરપાટી ઉપરનો દુહો ઉકેલતાં પણ તેને કાંઇ વિલંબ ન લાગ્યો. "**સારંગ** સૂતો નિસ ભરી" એ પહેલું જ ચરણ વાંચતાં તેણે કહ્યું:—

**સારંગ** સૂતો નિશ ભરી, **સારંગ** ઉભો બાર;
ઉઠ **સારંગ સારંગ** ગ્રહો, સારંગ સારંગ માર.

આ દુહો પણ કવિ કુબેરનો જ બનાવેલો છે, અને તેનો બીજા અર્થકારો એવો **અર્થ** કરે છે કે; પ્યારો પીઉ (સારંગ) તો નિશામાં ચકચૂર બનીને સૂઇ ગયો છે, **અને** બહાર તો **સારંગ** એટલે ચોર આવીને ઉભેલો છે. હે પ્યારા ! હે **સારંગ** ! વ્હેલા ઉઠો, **સારંગ** કહેતાં કમાન ઝટ પકડો, અને **સારંગ** એટલે ચોરને **સારંગ** કહેતાં તીર વડે વિંધી નાખો. હે **સિહારૂખ** ! એનો બીજો અર્થ એ છે કે; હે **જીવ** ! તું તો આ પ્રપંચી જગતના લોભ મોહમાં ચકચૂર થઈ પડયો **છે**, અને **જમડો** ચોર તો બારણે આવી ઉભો છે, માટે હિમ્મતની કમાન ઉપર નિર્લોભી ચિલ્લો ચઢાવીને હવે મોહમાયાની ઉંઘમાંથી જાગૃત થઈ, **જમને** ત્હારા ત્યાગ રૂપી તીર વડે મારી હઠાવ. હે **ચારમારૂ** ! આ દુહાના ભેદી અર્થો ઘણા થાય છે. ૩ જો **અર્થ** એ છે કે; **સારંગ** એટલે દુઃખ રૂપ હાથી તો મસ્ત થઇને ઉંઘી ગયો **છે**, અને હાથીથાનની બહાર વળી **સારંગ** કહેતાં સિંહ તેને ફાડી ખાવાને ઉભો છે. આ કટોકટ પ્રસંગે ત્હારી **સારંગ** એટલે રાતને (સંકટને) **સારંગ** કહેતાં પ્રકાશથી (ખુશ મિજાજ રાખીને) પ્રકાશિત કર, એટલે કે ધૈર્યરૂપ પ્રકાશને પ્રકટાવ, અને **સારંગ** એટલે હિચકારાં હરણનો (ઉદાસીનો) **સારંગ** મારીને, એટલે છરાનો ગોળો મારીને, અર્થાત, સબુરી મારીને અંત લાવ. પ્રિયે ! એ દુહાનો ૪ થો અર્થ વળી એ થાય **છે** કે; **સારંગ** એટલે ત્હારા નિમાળાને, **સારંગ** એટલે ચંદનના લેપ લગાડીને, તથા **સારંગ** એટલે કપુર લગાવીને, **સારંગ** એટલે સારંગી ઉપર ગવાતા **સારંગ**-રાગની ખુશ મસ્તીમાં, હે પિઉ ! તમે તો બેભાન જેવા પડયા છો, અને **સારંગ** કહેતાં **કામદેવ** તો ચોરની પેઠે બહાર ઉભો જ છે; માટે હવે ત્હમે સજાગૃત થાવ, અને એ **સારંગ** નામ સર્પને, **સારંગ-પાણિ** એટલે **વિષ્ણુ** જેવા બળવાન હાથ વડે મારી હઠાવો. મતલબ કે, ત્હારો ચોથો ધણી ત્હને એવું કહી ગયો છે કે; અનંગ મદનથી ભ્રમિત થએલા અને વિષયની કેફમાં પડેલા હે વણ્ઠેલ જીવ ! હવે જો ત્હારે વારંવાર રંડાપાનાં દુઃખો દેખવાં ના હોય, તો ત્હારા વિષયરસને (હવસને) તું સદાને માટે દાબી દેવાનું કર. વૈભવ વિલાસ અને ચેનબાજીનો લોભ નહીં રાખ; અને ફરી હવે પરણીશ મા ! હે હિમ્મતવાન નાર ! ત્હારા **હરિલાલે** લખેલા દુહાનો પાંચમો અર્થ પણ ત્હને બોધ આપે છે કે; **સારંગ** એટલે કુમુદનિ (કમળ) માં

લોભાઈને જેમ સારંગ કહેતાં ભમરો તેનો રસ ચૂસવાના લોભે કરીને જાણે નિશામાં પડયો રહ્યો છે, એટલામાં ઉપરથી સારંગ એટલે વાદળ ઘેરાઇ આવીને સારંગ યાને વરસાદ પુષ્કળ પડવાથી, બહાર ઉભું રહેલું સારંગ એટલે મ્હોટું વૃક્ષ તેના ઉપર તૂટી પડે છે, અને તે સારંગ એટલે પુષ્પ જેમ ચગડાઈ જાય છે, તેમ તું પણ હે પ્રિયા ! કચડાઇ જઈશ. ટુંકમાં, પાછો ને પાછો આ દુ:ખમય સંસાર માંડવાની ત્હને ત્હારો હરિલાલ મનાઇ કરી ગયો છે. પરન્તુ તે દુહાનો ૬ ઠો અને સાચો મર્મ તો જૂદો જ છે. કહે છે કે; હે સારંગ ! એટલે કે, હે ચાતક પક્ષી ! તું તો સ્વાતિ નક્ષત્રના વરસાદનું જ પાણી પીવાની નિરાશા અને હુંફમાં હઠીલો થઈ સૂતો છે, અને બહાર તો સારંગ એટલે મેઘલો (વરસાદ) ઉભેલો જ છે, માટે હવે ઝટ ઉઠ; કદાચ તું માંગે છે તે સ્વાતિનાં જ ઝરણો ઝરતાં હશે. ઉઠ ! અને ત્હારા સારંગ એટલે સુવર્ણ ઘરેણાં (સોનેરી જડબાં), જે સારંગ એટલે જમીન ઉપર લબડે છે તે ઉઠાવી લે, અને ત્હારી તરસ છિપાવ ! અર્થાત, હે પ્રિયે ! તું સંસારનાં સુખ ભોગવવાને જ્યારે તરસી ને તલપી રહી છે ત્યારે તો તું ઉદાસ કે નિરાશ થઇને ડોકું નાખી દઈને નિસાસો નાખતી નહીં બેસી રહે; હિમ્મત ધર, વિધવાવસ્થાને પકડી નહીં રાખ, લોક લજ્જાને ઠોકરે માર, અને ત્હારૂં સ્વતંત્ર હૃદય ત્હને દોરે તેમ જ દોરાઇને ફરી એકવાર પાસો ફેંકી જો, અને હું ત્હારૂં પાણિ ગ્રહણ કરવાને ખુશી થઇશ. ત્હારી પાસે હું એક જ વચન માગી લઉં છું, કે મ્હારે બીજી પણ સ્ત્રી છે, માટે તું ત્હારી તે શૅાકનો દ્વેશ કરીશ જ મા ! શરત કબુલ કરીને અને આ છેલ્લી સમજણથી ઉત્તેજીત થઇને ચંપક સાથે ચારમારૂએ પાછાં લગ્ન કર્યાં.

## ૪૭ મું દુ:ખ નિવારણ.

### સદ્‌ગુણી વિધવાનો આત્મા ઇશ્વરની હથેલીમાં.



એક દિવસે તેણીને હરામ-રાજના ગેર ઇનસાફની દુ:ખી યાદ તાજી થવાથી ચંપકને પૂછવા લાગી:—"હે નાથ ! વગર ગુન્હાએ મ્હને સખ્ત મજુરીની શિક્ષા થઇ, અને જે વિટંબણાં મેં છ છ મહિના વેર વેઠયાં તે વિટંબણાં આપવામાં પ્રભુએ મ્હારી શી કસોટી કરી હશે ? રોજ રાત્રિએ મ્હારો ધણી હરિલાલ સ્વપ્નામાં આવીને મ્હારૂં કાળજું ખાતો દીઠામાં આવે છે તેનું શું કારણ ? ચંપક કહે:—કોઇ પણ અપરાધીને સખ્ત મજુરીની સજા થતાં તેની પાસે ગલીચ રસ્તા સાફ કરાવે છે,

કાદવ કચરા કઢાવે છે, પત્થર ફોડાવે છે, ખાડા ખોદાવે છે, ખાડા પૂરાવે છે, ભાર બરદારી જનાવરની પેઠે ભાર વહેવડાવે છે, અને હલકા પ્રકારની વેઠ અને નીચ જાતનાં વઈત્રાં કરાવવામાં આવે છે, જેથી હેનું શરીર થાકીને હલાક થાય છે, અને આડુ કાઢવા જેવાં કામોને લીધે હેનો દેહ અને હેનું મન કચડાઇ જાય છે. આ હલકાં કામોથી હેની ખુદી, હેનું અભિમાન, હેની ગરૂરી અને અહંકાર સર્વ નષ્ટ થાય છે. આથી કરીને જેમ ઇશ્વરી માર્ગમાં આગળ પડતા જિજ્ઞાસુને ખુદી મિટાવવા સારૂ કષ્ટ ભોગવવાનાં હોય છે, તે સર્વ કષ્ટ સખ્ત મજુરીની સજા પામેલા કેદીના અનુભવમાં આવે છે. આબ્રુહિન થવાથી આબ્રુનો બાકી રહેલો અહંકાર નાશ પામવાથી ખુદાઈ માર્ગમાં આગળ વધવાનું સુગમ પડે છે. એક તો જેઓની પુંજીમાં આબ્રુ જેવી ચીજ જ નથી તેઓ આબ્રુદારની આબ્રુ લુંટીને પણ આબ્રુ મેળવવા પામતાં નથી; અને બીજું તો એક આબ્રુદારની આબ્રુ ખૂંચવી લેતી સરકારના ખજાનામાં આબ્રુનો કાંઇ પણ વધારો થતો નથી. બીજી લૂંટોમાં તો લૂંટનો કાંઇ પણ માલ લૂટારાના હાથમાં આવે છે, પરન્તુ બીજાની આબ્રુ લૂંટનારના હાથમાં તો કાંઇ પણ માલ આવતો નથી; છતાં આબ્રુદાર તો પોતાની અમુલ્ય આબ્રુ ગુમાવે છે, ને તેથી તે મહા દુઃખ પામે છે. ત્યારે એ લૂંટાએલી આબ્રુ ગઈ કયાં? યાદ રાખજે પ્રિયા, કે જેની આબ્રુ લૂંટાઇ ગઇ છે તે આબ્રુ તો પોતાના ધણીનો ઇશ્વરી માર્ગ તેને માટે શોધવાને ગઇ છે, કેમકે તે આબ્રુ પોતાના માલિકથી વિખુટી પડવાની સાથે જ પેલા ધણીનો મદ, હેની ખુદી, અને હેના અહંકાર તેનાથી વિખુટાં પડવાથી તે હવે ઇશ્વરી માર્ગમાં એક ડગલું આગળ વધે છે. હે પ્રિયે! તેં હારા હરિલાલ ધણીનું વચન પૂર્ણપણે પાળ્યું નથી, પરન્તુ મ્હારૂં વચન તું પૂર્ણ રીતે પાળજે. મ્હારી ચંદા નામે રાખ છે; તેને પેટે બે પુત્ર નામે લલાત અને સલાત છે; તથા બે પુત્રીઓ તારતા અને તાપતા કરીને છે. હારે આગલે ઘરના પુત્રો લક્ષમણ તથા રામ–કૃષ્ણે તેમ જ હારી પુત્રીઓએ પણ ચંદાને ભેટવા દરરોજ જવું પડશે, અને ચંદાને "સુખી–માં" તથા હને "દુઃખી–મા" કહી તેમણે બોલાવવી પડશે. હારે પણ ચંદા શોકને માન આપવું પડશે. મ્હારી આ શરતો પ્રથમ જાણ્યા સિવાય તેં ઉતાવળે ઉતાવળે દુઃખથી દાઝીને મ્હારૂં પાણિ ગ્રહણ કર્યું છે, તથાપિ જો એ વાતો હને કબુલ ના હોય તો હજીએ–કાંઇ મોડું થયું નથી; તું હારે ઘેર ને હું મ્હારે ઘેર.

જમ ન પડે નરને, ગોવીંદની ગત ન્યારી;
અકળ કળા ઈશ્વરની, સમજે શું સંસારી!

ઉકળમાંથી નિકળી ચૂલમાં જઇ પડેલી સીહારૂખ હવે વધારે નઠારી કબજ્ઞ હાલતમાં આવી પડી. એણીના દુઃખના દરવાજા બંધ થતા જ નથી. સકંજામાં સપડાયાથી તેણીએ ચંપકની બધી શરતો કબુલ કરી દીધી. દીકરો લક્ષમણ સમજણની વયમાં આવેલો હોવાથી પોતાની જનક માતાને જ "સુખી–મા" કહેતો, ને પરાઈ માતાને "દુઃખી–મા" કહેતો, ને લફંગી તથા બાઝંદી ચંદાને ધિક્કારતો.

દોષ દિખે નહીં હેતકો, નાથ ન જૂઠી કોઈ;
**બાલિ** હત્યો જિહિં પાપ કરિ, બિભીખન સુગ્રિવ સોઇ.

હે પ્રભુ ! જે પોતાનું વ્હાલું હોય તેના દોષ અને વાંક તો દેખાય જ નહીં એમ કહેવાય છે તે ખરૂં જ છે, એ વાત કાંઇ જૂઠી નથી; કેમકે જે પાપ સારૂ ત્હમે **વાળીને** માર્યો તે જ પાપ **સુગ્રિવે** અને **વિભિષણે** પણ કર્યાં, એટલે કે ભોજાઇનો સંબંધ કર્યો; પરન્તુ તેઓ આપ પ્રભુજીના વ્હાલા હોવાથી તેમનો વાંક અને તેમનાં પાપ તમને નહીં જણાયાં, જ્યારે ભક્તિ વગરના **વાળીનો** એકલાનો જ દોષ આપની નજરમાં દેખાયો !

પછી **સીહારૂખને** તેનો આગલો ધણી સ્વપ્નામાં આવીને શા કારણે સતાવે છે તેનું કારણ સમજાવતાં **ચંપક** કહેવા લાગ્યો કે; જે **હરીલાલે** ત્હારી કણે વચન લીધું હતું તે વચન પૂર્ણપણે પાળ્યા સિવાય મ્હારી જોડે ઉતાવળે તેં પાણિ ગ્રહણ કર્યું છે, તેથી જ તે સ્વપ્નામાં આવીને ત્હને ઝબકાવે છે. ત્હેના કહેલા દુહાની જોડી તો મ્હેં ત્હને સંભળાવી જ નહીં, ને તું મ્હને કેમ ઉતાવળે વરી વારૂં ? સાંભળ, હું તે જ કવિરાજની અધુરી કળિ કહું છું, તેનો મર્મ તું જ્યારે સમજીશ ત્યારે ત્હને ભૂંડા સ્વપ્ના નહીં જ આવશે.

**બીના ભેદ બાહિર મત ભટકો.**

સારંગ ટાલણ પશુ ભખણ, સારંગ ભૂતેં હોય;
જો તું સુંદર સુઘડ હો, મંદિર હોય તો ઢોય.

ભાવાર્થ:—**સારંગ**ના માયનો માણસ થાય છે. જે વસ્તુને માનવી ટાળે અને દૂર કરે તે જ વસ્તુ જનાવરો પોતાના ખોરાક લેખે વાપરે છે, અને જે વસ્તુનો ઉત્પન્ન કર્તા તો . **મેઘરાજા** છે, તે વસ્તુ કયી ? તો કહે **ઘાસ** અથવા **ખડ**. જો તું સુઘડ અને સુંદર નારી હતી, તો ત્હારા ધણીનો પ્રાણ બચાવવા સારૂ તેણે "ખડ–ખડ–હા" બોલીને **ખડની** સળી વ્હેલી વ્હેલી માંગી તે તે ત્હેને મરતી વખતે ન આપવાથી તેણે ગુંગળાઇ ગુંગળાઈને પ્રાણ છોડી દીધો છે, જેથી તે ત્હને સ્વપ્નામાં આવી આવીને હયરાન કરે છે. પોતાના ધણીની ઇચ્છા તૃપ્ત કરવી એ સ્ત્રીનું મૂખ્ય કર્તવ્ય છે. જો સ્ત્રી પોતાના ધણીની ઇચ્છા પ્રમાણે ન કરતાં કાંઇ બ્હાના કાઢે છે, તો તે ધણી પોતાની સ્ત્રીને મરતે મરતે પણ શ્રાપ દેઇ જાય છે, અને મૂવા પછી પણ તે પોતાની તૃપ્ત નહીં થયેલી વાસનાને લીધે પોતાની સ્ત્રીને સમણામાં પણ ઝબકાવે છે ખરો. **હરિલાલને** જેમ તું બેવચની થઈ તેમ કોઈ દિ તું મ્હને પણ બેવચની થઇશ જ, અને મ્હારી આજ્ઞા ન માનીને તું મ્હારો પણ પ્રાણ લઇશ, અને પોતે પણ દુઃખી થઇશ.

**ચારમારિકા:—સારંગે** આ શું ઘાણ વાળ્યો ! હું જો **સારંગ**ના બાકી રહેલા અર્થ શિખીશ તો હું સારંગથી આયંદે છેતરાઇશ જ નહીં.

**ચંપકઃ**—લે; **સાર**ગના બાકી રહેલા બધા મર્મ ત્હને **સમજાઉં** છું; પણ યાદ રાખજે કે, એ **સાર**ંગ જ મ્હારો કાળ થશે, અને એ **સાર**ંગ જ ત્હને દુઃખના સાગરમાં ડુબાડશે. જેમાં જેની બહુ જ વાસના, જેમાં જેની બહુ જ ગમ્મત, જેમાં જેનો અતિ યશ, અને જેમાં જેની અનહદ પ્રીતિ તે જ વસ્તુ તેની પાયમાલી કરે છે; તે જ ચીજ તેની વિપત્તિ અને સંકટોનું સાધન થઈ પડે છે; માટે કોઈ **પણ** ચીજમાં અતિ પ્રીતિ ના રાખવી. પ્રીતિપાત્ર, યશપાત્ર, અને કીર્તિપાત્ર કોઇ પણ કર્તવ્ય **દ્વેષને** ઉશકેરી દુઃખોને તેડે છે, ક્રોધને ચઢાવી આપી સંતાપોને આમંત્રણ કરે છે; અને અદેખાઇને ઉત્પન્ન કરી તેમાં જ પ્રાણ પણ લેવડાવે છે. ભવિષ્યમાં ત્હને સ્મરણ રહેવા સારૂ હું ત્હને દાખલો આપું છું કે; તરનારનું મોત પાણીમાં, ને શિકારીનું મોત વાઘનાં ડાચામાં જ. અડંગ તારો પેસ્સીકોલા ભર દરિયો પણ તરી જતો હતો છતાં, કેરીબોલ્ડીસ જેવાં ન્હાનાં ખાબોચિયાંમાં જ કેમ ડુબી મૂઓ ! આ ભયંકર ખાબોચિયું બીજા કોઈ તરનારથી તરી શકાતું ન હતું, પણ પેસ્સીકોલા તે તરી શકતો હતો; એટલું જ નહીં, પણ એકવાર તેમાં ડુબકી મારીને બહુ વાર ત્યાંના ભયંકર વર્તુલો અને જીવલેણ ચક્રિયોમાં રહેવા છતાં જ્યારે પાછો ઉપર તરી આવ્યો ત્યારે તે પોતાની હુશિયારીની બડાઇઓ મારવા લાગ્યાથી રાજા ફ્રેડરીકને દ્વેષ ઉત્પન્ન થયો. તેણે એક સોનેરી કટોરો મંગાવી તેમાં કડક દારૂ રેડાવી તે તારાની બાહદુરી માટે સલામતી લેવડાવી. આ કડક મધ્યપાનની ઝૂમમાં આ ચડેલ તારાએ પાછી તે જ ખાબોચિયામાં ડુબકી મારી, અને પાછો ઉપર આવ્યો જ નહીં. તેમ હે પ્રિયા ! તું પણ દ્વેષનું કારણ થઇ ના પડીશ.

## સંસાર માંહિ જ શોક મોહની માયા.

એક દિવસે **ચંદાએ ચંપકને** કહ્યું કે; "તમારાં મોઢામાંથી તો નર્ક જેવી દુર્ગંધ નીકળે છે, ને એ તમારો વાસ મ્હારાથી હવે સહન થઈ શકતો **નથી !"** જ્યારે **ચંદાને** ત્યાંથી **સીહારૂખને** ત્યાં **ચંપક** પાછો આવ્યો ત્યારે તેણે **ચંદાએ** કહેલા બોલે બોલ **ચારમારિકાને** કહ્યા, અને ઉમેર્યું કે; "મ્હારાં મ્હોંમાંથી ગંધ નીકળે **છે** અને ખરાબ વાસ આવે છે એમ તેં તો મ્હને કોઇ દિવસ **કહ્યું નથી, ને ચંદા** આમ કાં કહેતી હશે વારૂ ?"

**સીહારૂખઃ**—"વ્હાલા ! જે કોઇ સ્ત્રી પોતાના માત્ર એક જ પતિનું મોઢું સુંઘે છે, તેને તો દુર્ગંધ આવતી જ નથી; પણ જે છપ્પન છપ્પન સ્ત્રી બહુ **પતિઓ** સેવે **છે,** તેને બધા જ ધણીઓના મ્હોંની દુર્ગંધ આવે છે. સવા નવી **ચંદા** બીજે **કેડે** જવાની થઇ હશે, જેથી ભરમમાં તમને કહ્યું કે; **તમારો વાસ** (તમારી સાથે **વસવું) મ્હારાથી હવે સહન થઈ શકતો નથી !"**

# ૪૮ મું દુઃખ નિવારણ.

## ત્રાંબાનો રૂપિયો કહીં ન ચાલે, ગમે તેવી પાડો છાપ.



**આ** વાત બીજે દિવસે **ચંપકે** વળી પાછી **ચંદાને** પુંકી દીધાથી બારવાંણે જ કાછડો મારતી કે **લલાત સલાત, તારતા** :**તાપતા** વિગેરે દીકરા દીકરીઓને સાથે લઇને **ચારમારિકાને** બારણે આવી ગોધિયારૂં કરી મેલી લઢવા લાગી. "હે ધણીખાઉ રંડા! તું ત્હારા મનમાં શું સમજે છે! મ્હારા આ બત્રીસ દાંતના **લલાત સલાત** જો અકેકી જ લાત મારશે, **તારતા તાપતા** જો અકેકી જ સપાટ મારશે તો ત્હારી બત્રીસી તોડી નાંખશે!" **સીહારૂખે** પણ દેશ ખાઇ ડુંગરો વેઠેલા હોવાથી બહાર આવી ઠોંસાભેર જવાબ દીધોઃ—

"હે કજીયાખોર ચંદા! ત્હારા ‡**લલાત** †**સલાતની તે** વળી મ્હારી **આગળ** કિમ્મત કેટલી છે રે! **લલાતનો** તો હું સત્તાવીશ રતી જેટલો તુચ્છ **ભાર** લેખું છું, ને ત્હારા **સલાતને** તો મ્હારી પેંજારે મારી ૨૦ દોકડાથી પણ હલકો ગણું છું! મ્હારા §**લક્ષમણના** ભાર આગળ એ લોંડાઓની બિસાદ શી છે? ત્હારી દૂકતીઓ ¶**તારતા ને** *તાપતાની કિમ્મત તો મ્હારી દીકરીઓ **આગળ ઓગણીશ બાવીશ** કોડીની જ ગણું છું. જા પાધરી પાધરી! ||સવાનવી રંડા ચંદા! ત્હારા બોતેર માટીઓ રાહ જોતા હશે! મર રાંડ ચંદા!" ચંદા શૅાક હારી ગઇ; એટલે જેવી આવી એવી પાછી ઘરે ગઇ, પણ વાયકા એવી છે કે, તેણે જ દિલમાં પાપ રાખીને, જ્યારે **સીહારૂખને** તો તેનાથી કાંઇ કરી શકાયું જ નહીં ત્યારે, **ચંપકનું** કાટલું કાઢવાનું તેણી કપટ રચવા લાગી હતી. લોકો કહે છે કે, એક દિવસે **ચંદાને** ત્યાં **જીઆફત**

‡ **લલાતમાં=લ** ના સવા નવ [ ૯। ], **લા** ના સાડા નવ [ ૯॥ ]; અને **ત** ના સવા આઠ [ ૮। ]; મળીને સરવાળો ૨૭ સત્તાવીશનો થાય છે, તે ઉપર શ્લેષાલંકાર છે.

† **સલાતમાં=સ** ના બે રૂપિયા ને સવા આના બાર [ ૨-।] થાય છે; **લા** એટલે સાડા **નવ** [ ૯॥ ] અને **ત** એટલે સવા આઠ [ ૮। ] **મળીને** સરવાળો પોણી વીશ ને સવા આના **ભાર** થાય છે, તે ઉપર મ્હેણું મારેલું છે.

§ **લક્ષમણ**–એટલે લક્ષ=એક લાખ; અને મણ=ચાલીશ શેરનો ૧ મણ. **અર્થાત, એક લાખ** મણના વજનનો તે **લક્ષમણ**.

¶ **તારતામાં=તા** ના સાડા આઠ; **ર** ના બે, અને **તા** ના ૮॥ **મળીને** ૧૯ કોડીની કિમ્મત થાય.

* **તાપતા–તા** ના સાડા આઠ; પ ના પાંચ; અને **તા** ના સાડા [ **૮॥** ] આઠ મળીને ૨૨ કોડી થાય.

|| **સવાનવી**–એટલે **૯।** સવા નવ ઉમેરવાથી. અર્થાત, **લ** (૯।) ઉમેરવાથી **ચંદાને** બદલે ચંદાલ થાય છે.

ખાઈ, નિશા પાણી કરીને ચંપક ઘરે આવતો હતો એવામાં એના પેટમાં અસહ્ય દુઃખારો શરૂ થયો. જેમ તેમ કરતાં રસ્તે ચલાયું; તેને તમ્મર આવવા લાગી, કેમકે ચંદાલ સૅાકે મદિરા ભેગો અફીણનો અર્ક મ્હોટા પ્રમાણમાં ભેળેલો હતો. અધુરામાં પૂરૂં સીહારૂખને પણ આજે ઘણું દુઃખ લાગવાનું કારણ એ થયું કે, સવારથી સાંજ સૂધી વસંત અને ચમન નામના સ્વચ્છંદી દોસ્તદારો સાથે પોતાની શત્રુ ચંદાને ત્યાં જ ચંપક પડયો પાથર્યો પડી રહ્યો હતો. લપેડો આવ્યાથી પડોશણના એોટલા ઉપર ફેંસલાઈ પડયો. સીહારૂખની સખીઓએ ભા છાકટા થયા છે એમ સમજી હસાહસ કરી, ધરી પકડીને માળ ઉપર ચઢાવી દઇ એને ખાટ પર પોઢાડ્યો. બહુ આકુળ વ્યાકુળ થવાથી તેણે સીહારૂખને મોટેથી સાદ માર્યો; એટલે પિઉને પીધેલો સમજી ખડકીમાં જ બેઠે બેઠે તે બોલી ઉઠીઃ—

"સારંગ ચઢી મોહે સારંગ કોકિ,
સારંગ જાતાં મોહે સારંગ રોકી;
ઉઠો રે સખી સારંગ સમુઝાવો,
‡તીસાં માંહે તીન ઘટાવો."—(કુબેર)

સારંગ એટલે માળ (મેડો) ઉપર હું જેવી ચઢવા જાતી હતી, એટલામાં સારંગ એટલે લોહી (રૂધિર) જવાથી હું તો રોકાઇ બેઠી છું; યાને કે રજસ્વલા થયાથી મ્હારાથી મેડીએ ચઢી શકાતું નથી, માટે સતાબી કરીને હે સખીઓ ! મ્હારા સારંગ એટલે પીઉને ઝટ સાદ મારીને એ હકીકત સમજાવી દો !

નવા આપાને ગભરાટ થતો જાણી લક્ષમણ વ્હેલો વ્હેલો મેડીએ ચઢી ગયો, અને ચંપકલાલે એટલા જ શબ્દો બોલી પ્રાણ છોડયોઃ—

અજબ તરહ દગા કીયા બેશિયા નજીઆ !
નજીઆ ! હાય તેરે ઝેરસે મારા નજીઆ !

વળી પાછી ધાડ તો અભાગણી સીહારૂખ ઉપર જ આવી. દરબારમાં મુખ્ય જુબાનીનો આધાર તો લક્ષમણ શાક્ષી ઉપર જ રહ્યો. "બેટા ! તું સાચું જ કહેજે;" કોતવાલે લક્ષમણને પૂછયું; "ત્હારો બાપ મરતી વખ્તે ઉપલા શબ્દો કોના માટે બોલ્યો હતો ?"

**લક્ષમણઃ**—મ્હારી દુઃખી-મા માટે !

**કોટવાલઃ**—ત્હારી દુઃખી મા-સાથે ત્હારા બાપાને સારો સંબંધ ન હતો ?

‡ **તીસાં માંહે તીન ઘટાવો**-એટલે ૩૦ માંથી ૩ બાદ કરો. અર્થાત, ત્રીસમાંથી ત્રણ બાદ કરતાં સતાબી (૨૭) રહે છે. હિંદીમાં સત્તાવીસને સત્તાબી કહે છે. અમે સતાબી એટલે કે "જલ્દીથી" એવો અર્થ થાય છે. સાધારણ રીતે બોલાય છે કે, સીતાબીથી (જલ્દી જલ્દી) કામ કરો. ટુંકમાં, સખીઓને સીતાબીથી પીઉને ખબર કરવા કહે છે.

**લક્ષ્મણ**:—મ્હારી દુઃખી-મા નઠારી ચાલની હોવાથી સારો સંબંધ તો હોય જ કયાંથી !

આટલી જ જુબાની ઉપરથી તો જોકે શંકા ઉત્પન્ન થાય, અને વળી લક્ષ્મણ જેવા સગીર વયના શાક્ષી ઉપરથી ફેંસલો પણ કરી ન શકાય, તોપણ આ **રામ**-રાજ કહેવાતાં અંધેર રાજ્યમાં **સીહારૂખ**ને શકનો પણ લાભ ન આપતાં છ વર્ષના કેદખાનાની સજા કરવામાં આવી ! દુઃખી બ્હેનો ! જ્યારે દુઃખ પણ અંતે આવે છે ત્યારે ઈશ્વર કોઇ નહીં ને કોઇના પણ દિલમાં દયા ઉતારે છે. **સીહારૂખ**ને સજા થઇ તેને બીજે જ દહાડે **ચંપક**ના મિત્ર **વસંતે** પ્રાંત ન્યાયાધિશને અરજી આપી જણાવ્યું, કે **ચંપકલાલ**ને ઝેર આપનાર **સીહારૂખ** નહીં, પણ **ચંદા** હતી; જેણીનું હમારા મંડળમાં છુપું નામ **નજીઆ** હતું; અને **ચંપકલાલે** મરતી વખતે જે ઉદ્‌ગારો કાઢયા હતા તેનો અર્થ એ થાય છે કેઃ—

**નજીઆ** જેવી પાખંડી બદજાતે અજબ તરેહનો દગો કર્યો ! હે **નજીઆ** ! (ચંદા) ત્હારાં દીધેલાં ઝેરથી હું નહીં જીવ્યો ! (ન જીઆ-નહીં જીવ્યો.) માટે એક બીન ગુન્હા ઓરતને તેનાં સાત સાત ન્હાનાં બાળકોને રડતાં મૂકી કેદમાં નાંખવાથી ચોકખે ચોકખો ગેરઇનશાફ થાય છે. સજાને પાત્ર તો **નજીઆ** એટલે **ચંદા છે.**

પ્રાંત ન્યાયાધિશે તપાસ કરી **સીહારૂખ**ને છોડી મેલી, અને **ચંદા** ઉપર કામ ચલાવવાનો હુકમ કર્યો. છેવટે કામ ચાલી, ઝેર દેઇને **ચંપક**ને મારી નાંખવાનો આરોપ **ચંદા** ઉપર સિદ્ધ થવાથી તેણીને ન્યાયાધિશે જન્મ દેશનિકાલની સજા ફરમાવી. દુઃખી બ્હેનો ! સત્ય કદી છુપું રહેતું નથી. નિરપરાધીને અન્યાય સોસવો પડતો નથી. એક મનુષ્ય જો બીજી રીતે ખરાબ હશે તો તેની કરણી પ્રમાણે તેને કુદ્રતી દુઃખ પહોંચાડવાની પ્રભુમાં શક્તિ છે જ, પરન્તુ એક દુષ્ટમાં દુષ્ટ માણસે પણ જે પાપ નથી કર્યું તે પાપની દુઃખ રૂપી શિક્ષા પ્રભુ કદી કરતા જ નથી. **ચંદા** ગમે એવી વણ્ડેલ હતી, તોપણ તેણે કાંઈ **ચંપક**ને ઝેર દીધું ન હતું; જેથી વળી ત્હેની વ્હારે **ચમન** દોડી આવ્યો, અને સર ન્યાયાધિશની અદાલતમાં હાજર થઈ જણાવ્યું કે; **ચંદા** બીન તકસીરવાર છે. હમે ત્રણે દોસ્તો જે દિવસે **ચંદા**ને ત્યાં જીઆફત કરનાર હતા તે દિવસે ત્યાંનો વિચાર માંડી વાળીને આપણા શહેરની જાણીતી વેશિયા **નજીઆ**ને ત્યાં હમો ત્રણેવ ઉતરી પડયા હતા. એ **નજીઆ**ને અને **ચંપક**ને તે દિવસે પૈસા સંબંધી વઢવાઢ થઇ હતી, અને મારામારી થતાં **નજીઆ** બોલી હતી કે; **અફીણના એક જ ગુટકામાં ત્હારો જીવ લઇશ !** હું અને વસંત **નજીઆ** ઉપર ફિટકાર નાખી તિરસ્કારથી તેને ત્યાંથી ચાલી ગયા પછી સાંજ સૂધી **ચંપક** તો તેણીને ત્યાં જ પડયો રહ્યો હતો, અને **ચંપક**ના મરણની ખબર મ્હને જેવી બીજે

દિવસે થઇ તેવો જ હું ફોજદાર સાથે **નજીઆને** ત્યાં ગયો હતો. તે ગભરાઇ ગયેલી જણાઇ, અને ફોજદારને મેડી ઉપર લઇ જઈ એક દાબડો આપ્યો. પછી ફોજદારે આ વાતના અખાડા કરી મ્હને પણ ખડતો કરી ચાલતી પકડી; અને **નજીઆ** વેશિયા આજ ચાર દિવસથી આ શહેરમાંથી ગુમ થઇ ગઇ છે. ચંપકે મરતી વખતે ખુલ્લા શબ્દોમાં કહ્યું હતું કેઃ—

અજબ તરહ દગા દીયા **બેશિયા નજીઆ !**
**નજીઆ** ! હાય, તેરે ઝેરસે મારા **ન જીઆ !**

હે **વેશિયા નજીઆ** ! તેં મ્હને અજબ રીતે ફસાવીને દગો દીધો. **નજીઆ** ! **અફસોસ** કરૂં છું કે ત્હારાં આપેલાં ઝેરથી હું જીવતો રહેવા પામતો નથી ! **(ન જીઆ=નહીં જીવ્યો.)**

આ રીતનો પુરાવો દેખી **ચંદાને** પણ સર ન્યાયાધિશે છોડી મેલી; અને **નજીઆ** વેશિયાને પકડાવી મંગાવતાં તેણીએ ગુન્હાનો એકરાર કરી અફીણના **અર્કની** શીશી રજુ કરી, **ચંપકને** કેવી રીતે અફીણ આપ્યું તે સર્વ હકીકત કબુલ કરી દયા માગી. સર ન્યાયાધિશે તેણીના એકરાર ઉપર નજર રાખી તેને છ વર્ષ કેદની શીક્ષા ફરમાવી.

બ્હેનો ! હ્યાં વાર્તા પૂરી થાય છે. તમે આ ઉપરથી જોશો, કે દુઃખો કાંઇ એક જ પ્રકારનાં હોતાં નથી. દુઃખનો દેખાવ જ બહુ ભયંકર હોવાથી દુઃખ કોઇને ગમતું જ નથી; તોપણ સૌ કોઇને ત્યાં અણગમતા પરોણા તરીકે તે ઉતરી જ પડે છે. આફત, વિપત્ત, અને સંકટ સુશીબતનું સ્વરૂપ એવું તો વિકાળ હોય છે, કે તેમના પાપમાંથી કયારે વહેલાં છૂટયે એમ સૌ કોઇને અધિરાઇ લાગે છે; પરંતુ આવી પડેલી બલામાંથી છૂટવાની આપણે જેમ જેમ ઉતાવળ અધિરાઇ કરીયે છીએ, તેમ તેમ તે દુઃખ દરરોજ પોતાના વિક્રાળપણામાં વધારો જ કરતું રહે છે. આપણે પ્રાર્થના કરીએ છીએ, કે આટલું જ દુઃખ જો દૂર થાય તો મ્હારા જેવું સુખી કોઈ જ નહીં હશે; પરંતુ તે દુઃખ મિટતાંને વાર બીજું સવાઇ સંકટ નવેસર નવું થઇને એવી રીતે આવીને ધુબાવી મારે છે, કે આગલાં દુઃખને તો તે ભલું જ કહેવડાવતું આવે છે. એમ એમ કરતાં જ આપણી જીંદગી પૂરી થવા આવે છે. દુઃખોના ઉપરા સાપરી સપાટા ઝપાટાથી કાયર થઇને, આ ચાલુ જીંદગીનો અંત આવે તો સારૂં, એમ આપણે અંતઃકરણ પૂર્વક જ્યારે ઇચ્છિયે છિયે, ત્યારે મોત કાંઇ આવીને ઉભું રહેતું નથી; અને લગાર રાહત કે કરાર થાય છે ત્યારે વળી પાછું આપણને મરવા પણ ગમતું નથી, અને જે દુનિયાએ આપણને મોજમજાઓ ચખાડેલી, તે

દુનિયાં હમેશને માટે ત્યજી જવાનો, સુખ દુઃખના સાથીઓથી સદાને માટે જ છૂટાં પડી જવાનો, અને અહિંયાં આપણાં બધાં વ્હાલાંઓ રહે, ને ત્યાં આપણે એકલાં પડી જવાનો માત્ર વિચાર અને ખાલી ખ્યાલ જ આપણને એટલો બધો તો અકળાવી ને ગભરાવી મારે છે, કે બધાંને પડતાં મૂકી, વ્હાલાંઓને ગુમાવી દઈ, પાછાં ફરીને કોઈ કાળે પણ તે જ દીકરાં દીકરી, તે જ સ્નેહી, અને તે જ ભાઇ બ્હેનોને મળવાનું છે જ નહીં, એ કલ્પનાથી મરવું એ બહુ જ કમ્પારી છુટે એવું વિકાળ જણાય છે. બૉસ્વેલ એ શેકસપિયરનો આશક હતો. તે કહે છે કે, ઘણાંક વરસો ઉપર હું અકળામણના ભયાનક વિચારોમાં હતો, ઉદ્વેગ ઉદાસી અને ખિન્ન ચિત્તવૃત્તિમાં જ્યારે નંખાઇ ગએલે ચહેરે બેઠેલો હતો, ત્યારે મરણ પછીની હાલતના ભયાનક વિચારો મ્હારા મનમાં પેસી ગયાથી હું સંતાપ કરવા લાગ્યો કે; પેલી જેહાનમાં બીજું બધું મ્હને નહીં મળશે તો ખેર, ચલાવી લઇશ; પણ શેકસપિયરની કવિતાઓ વાંચવાનું ત્યાં મ્હને મળવાનું જ નથી, એ ખ્યાલના બળાપાથી મ્હને બહુ મુઝાવું પડે છે. એટલામાં એક દયાળુ, ભલી ને દિલસોઝ બાઇ, જેને હું બહુ જ ચ્હાતો હતો, તેણીએ મ્હારા આ ખાલી અને ખાલી ખ્યાલને હસી કાહતાં ટહુકો કરી એટલું જ બોલીને મ્હારા જીવને કરાર દીધો કે; **"તે દુનિયામાં જેવા તહમે જશો તેવા સપ્પર પહેલી જે વસ્તુનાં તમને દર્શન થશે તે, ખાત્રીથી માનજો કે, શેકસપિયરના ગ્રંથોની સુંદરમાં સુંદર પ્રતોની ભેટ તમારી આગળ પહેલી તકે રજુ કરવામાં આવશે !"** દુઃખી બ્હેનો, જયારથી આપણા લોકોમાંથી શાંતવન આપનારી એવી માન્યતા ગુમ થઇ ગઈ છે, કે જે વ્હાલાંઓ મૂઆં તે પેલી જેહાનમાં પાછાં મળવાનાં છે, ત્યારથી જ મોતનો ભો બહુ ડરામણો લાગે છે. તમે મૂઆંની ક્રિયાઓ, આરાધના, અને યાદ કરતાં જ રહો તો તહમે પિત્રમૂલનમાં જઇ તેમને પાછાં મળ્યા વિના રહેનાર જ નથી. તહમે તમારા સદ્ગુરૂ કે પેગમ્બરમાં જ જીવ પરોવી રહ્યાં હશો તો તમે જરૂર જ તે મહાત્માઓના ચરણે જઇને પડશો; અને જો તમે એકલા એક પરમેશ્વરમાં જ જીવ ઘાલી રહ્યાં હશો તો તે માલિકના જ પગ આગળ જઇ તેનાં ચરણસ્પર્શ કરશો, એમ ખાત્રીથી માનજો.



# ૪૯ મું દુઃખ નિવારણ.

### તુઝે હય કામ ઇશ્વરસે, જગત રૂઠે તો રૂઠન દે!

"Adversity is sometimes hard upon a man; but for one man who can stand prosperity, there are a hundred that will stand adversity."

CARLYLE.

**દુઃખી વિધવાઓ!**



**આ**પણી વાર્તાની નાયકા **સી**હારૂખ એકેક પછી સાત વાર પરણીને **"સાતમારિકા"** ના નામથી ઘણી હિણાઈ, ઘણાં દુઃખો દીઠાં, ઘણાં તોહમતો અને ઘણી નિન્દાની ભોગ થઈ અંતે વિધવાવસ્થામાં જ મરણ પામી. બ્હેનો, તમારાં વિધવાપણાનાં અનેક દુઃખો વિષે તમને શંકા પડે તો તાએ થઇને તમારાં દુઃખોને દરવાજે બાંધી, તે દુઃખના દારૂ વીશે પૂછ પૂછ કરવાને અચકાશો મા. દુઃખનો ઉપાય પૂછવામાં ગરૂરી રાખશો નહીં, તેમ લાજ પણ ધરશો નહીં; પરન્તુ તે જ સંશય વીશે વારંવાર નિરાકરણ કરાવતાં તો જરૂર જ શરમાજો. જે વિધવા સાધ્વી રૂપે રહી, દેવી લેખે પુજાઇ, મુક્તિ કે મોક્ષની ઇચ્છા કરતી હોય તેને તો આ અસાર સંસાર ઉપર સંપૂર્ણ અભાવ થવાની જરૂર છે; અને સંસાર નિરસ તથા ફિકકો અને ભયાનક લાગવા સારૂ દુઃખ અને કષ્ટની આવશ્યક્તા છે. દુઃખ વિના અભાવ થાય નહીં, અને કેવળ અભાવ થયા શિવાય મુક્તિ પણ થાય નહીં. હમ્બોલ્ટનો અંત આવ્યો ત્યારે તેણે સંસારનો પૂર્ણ અનુભવ મેળવ્યાથી, દુઃખોના કારણે સંપૂર્ણ અભાવ થતાં, મરતી વેળાએ છેલ્લા શબ્દો એ જ બોલ્યો હતો કે; **"આ કિરણો કેવાં ભવ્ય જણાય છે! એઓ જાણે આ ધરતી ઉપરથી સ્વર્ગનો (મોક્ષનો) ઇસારો કરતાં જણાય છે!"** જે ઓરડામાં તે મરવા પડયો હતો ત્યાં ઇશ્વરી પ્રકાશ શિવાય ત્હેને બીજી કાંઇ જ વાસના રહી ગએલી જણાઇ નહીં; કેમકે ઘણાં દુઃખોએ કરીને ત્હેને સંસાર ઉપર અભાવ થયો હતો. કષ્ટ અને વિપત્ત માનવીને જ્યારે કેવળ નબળો ને નમાલો કરી મેલે છે ત્યારે તે દુઃખોની સામે ટક્કર ઝીલીને દુઃખોને જેરવી શકે છે, કષ્ટોને પચવી શકે છે, પરંતુ તેટલાં જ બળથી એક સુખી મનુષ્ય સુખને સેવી શકતો નથી. સુખના સાધનો તેનાથી જેરવી શકાતાં જ નથી. દ્રવ્યના ઢગલા, પુત્રી પુત્રાદિકની રેલછેલ, અને વિલાસના ભોગોથી તે પરમેશ્વરને ભૂલી જઇ પોતાના મનને કબજામાં રાખી શકતું નથી; જેથી તે સુખો સટે ન્હાનાંશાં એકાદ દુઃખથી નિરાશીમાં નંખાઇ

જવા માંડે છે. જેમ હરિશ્ચંદ્ર રાજાનાં સુખોને દુઃખોમાં ફેરવી નાંખનાર રૂષિ વિશ્વામિત્રને તેના એક હડહડતા શત્રુ લેખે પરમેશ્વરે જ ઉભા કર્યા હતા, તેમ એક વિધવાના શત્રુ લેખે તેના જેઠને ઉભો કરીને પરમેશ્વર તે વિધવાનો સંસાર ઉપરથી અભાવ કરાવે છે. **મીરાં**બાઇને મોક્ષપદ આપવા થકી જ તેના ધણીને તેણીના દુશમન તરીકે ઉભો કરવામાં જેમ ઈશ્વરનો જ હાથ હતો; તેમ એક વિધવાને મુક્તિ અપાવવા સારૂ તેણીના સસરાને તેના કટ્ટા વેરી લેખે પ્રભુ જ ઉત્પન્ન કરે છે. ધ્રુવજીની મોક્ષગતિ કરવા માટે તેની ખુદ માવતરને જ જેમ તેની વૈરી બનાવી હતી, અને **પ્રલ્હાદ**જીની મુક્તિ માટે જેમ ત્હેના બાપને જ ઇશ્વરે શત્રુ બનાવ્યો હતો, તેમ **મં**ગલાગૌરી જેવી વિધવાને પોતાની ગોદમાં લેવા થકી જ પ્રભુએ તેણીની ભોજાઇઓ અને નણંદને વૈરી બનાવી હતી. **સુવર્ણા**બાઇ જેવી વિધવાને ઉચ્ચપદ આપવાના હેતુથી જેમ તેને પૂછી પૂછીને તેના ભાઇ બ્હેનો મારફતે પ્રભુએ કષ્ટો આપ્યાં હતાં, તેમ સુધન્વાને તેના પિતા મારફતે, અને પાન્ડવોને તેમના પિત્રાઈ ભાઇઓ મારફતે દુઃખો આપી ઉચ્ચ પદ પ્રભુએ જ દીધું હતું. **નરસિંહ** મહેતાનું તારણ તેના ભાઇ ભોજાઇને શત્રુ બનાવી તેમની મારફતે, **મ**હેતાને વિપત્તિઓ આપવાની નેમ જે રીતે પરમાત્માએ તેના તારણ થકી જ તાકી હતી, તેવી જ નેમ સુંદરાબાઇ વિધવાને ઉગારવાને તેના દિયરને વેરસી બનાવવામાં, પ્રભુની જ ઇચ્છાથી દિયરે તેણીના ધણીનું સર્વસ્વ પચાવી પાડી વિધવા ભોજાઇને રવડાવવા અને રખડાવવામાં જિત માની હતી.

પોતાનો ધણી માલિક ચાલ્યો ગયાથી અપુત્રવાન વિધવા સાસરિયાંના શત્રુઓ વચ્ચે હાથ ઓળતી થઇ પડે છે ત્યારે ત્હેને જે દુઃખ લાગે છે, પોતાના પતિની જ માલ મિલકત ઉપર તાગડધિન્ના કરતા દિયરો કે જ્યેષ્ઠોને જ્યારે તેણી દેખી દેખીને પાઇ પાઇનાં વેવળાં મારે છે, ત્યારે તેને આ ધરતી ઉપર એક ઘડી પણ જીવવા ગમતું નથી. અરે બહેનો ! વિધવાવસ્થાને નિભાવવામાં જ તમારી બહાદુરી છે. શીયલ સાચવીને સબુરી પકડી પ્રભુને જ પતિ માનનારી વિધવા તો સઉ પાપોથી મુક્ત થઇને, દુઃખોના સર્વ અનુભવો લઈને પવિત્ર થઇને, જે પુન્યશાળી પરલોકમાં જાય છે તે સ્વર્ગલોકના હજારો પવિત્ર જીવાત્માઓ આકાશ ઉપરથી વ્હેલા વ્હેલા દોડી આવીને હર્ષભેર ઉદ્દગારો કાઢે છે કે: **"આ સાધ્વી તો મ્હારા જ હાથ ધરવા આવી છે ! હે પવિત્ર સાધ્વી ! તું મ્હારી પ્રિયા થજે !"** " હે બ્હેનો ! તમારાં અંતઃકરણમાં તો એવું, કે માથે વાંસેથી રાજા જેવા ધણી ઉઠી ગયા એટલે આસપાસનાં સગાં સ્નેહીઓ તમારી દયા અને કદર ખાતાં થઇ તમારી વૃત્તિને અનુકૂળ રહીને આયદે તમને સુખમાં જ રાખશે. આટલી જ ઉમેદમાં તમે તમારૂં સામાન્ય દુઃખ ટળી ગએલું હોવાનું માન્યાથી, હંમેશાં તમે ગુલામડીની **હાલત ભોગવી છે; અને નિરાશા, નાસીપાસી, અને નાઉમેદીમાં જ જન્મારો**

વ્યર્થ ગાળ્યો છે. ભોજાઇઓ, નણંદો, દેરાણી કે જેઠાણી સર્વ તમને અનુકૂળ થાય અને તમારી મરજી મુજબ વર્તે, એ લાલસાએ જ તમારી શાન્તિનો ભંગ કરી તમને દુઃખ લગાડયું છે. દિયરો કે જયેષ્ઠો વીશે ઉંચો નીચો મત બાંધવાથી જ તમને વિધવાવસ્થા સાલે છે.

**શકીનાબૂઃ**—ધણીની છતી દૌલતે વિધવા ધણિયાણી પાઇ પાઈની ઓશિયાળી રહે, ત્યારે તે દુઃખી ન થાય તો શું પોતાને સુખી દેખડાવે? પોતાના ધણીનું દ્રવ્ય છતાં શું દેર જેઠની આગળ હાથ ઓળવાને વિધવા સરજાયલી છે? ના, હું એ કાંઇ દિલાસો માનતી નથી.

મરા બી નયાઝી દેહ અઝ દીગરાન;
બ એહસાને તુ દાર દર હર જમાન.

હે અલ્લા માલિક! તું મ્હને બીજાંઓ આગળ હાથ ઓળનારી, હાજત વગરની, ઓશિયાળા અવતાર વિનાની કર! હે બક્ષીશના ખાવીંદ! હરદમ મ્હને ત્હારા એકલાના જ ઉપકારમાં રાખ, બીજાંની ઓશિયાળી નહીં કર! હે દિલાસા દેનાર મોલવી! સેખ સાહેબે દલીલ સમજાવતાં કહ્યું છે કે; **તાતારની જંગી લડાઇમાં** કોઈ નૌજવાન મરણતોલ ઘાયલ થઇ પડયો હતો, તેને કોઇએ જણાવ્યું કે; "ઝિયા-કેલ નામના કંજુસ શ્રીમંત પાસે "**નોશદારૂ**" એટલે **અમૃત** છે; તે જોકે અતિશય કંજુસ છે તો પણ જરાક જેટલો નોશદારૂ જો ત્હને તે આપશે તો તું તૂર્ત જ ટટાર થઇશ; પરંતુ તે એવો તો કૃપણ છે, કે તેના સુફરા ઉપર જો નાન (રોટી) ને ઠેકાણે ચંદ્રમાને મૂકવામાં આવ્યો હોત તો રોઝે રસ્તાખીઝ સૂધી, યાને કે કિયામતના દહાડા સૂધી, તેણે ચંદ્રને પણ છુપાવી રાખ્યો હોત!" આટલું સાંભળતાં જ પેલો ઘાયલ જવાન પોકારી ઉઠયોઃ—"હું ત્હેના પાસે **અમૃત** માગું અને તે કદાપિ આપે કે નહીંએ આપે, તે **નોશદારૂ**થી મ્હારો ઘા રૂઝે કે નહીંએ રૂઝે, મગર તેના પાસેથી અમૃત માગવું એ જ હું તો કાતીલ ઝેર સમાન સમજું છું. મ્હારા કારી ઘા કરતાં પણ જબુન ઘા તો હું ના-કદર નિર્દય માણસ આગળ હાથ ઓળવો એ જ વધારે દુઃખદાઈ સમજું છું.

હરચે અઝ દુનાં બ મિન્નત ખાસ્તી;
દર તન અફ્ઝુદી ઓ અઝ જાં કાસ્તી.

પાજી અને ના-કદર માણુસ કનેથી જો ઉપકાર ખેંચીને તું કાંઇ પણ વસ્તુ લાવ્યો તો તું જરૂર જ જાણજે કે, તેં તે વસ્તુથી ત્હારાં શરીરને તો લાભ કર્યો, પરંતુ ત્હારા પાક જાનને તો તેં ગેરલાભ જ કર્યો. કંકાશ અને કુટુંબ કલેશ કાપી નાંખવો, દુઃખી થઇ પડેલી વિધવાને દિલાસો આપવો, પાપીને પણ પસ્તાવો ન કરાવવો, અને દર્દી કે રોગી થઇ પડેલી વિધવાઓની વ્હારે ધાવું, એ નિયમો જેના ધર્મમાં નથી તે પાખંડ ધર્મ છે. તમે વિધવાને શોક કે જારી ન કરવા કહો તેણે કરીને કાંઇ શોક

છોડાતો નથી, પરંતુ દિલાસો અને હિમ્મત મળે એવું ત્હમે કાંઇ **કર્તવ્ય કરો** તો જ વિધવાના દુઃખી જીગરને શાન્તિ મળે; બાકી **મોઢેના** દિલાસા અને જુબાનના ઉપદેશો એ તો સૌ ઠીક જ છે. આપણા પાક રસુલ **મોહમ્મદ** સાહેબની જ્યાં ત્યાં ફતેહ ફિરોઝીની મુબારક ખબરો થતી સંભળાઇ, ત્યારે તે પાક નબી સાહેબ ખુશ ખુશ અને મગ્ન મગ્ન થવા લાગ્યા હતા; એવામાં તેમને કારી જખ્મનો ઝટકો લાગ્યાથી પોતે દુઃખી થઇ પડયા હતાને ? **મરિયમબીને** પેટે અવતરેલા તેમના એકપૂરા બેટા **ઇબ્રાહિમ** માત્ર પંદર મહિનાની જીંદગી ભોગવી ગુજર પામ્યા, જેમનાથી તે પાક પેગમ્બરની ઓલાદનો શીલશીલો ચાલુ રહેવાની ઉમેદ હતી, તે વારેસ–બેટાના મોતનો ગમ તેમના બાપને કાંઇ થોડો લાગ્યો હતો ? જ્યારે આ દુઃખનો ઘા તેમનાથી ન જ ખમાયો ત્યારે તેઓ પણ રડી પડયા હતા, શોક અને જારી કરીને કહ્યું હતું તે મૃત દેહને કેઃ—“હે મ્હારા ચેરાગ ! તું બુઝાઇ ગયાથી મ્હારૂં જીગર અંધકાર પામ્યું છે ! હે નૂરેચશ્મ બેટા ! ત્હારાથી છુટો પડતાં તો મ્હારી ચશ્મો આંસુના રેલાથી એવી તો ભરાઈ ગઈ છે, કે જાણે આંસુઓના બે ચશમા થયા છે !” એક તો એકપૂરો બેટો ગુમાવ્યાનો ઘા, અને બીજું તો **કાઇબાર** તરફ ભોજન ભેળું ઝેર ખાધામાં આવ્યાનો ઘા. આમ બે ઘાથી પાક નબી સાહેબને જો બેચેની અને ગમખારી લાગી હતી, તો બાપડી વિધવાનું છત્ર ગુમ થયાથી તેણી હવે ઓશિયાળા અવતારને રડે નહીં તો શું હસે મોલવી સાહેબ ! ખુદાને જો આંખ અને કાન હોય તો ગેરઇનશાફ ખમનારાંની કાંણી નજરે જૂએ ના ? પડયા ઉપર પાટું મારતો અવાજ સાંભળે ના ? અલ્લા તો કોણ જાણે કયારે મળશે, પણ વિધવાને ત્હેનો મરનાર ખાવીંદ પણ શું પાછો મળવાનો છે ? અને તેણીના દુઃખોની ફરિયાદો સાંભળવાનો છે ?



## ૫૦ મું દુઃખ નિવારણ.



જ્ઞાનં કથે સો જ્ઞાનડી, બ્રહ્મજ્ઞાન સો જ્ઞાન;
ગોળા છૂટે જ્ઞાનકા, તવ સબ કરે મેદાન.



મૌલવી સાહેબઃ—આપણા પાક મઝહબમાં તો વિધવાને શોક અને જારી કરતી જોવા છતાં ત્હેને દિલાસો ન આપવો એ ગુન્હા છે. જેઓ **મોહમદી** મઝહબમાં ન માનવા છતાં **મોહમદિયાન** કહેવડાવે તેમને ધિક્કાર છે. એના કરતાં તો **મોરમન** પંથ સ્વીકારો તે ભલું.

**શકીનાબુઃ**—મૌલવી સાબ ! જો એક દુઃખી વિધવાના દુઃખનું નિવારણ થઇ

શકતું હોય તો તે પંથનાં સિદ્ધાંતો સમજાશે; કોઇબી રવેશે હમારો જીવ ઠરે એટલું જ બસ છે.

**મૌલવી** સાહેબઃ—**મોરમન** પંથવાળાનાં આઠ ધાર્મિક ફરમાનો એક સોનેરી પૃષ્ટ ઉપર કોતરેલાં છે, અને તેના **ઉપદેશો** ખાસ કરીને દુઃખી વિધવા, દુઃખી રાંડેલા, દુઃખી અનાથો અને દુઃખી યતીમોને દિલાસો દેવાને જ રચાયલાં છે. એ સિદ્ધાંતો એ છે કેઃ—

(૧) ઇશ્વરને આકાર છે, અને માણસના જેવો તે માંસ અને હાડકાંનો બનેલો હોવાથી ફરિયાદ સાંભળનારો, ગેરઇનશાફ થતો જોનારો, અને દયાળુ હોવાથી દુભાયલાં દુઃખાયલાંને અંતે સહાયભૂત થાય છે, અને જુલમગારોને ઘટિત તે સજા ફરમાવે છે જ.

(૨)—માણુસ એ પરમેશ્વરના તત્વોનો એક ભાગ છે, અને તે પણ પરમેશ્વર થઈ શકે છે, જેથી દુઃખી કે સુખી પોતે જ થાય છે, અને પોતે જ પોતાનું પિછાની લે છે.

(૩)—મનુષ્યને કાંઇ ઈશ્વરે સરજેલું **નથી**; તે તો છેક છેક સૃષ્ટિની શરૂઆતથી જ હયાત છે, અને આ હયાતિ તે કદી પણ ખતમ કરનાર નથી

(૪)—આદિકારણ (Original), પ્રારંભ, મૂળ, ઉત્પત્તિ જેવું કાંઇ છે જ નહીં. જન્મ-પાપ, જન્મ-કરણી, જન્મ-પુન્ય જેવું કાંઇ છે જ નહીં. ખુદા એકલો સત્યને રક્ષણ આપે છે. (આ ઉપરથી ચર્ચિલ, લીટન, સીટન, અને સ્પેન્સર ખાનદાનોએ પોતાનો એ જ મુદ્રાલેખ રાખ્યો છે કે; **"ખુદા ખરાંનો બચાવ કરે છે."**)

(૫)--આપણી આ પૃથ્વી તો એવી એવી પુષ્કળ વસાયત થએલી પૃથ્વીઓમાંની એક છે. પરમાત્મા કાંઇ નવું પેદા કરતો નથી, માત્ર ફેરફાર કરે છે.

(૬) ઈશ્વર બની ચૂકેલાં માનવીઓનો, ફિરેસ્તાઓનો; ભલા પવિત્રાત્માઓનો અને દૈવી શક્તિઓનો પ્રમુખ પરમેશ્વર છે. (અર્થાત્‌, દ્વૈતમતવાદીઓના સિદ્ધાંત પ્રમાણે **ઇશ્વર** કરતાં **પરમેશ્વર** ચડતા દરજ્જાના છે). સંસારના સુખ દુઃખની લગામ અને ચાવી તે જ અધ્યક્ષના હાથમાં છે.

(૭)—મનુષ્યનો ઘર સંસાર, બાયડી છોકરાં, માટી બૈયર જે સઘળાં આ પૃથ્વી પર ઘરબાર કરીને સૌ માંડી મૂકીને રહ્યાં છે, તેવો જ સંસાર પરલોકમાં પણ સર્વદા કાયમ રહેવાનો છે. વાસના તો ભેળવાઇ જ રહેવાની હોવાથી, બાયડી મરી ગઇ તો હમેશના રંડાઇને તેનાથી સદાના છુટા પડયા, અથવા ભાયડો મરી ગયાથી સર્વદા રંડાપો લઇને નિરંતરનાં વિખુટાં પડયાં, એવું એવું કાંઇ માનશો જ મા; પાછાં બીજે સંસારે, બીજે રૂપે, અને બીજે શરીરે તે ને તે જ કુટુંબીઓ જોડાઇ જવાના છે.

(૮)—**મોર્મોનિઝમ** એ સત મત છે, અને એ જે પંથ છે તે આ ધરતી ઉપર પ્રભુનું જ રાજ્ય છે. સુખ દુઃખ તો માત્ર નામો છે.

**શકીનાબ્હુ**:—અમ જેવી વિધવાઓને આ મત સધિયારો આપનારૂં જ છે, પરંતુ અમોને મહા મહા સંતાપ અને મ્હોટામાં મ્હોટી પીડાકરી તો એ જ થઈ લાગે છે, કે હમારા ખાવીંદે જીવતાં જીવત જે મા-બાપની સેવા ચાકરી કરી ચશમથી ઉઠાવેલી, જે ભાઇ બ્હેનોને સુખ આપવા સારૂ પોતાનું તન બદન રગડોળીને પાળેલાં, તેઓ જ તેની વિધવા અને તેના દીકરાંઓને બેવફા અને નિમકહરામ થાય છે. અલ્લાને જો આંખ અને કાન હોય, તે માંસ હાડકાં અને ચામડાંવાળો જ હોય, તો દુઃખીઓની મદદે આવવા સારૂ દેખાવ પણ કેમ ન દે?

**મૌલવી સાહેબ**:—મોતની યાદ અને અજલનું ચાલુ સ્મરણ આ સંસારને નીતિના પાયા ઉપર ટકાવવાને જેમ અવશ્યનાં છે, તેમ અસહ્ય દુઃખ અને ચોકખો અન્યાય આદમીના શરીર રૂપી મહેલને સફા રાખી ટકાવવાને ઘણાં જરૂરનાં છે. અલ્લાતાલાના ચોકખા ન્યાયમાંથી કોઈપણ ઇનશાન છટકીને નાસી છુટતો નથી; ભલેને તે ચાહે તો ઉંચે ઉડીને આકાશમાં જઇ ભરાય, કે નીચે ઉતરીને પાતાળમાં ભરાય.

કસ અઝ દાદે યઝદાં નેયાબદ ગુરીગ;

અગરચે બે પરરદ બર આયદ બમીગ.

સંસાર એ એક લાંબું સ્વપ્નું જ છે. ધન દોલતની કિંવા પુત્રાપુત્રિની તૃષ્ણા રાખવી, અને તે ગુમાવ્યાની બળત્રા કરવી એ પણ સ્વપ્નામાં જ હોય છે. જીવતાંઓ રડે છે કે, એક ચાલ્યા ગયાથી હમારૂં બધાંનું શું થશે! હમે રવડી મૂઆં! ઘણી મરી નહીં ગયા પણ કહેતીને તો મારી જ ગયા! બાપા નહીં મૂઆ, અચ્ચાં મરી ગયાં! આમ સ્વપ્નાવસ્થામાં રડવા ટળટળવાનું કારણ એ જ છે કે, જ્ઞાનરૂપી પ્રકાશ પડયો નથી જેથી અજ્ઞાન રૂપી અંધકાર પૂર્ણપણે જ્યાં ત્યાં વ્યાપી રહ્યો છે. જ્ઞાન થશે ત્યારે આ અંધારૂં પણ નાશ પામશે, અને આ સંસારી સ્વપ્નામાંથી સૌ કોઇ જાગી પણ ઉઠશે. આ બધાં વૈધવ્યનાં સંકટો પણ કેવળ કલ્પનાથી જ ઉત્પન્ન થએલાં છે. જેમ અસ્ત અને ઉદય, જેમ શુક્લ પક્ષ પછી વદ પક્ષ, જેમ ટાઢ પાછળ તાપ, જેમ રાત પાછળ દિવસ, જેમ ચઢવા બાદ પાછું ઉતરવું, અને ઉતરવા પછી પાછું ચઢવું; દાદર ઉપર ચઢતી વેળાએ પગથિયાં જેમ ઉંચે દેખાય ને ઉતરતી વેળાએ તે જ પગથિયાં જેમ નીચે દેખાય તેમ, હે દુઃખ્યારી બ્હેન! સુખ પછી દુઃખ અને દુઃખ પછી પાછું સુખ જ તું અનુભવશે. ધીર ધર. સબુરી જ આ વૈધવ્યને મારશે.

"ચંદ્રકળા બબે ઘડી ચડતી, રાતે દિસે રોજ રે;
પંદર દિવસ પછી થાય પડતી, બીજાનો શો બોજ!
સૌ દિન નથી સરખા."

બ્હેન! દુઃખ ટાળવાનાં મૂખ્ય મંત્ર એ છે કે; ૧—આ દુનિયામાં તું માત્ર એક મુસાફર છે. બીજા મુસાફરો સાથે એક અજાણ્યા મુસાફરને તે વળી કેટલા

દહાડા ભોગવવાના હોય ! ૨-પ્રભુ હમેશ માઠાંમાંથી સારૂં જ કરે છે એમ નક્કી માનવું. જો તેમ ના હોત તો ટેલીરેન્ડ જેવા મહાન પુરૂષના વિચારમાં તો લડાયક સિપાહ બચ્ચા લેખે નામના કરવાનું રમ્યા કરતું હતું, પરંતુ પ્રભુએ તો ત્હેને એકદમ લૂલો લંગડો બનાવી દીધો ! લંગડી અવસ્થામાં તેણે રોઇ રોઇને હજારો પુસ્તકો વાંચી નાંખ્યાં, અને પાછળથી હસી હસીને તેનાં મધુરાં ફળ ચાખ્યાં, અને પોતાના કાલનો તે મહાન રાજપ્રછંદી નરે-જમાન થઇ ગયો. ૩-પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં રહેવું, અને ત્હેની ઘટનાથી ઘડાએલી જે ચાલે સંસાર ધીકે તેમ ધીકાવવો. આ ત્રણ સુત્ર જો તું ધારણ કરીશ તો આ રંડાપો ત્હને ધુજાવી મારશે નહીં.



# ૫૧ મું દુઃખ નિવારણ.

### તે તો ત્હારા ગળાંની નસથી પણ પાસે છે.



અહેન ! દુઃખની મારી તું ખુદાની હસ્તી વીશે પણ શંકાશીલ ના થઇશ. તે ત્હને દુઃખના વખતમાં મદદનો હાથ આપવાને તો આવીને ઉભો જ રહે છે, પણ ત્હેને જોવાને સારૂ ત્હારી આંખો જ કયાં ખળી છે ! ત્હને તે દેખતો નથી તેથી ત્હેની હસ્તી જ નથી, તેને ત્હારી દયા ને કદર જ નથી એમ નહીં માનીશ. એ તો ત્હારૂં અજ્ઞાન છે. ત્હારી આંખે દુઃખના અંધકારનો પડદો ફરી વળ્યો છે. રાતે આકાશમાં જે તારાઓ ચકચકી રહે છે, તે દિવસે સૂર્ય ઉગવાથી સૂર્યના બેહદ પ્રકાશમાં ઢંકાઈ જાય છે ખરા, આપણી આંખે તે તારાઓ દિસે દેખાતા પણ નથી એ વાત પણ ખરી; તેથી કાંઈ આમ ઠરતું નથી, કે તે તારાઓ નાશ પામ્યા, અથવા તારાઓની હસ્તિ છે જ નહીં. તે જ પ્રમાણે પ્રભુ દેખાતા નથી તોપણ આ સૃષ્ટિની અંદર સર્વમાં એકરસ થઇ તે તો ભરાઇ જ રહેલા છે; માત્ર સંજોગ જ સૌ મનુષ્યોને સારી માઠી સ્થિતિમાં લાવી મૂકે છે. સુખી દુઃખી, ઉંચી નીચી, સારી માઠી સ્થિતિ એ બધું સમય અને સંજોગો જ આણી આપે છે; માટે ભય કે ચિંતામાં નિરાશ ન થતાં, **"કાલે પ્રભુ દહાડો ફેરવી નાંખશે,"** એવી ને એવી આશામાં ત્હારે ત્હારા જીવને ઠારવવો જોઇએ. સુખવાળી ચડતી સ્થિતિ જો ઈશ્વરકૃપાથી પ્રાપ્ત થાય તો છકી બકી ન જતાં દુઃખી વખત કરતાં પણ વિશેષ દીનતા રાખવી, કેમકે બારે દહાડા એક સરખી સ્થિતિ ચાલુ રહેતી નથી. છુટાં પડવાનું દુઃખ કાંઇ જેવું તેવું

હોતું નથી; ત્યારે મૃત્યુથી સદાનાં વિખુટાં પડવાનું છે, એવું તો સમજનારાંને કેવું મહા દુઃખ થાય છે એ સૌના જ અનુભવમાં આવે છે. રામચંદ્રજી જેવા ઇશ્વરી અવતાર, માત્ર વનવાસ જવા નિકળ્યા તો તેટલું છુટું પડવું પણ તેઓશ્રીના માતાજીથી સહન થયું નો'તું; જેથી તે માતા પણ આમ જ રડી ઉઠી હતી કે;

"નેણમાં નિદ્રા ના'વે જરી,
મ્હારો રામ ગયો વનવાસ રે!—નેણમાં.
હંસ વિના મ્હારાં સરોવર સુનાં રે,
સિંહ વિના સુનાં વન વાટ રે!
રામ વિના મ્હારાં મંદીરિયાં સુનાં રે,
કૃષ્ણ વિના સુનું ગોકુલ ગામ રે—નેણમાં.
માતા કૌશલ્યા એમ કહી રડિયાં રે,
સમીપે રહો મ્હારા સ્યામ રે!—નેણમાં."

વિધવા જો સાચે સાચાં પ્રેમ બંધનથી પોતાના પતિ જોડે જન્મારા ભર જોડાયલી રહી હશે તો તેણીને એટલો તો દિલાસો મળે જ છે કે, પોતાના ધણીનો મટ્ટીનો દેહ તેનાથી નિરંતર અળગો થયો છે ખરો, પરન્તુ તેણે લડાવેલા લાડ કોડનું સ્મરણ સર્વદા આપણા ઘરમાં યાદ રહેશે. તે પ્રેમીના પ્રેમના ઉદ્‌ગારો ને પડઘા ત્હેને કાને પડતા જ રહેશે. તેનાં સુનાં પડેલાં ઘરનાં ખૂણે ખૂણામાં ત્હેના સલુકના સાદ અને જાહોજલાલીની યાદ સંભળાયા જ કરશે. એક ચોપાનિયાંમાં મ્હારા વાંચવામાં આવ્યું હતું કે, મહાન સિકંદર બાદશાહ મૃત્યુ પામ્યો ત્યારે ત્હેને માટે સોનાની જ કબર બનાવવામાં આવી, અને જ્યારે ત્હેને દફનાવવામાં આવ્યો ત્યારે કેટલાક તત્વવેત્તાઓ ત્યાં હાજર હતા, તે પૈકી એક બોલ્યો કે; "કાલે તો સિકંદર પોતાનો ખજાનો સોનાથી ભરતો હતો, અને આજે! આજે તો તે જ સોનું ત્હેને પોતાનો ખજાનો બનાવે છે!" બીજો તત્વજ્ઞાની તૂર્ત જ બોલી ઉઠયોઃ "ગઇ કાલે તો સકળ જગત્ ત્હેની તૃષ્ણાની તૃપ્તિ કરવાને પૂરી પડી નો'તી, અને આજે! આજે તો ત્રણ ચાર વાર કપડું જ ત્હેને માટે પૂરતું થઇ પડયું છે." આ સાંભળીને વળી ત્રીજો કહેવા લાગ્યોઃ "આ પૃથ્વી ઉપર કાલે તો સિકંદરનું રાજ્ય ચાલતું હતું અને આજે! આજે તો આ થોડીશી મટ્ટી ત્હેના ઉપર અમ્મલ ચલાવે છે!" વળી ચોથો પોકારી ઉઠયોઃ—"કાલે તો આ સિકંદર હજારો લોકોને છુટાપણું આપી શકતો હતો, પણ આજે! આજે તો તે જમડાના પંજામાંથી પોતે જ છુટી શકતો નથી." ત્યારે પાંચમો ફિલસુફ કહે; "સઘળી પ્રજા ગઇ કાલે તો સિકંદરથી બિહ પૂજી રહી હતી, અને આજે! આજે તો એક પણ શખ્સ ત્હેની પરવા કરતો નથી!" હવે છેલ્લો તત્વવેત્તા કહેવા લાગ્યો; "અને કાલે તો પારકા મુલકો સર કરવાને મ્હોટું લશકર લઇ તે લડવા જતો હતો, ત્યારે આજે! આજે તો તે જ લશકર ત્હેને ઘોરમાં ઘાલવાને લઇ જાય છે!" માટે હે દુઃખી બ્હેન! સિકંદરની

પેઠે આપણા કોઇનાથી પણ આ ક્ષણભંગુર જગતમાં સર્વદા તો જીવી શકાશે જ નહીં, ત્યારે કળકળાટ કરવા કરતાં કીર્તિવંત અને જશવંતું નામ માત્ર પણ આપણે આપણી પાછળ મૂકી જઇએ તો બસ છે. પ્રભુની કુદરતના બધા કાયદાને અપવાદ હોય છે, પણ મૃત્યુના કાયદાનો અપવાદ જ નથી.

અગર નીસ્ત ઇદર ફરાવાન દેરંગ;
હમાન નામ બેહતર કે માનદ ન નંગ.

વિધવા પોતાને મળેલી આ હાલતને પણ બુદ્ધિપૂર્વક માન્ય રાખી, પોતે હવે પછી કરવાની ફરજો બજાવવામાં જો રોકાઈ જાય તો તેણીને અને તેહેનાં બાળ બચ્ચાંને ઘણો જ લાભ આયંદે મળવાનો છે. જો વિધવા અવસ્થામાં પોતાની ફરજો બજાવવામાં તૂટેલું દિલ અને બડબડાટ ચાલુ રહેશે તો જમાનો તેણીનો શત્રુ થઈ પડશે. બાપ વગરનાં બચ્ચાંનાં દુઃખે દુઃખી થતી વિધવા-માતા સમભાવ ગુણને વળગી રહેશે તો ઘરમાં એક બેને બદલે ઘણાં દુઃખીઓ જેવાં પડશે. પિતાનાં મોત વીશે રડતાં બાળકોને દેખીને તેમની માતા પણ જો સાથે સાથે રોવા લાગશે, તો તેણીને ધણીના મરણ જોડે વળી પિતાના મરણનો એક વધુ ખેદ બેવડાશે. આથી કરીને સંતાપનું પ્રમાણ કમી થવાને ઠેકાણે બેવડું વધી પડશે, બેવડાનું ત્રેવડ ને ત્રેવડ દુઃખનું ચોગણું દુઃખ વધી જશે. ગુલેસ્તાન છોડતી વેળાએ બુલબુલને બળાપો થયો કે.

યેહ હસરત રેહ ગઇ,
કીસ કસ મજેસે જીંદગી કરતે!
ખબર હોતા ચમન અપના,
ગુલ અપનાં બાગબાં અપનાં!

તે બાપડાં બુલબુલના જીગરમાં એ જ ડાઘ રહી ગયો, કે હું કેવા કેવા આનંદથી મ્હારી જીંદગી ગુજારતે, જો આ ફુલવાડી મ્હારી પોતાની જ થતે તો ગુલાબો પણ મ્હારા જ થાત, અને આ બાગબાન પણ મ્હારો જ થઇને રહેત! માણસ ગમે એવી ઇચ્છાઓ કરીને ગમે એટલી કોશીશો કાં નહીં કરે તો પણ તે મહા પ્રભુ આપણી સિમા મુકર્ર જ કરી આપે છે. મનુષ્ય બહુ બહુ વિચાર ચલાવે છે કે, તે મહાન બાપે મ્હારા માટે શી શી યોજના ને શા શા સંકલ્પો કરી રાખ્યા હશે! તે મહાન શક્તિ હવે પછી પણ મ્હને કીયાં કામો ઉપર કામે લગાડશે! પરન્ત, તેહેની ગુપ્ત સંકેતવાળી દરબારમાં કેવી કેવી યોજનાઓ દર પળે ચાલી રહી છે, તે ભવિષ્યની વાતો તો છેવટ સૂધી છુપી જ રહેવાની છે. જો કે આદમીમાં સોળે કળાએ સંપૂર્ણ એવા ખુદાતાલાના ખુદાઇ ગુણો પૈકી પા આનીભાર પણ ખુદાઇ ગુણ હોય, તો પણ સોળે સોળ આનાની કમાઇ કરવા માટે કષ્ટની તો જરૂર પડવાની જ છે. આપણ દરેક ઇનસાનમાં ન્હાનાં મ્હોટાં પ્રમાણમાં જો કે ખુદાઇ ગુણો તો ભરેલા છે જ છે, તો પણ તે ગુણોને વધારે ખિલવવા સારૂ, અને ખુદાના જેટલી પૂરેપૂરી લાયકાત મેળવવાને દુઃખ અને સંકટના અનુભવો મેળવવા જ પડશે. હે શકીના!

ત્હને જેઠો કે દિયરો આગળ હાથ ઓળવાનું જ દુઃખ થતુ હોય તો તેટલું દુઃખ તું લઇ જ ચલાવજે, પણ પાપી પેશાનો પૈસો પ્રાપ્ત કરવાનો તો વિચાર સુદ્ધાંએ કરીશ નહીં. નીતિને વળગી રહી, પાક દામનને પકડી રાખી, પ્રમાણિક નિષ્ટાથી ત્હારૂં વૈધવ્ય ભોગવી લઇશ, તો તે જ ત્હને વફા કરશે. ભીખ માગીને ઉદર પોષણ કરવું બેહતર છે, પણ લબાડી કરી નબળો વહેવાર કરવાની લગારે તમા કે તથા રાખીશ મા. એક ચોરે એક ભિખારીને મ્હેણું માર્યું કે; "શું ત્હને રૂપાંના એક નજીવા ટુકડા સારૂ હાથ ઓળતાં લાજ કે શરમ લાગતી નથી?" ત્યારે તે ભિક્ષુકે શુર્ખરૂ જવાબ કર્યો કે;

દસ્તે દરાઝ અઝ પયે યક હબ્બએ સીમ,
બેહ કે બોબરન્દ બદાન્ગી દુ નીમ.

એક નજીવા રૂપાંના સિક્કા સારૂ તું જેવો ચોર કોઇક નિર્દોષના **હાથ જ કાપી નાંખે છે**, તેના કરતાં તો હું કોઇ દાતારની આગળ **હાથ ઓળું તે જ ભલું** છે. ત્યારે હે બ્હેન! સંતોષના મધુર રસ પી લે; સબુરીનો મિઠો ગોટ ગળી જા; અલ્લાતાલા દયાળુ ને કૃપાળુ છે. ત્હારા ખાવીંદની મીલકત કોઇ દિવસ પણ જતી રહેવાની હતી તે આજ જ જતી રહી, અને બાકી રહેલો માલ ખજાનો પણ કાયમ રહેવાનો નથી, માટે આ સંસારમાં તું માત્ર આનંદ જ ભોગવી લે. **સિદ્ધાર્થ** રાજાનો કરોડો રૂપીઆનો વારસો, અને રાજપાટ તથા સુખ સંપત્તિ ત્યજી દઇને, વિષય વિલાસનો ભોગ આપીને, **મહાવીર** સ્વામીએ દુઃખો અને કષ્ટો જ પસંદ કરી બસ ત્યાગ–ત્યાગ–અને ત્યાગ ધર્મ સ્વીકારી, કોઇથી પણ સહન ન થઇ શકે એવાં કડક દુઃખ વેઠવાનું પ્રયોજન માત્ર **"પરમેશ્વરને ત્યાંનો બંદોબસ્ત કરી રાખવામાં જ તેણે આનંદ માન્યો હતો."** તે ત્યાગ–ધર્મ અંગીકાર કરીને તું પણ પરમેશ્વરના ઘર વીશેનો બંદોબસ્ત કરવાના કામે હવે લાગી જા!

## પર મું દુઃખ નિવારણ.

### દેવતાઓ નાચે સુશીલ વિધવાની પુજાથી.

"What ignorance attends the human mind!
How oft we are to our misfortunes blind!" —OVID.

**દુઃખ્યારી બ્હેનો!**



સધવા અવસ્થામાં તમે દુનિયાંને પિછાની ચૂકયાંનું જે અભિમાન ધરાવતાં હતાં તે તમારૂં અભિમાન તકલીદી હતું, પણ જ્યારે વિધવા અવસ્થા તમે ભોગવી ત્યારે જ તમે દુનિયાંને બરાબર રીતે ઓળખી. **નેપોલ્યન બોનાપાર્ટ** જ્યારે વિજયનો વાવટો ફડકાવતો હતો ત્યારે પોતે અનંત સુખોમાં અભિમાન કરતો હતો કે; **માણસ**

**જાતનો મેં બરાબર અનુભવ લીધો;** પરન્તુ જ્યારે ત્હેના ઉપર આફતો અને વિપત્તિઓના વર્ષાદ વરસ્યા ત્યારે જ ત્હેને ભાન આવ્યાથી તે પોકારી રહ્યા હતો કે; **માણસજાતનો સાચે સાચો અનુભવ તો મેં આ દુઃખી હાલતમાં જ મેળવ્યો.** માણસ માત્રનાં અબજે અબજ દુઃખોનો જો એક ઠેકાણે ઢગલો કરવામાં આવે, અને તે ઢગલામાંથી સરખે હિસ્સે જો નવેસર વહેંચણી કરવામાં આવે તો જે દુઃખીઓ પોતાનાં સંકટો, કષ્ટો, અને મુશીબતોને સૌથી અસહ્ય તથા નહીં જ ખમી શકાય એવું માનતાં હોય, તેવાં અત્યંત દુઃખીઓ પણ તે એક સરખો હિસ્સો લેવાની ના જ પાડીને પોતાનાં જુનાં ટેવાયલાં દુઃખોની જ માંગણી કરશે. વિધવા-પણાંમાં જે મ્હોટામાં મ્હોટું ધર્મ-સંકટ નડે છે, તે લોકોની જીભલડીથી થતી નિન્દા, લોક-વાયકાથી વિધવા પ્રત્યે મૂકાતા આક્ષેપ, અને લોક-લુલીથી વિધવા માટે ચર્ચાતાં તોહમતોનાં દુઃખો જ તેમનાથી ખમેલાં ખમાતાં નથી. આ શરીરે કરીને એક વિધવા નીતિ વિવેકથી ગમે એવા વહેવાર કરતી હોય, બહારનાં આચરણો ગમે એવાં શુભ્ર દેખવામાં આવતાં હોય, શારીરિક વ્યભિચાર પણ થતો ન હોય, પરન્તુ માનસિક-વ્યભિચાર, માનસિક અત્યાચાર, અને માનસિક અનર્થ કે અનીતિ નથી જ થતી એવું કોઇ પરખી શકતું નથી. વળી જે વિધવા બહારથી ગમે એ અનર્થ કે અનીતિ **કરે** છે એમ બીજાં વ્હાલાંઓને જણાતું હોય, તેણી જો પોતાના અંતઃકરણથી શુદ્ધ હોય તો કદિયે તેણી દુષ્ટ કર્મ કરશે પણ નહીં, અને પોતે શુભ્ર ચારિત્ર્યવાળી છે એવું છતી પડીને કોઇને જણાવશે પણ નહીં. શુદ્ધ અને નિષ્કલંક વૈધવ્ય ગુજારનારી વિધવા કઈ, અને દુષ્ટ આચરણવાળી વિધવા કઇ તે પરખવાની શક્તિ સૌ જનોને ભાગ્યે જ હોય છે. પરીક્ષા અને તપાસ કરીને સાચું અવલોકન કીધા વિના ખરેખર સુખી સ્ત્રી કઇ, અને સાચે સાચી દુઃખી બાઇ કઈ, તે દેવદૂતો પણ એકાએક પરખી શકતા નથી. માટે જેઓ વિધવાઓનું દુઃખ નિવારણ ઇચ્છતાં હોય, તેઓ ભલે તેમને ખાવાને રોટલો અને રહેવાને ઓટલો પણ ના આપી શકો, પરન્તુ તેમના ઉપર શંકા લાવીને નિન્દક જીભલીથી તેઓને દુઃખી તો નહીં જ કરો. વિધવા નિંદયાનું પાપ ભારે હોય છે.

**जीवति जीवतिनाथे मृते मृता या मुदायुता मुदिते।**
**सहज स्नेह रसाला कुलवनिता केन तुल्या स्यात्॥**

જેણી પોતાનો પતિ જીવતો હોય ત્યારે જ પોતે પણ જીવતી છે એમ માનવાવાળી, જે પોતાનો ધણી મરણ પામ્યાથી પોતે પણ મરી જ ગઇ છે એવું જાણવાવાળી, જેણી પતિના આનંદમાં જ પોતાનો આનંદ સમજવાવાળી, જે પતિની સેવા એ પ્રભુની જ સેવા છે એવું પિછાનવાવાળી, અને જેણી જીવતે કે મરતે પતિને શરણે રહેવું એ પરમેશ્વરને જ શરણે જવું એમ વિચારવાવાળી કુળવાન સ્ત્રી છે, તેની તુલના તો કોણ જ કરી શકે !

એક પ્રસંગે **નારદજીએ મહાદેવજીને** પ્રશ્ન કર્યો કે; "જગતમાં કોઈ સુખી પણ હોય અને સખી પણ હોય, સતી પણ હોય અને પંડિતા પણ હોય, અકુલિન પણ હોય અને મહાત્માની માતા પણ હોય એવી વિધવા વસતી હશે?" **મહાદેવજીએ** ઉત્તર દીધોઃ "હે મૂનિ! વગર કાંટાનો ગુલાબ, વગર ઠળિયાનો **જાંબુ**, હથેલી ઉપર જેને નિમાળા હોય એવી સ્ત્રી, અને અમાસનો ચંદ્રમા દેખતો હોય એવો પુરૂષ તમે જો જગતમાંથી આણી આપો તો હું તમે માંગો છો એવી વિધવા દેખાડું; **જાવ નગરચર્ચા જોવા!" નારદજી** પોતાની સીતારી વજાડતા વજાડતા **એક** નગરમાં આવ્યા અને સાંજને છેડે નાગરસેરીમાં પેઠા. એક હવેલીમાં કોઇ સ્ત્રીનો રડવાનો સાદ સાંભળીને કુળિયાના લોકોને પૂછતાં લોકો કહેવા લાગ્યાઃ—"આ હવેલીનો માલેક એક ધનાઢય નાગર બ્રાહ્મણ હતો, અને ભૂલેચૂકે બ્રાહ્મિણી જાણીને **ગવરીબાઇ** નામની આ શુદ્ર જાતિની કાછિયેણુ જોડે લગ્ન કર્યાં હતાં. પ્રભુ ઇચ્છાથી એને પેટે મહાત્મા બ્રાહ્મણ લેખાતા **સિદ્ધનાથનો** જન્મ થયો, જે ઉમ્મરે પહોંચ્યા પછી વનવાસ વેઠવા ચાલ્યો ગયો છે તે આજ સૂધી પરત આ નગરમાં દેખાયો જ નથી. આવા મહાત્મા પુત્રના વિયોગથી નાગર શેઠિયાને શોક થયો અને તેના ગમથી ઝુરી ઝુરીને લાખોની પુંજી મેલી શેઠ તો સ્વધામ પહોંચ્યા, પણ તે જ દિવસથી આ ભલી વિધવાએ મ્હોં પર અન્ન મૂકવાનું છોડી દીધું છે, સઘળી પુંજી દાન દક્ષિણામાં ખરચી ખાય છે, અતીથિ અભ્યાગતની સેવા કરે છે, દૂધ માત્ર પીને જીવે છે, કજાતિ છતાં સજાતિ હોય એ રીતે યજ્ઞ યાગ કરાવી, સપ્તાહ બેસાડી પુન્ય કરે છે, રાત્રે કથેકરી પાસે કથા કરાવે છે, અને રાત્રિ ને દિવસ દુઃખી રહીને સારો સમો બસ રડવું, રડવું, ને રડવામાં જ વ્યતિત કરે છે. બહુ પુન્યશાળી. એવી સતી તો ન ભૂતો ન ભવિષ્યતિ!"

**નારદજીએ** પાકું જ માની લીધું કે; આ એક જ સતી **મહાદેવજીના** ચારેવ ઉત્તરના પ્રતિ ઉત્તર આપી શકશે. દહાડાઓ ગણત્રી તેઓ આ સતીનો જાતિ અનુભવ લેવા ત્યાં જ થોભી ગયા. છેવટ પ્રસંગે એક દિવસે હવેલીમાં પેશી **ગવરીબાઇ** સમક્ષ જઇ ઉભા, સાષ્ટાંગ નમસ્કાર કરીને યાચના કીધીઃ "હે **પાર્વતિમૈયાં**! આ તમારા વ્યવસાયનું ફલ શું? રાત્રિ ને દિવસ બસ રોયા કરો છો તેહનું કાંઇ ઉત્પન્ન બતાવશો?" આટલું સાંભળી લઇને **ગવરીબાઇએ** પોતાના ખોળામાં મૂકેલી સીસી કાઢી બતાવી કહ્યુંઃ "હે **ભક્તજી શ્રી નારદ**! યોગી પુત્રના વિયોગ અને પ્રભુ જેવા પતિના મૃત્યુના દુઃખે દુઃખે રોઈ રોઇને હું જે આંસુઓ ટપકાઉં છું, તે આંસુઓથી દર રોજ આ સીસી ભરાઇ રહે છે, અને દરરોજ પ્રભાતમાં આ હવેલી પાછળની મ્હારા ધણીની ગુલાબવાડીમાં તે ઠાળવી દઉં છું. જે કયારીમાં આ આંસુઓ રેડાય છે. તે કયારડામાં ઉગેલી જાંબુડી ઉપર, વગર ઠળિયાના જાંબુ પાકે છે, અને ભોંયમાંથી વગર કાંટાના ગુલાબ ઉગે છે! **શ્રી શંકર** પાસે **પાર્વતિજી** વગર ઠળિયાના જાંબુ

અને કાંટા વગરના ગુલાબ માંગે છે તે આપ લેતા જાવ ! મ્હારાં રૂદનનું ફળ એ જ છે, કે શ્રી શંકરની આ નિમિત્તે મજ પ્રત્યે કાંઇ કૃપા ઉતરે, હું મ્હારી વિધવાવસ્થાનાં દારૂણ દુઃખોમાંથી છુટું, અને તે માલિકના ચરણે જઈ પડું !"

**નારદજીઃ**—"હે સાધ્વી ! ત્હમે મ્હને ઓળખીને મ્હારૂં નામ લઇને શા ઉપરથી બોલાવ્યો ? વળી **પાર્વતિજી** પોતાના પતિ શ્રી **શંકર** પાસે **જાંબુ** તથા ગુલાબ માંગે છે એમ શા ઉપરથી ત્હમે જાણી લીધું ?"

**ગવરીબાઈઃ**—"**સીતા, દમયંતી, દ્રૌપદી, અહલ્યા,** અને **તારા** એ પાંચેવ સતીઓ જેમ મહા સંકટો વેઠીને સતીઓ લેખે અંકિત થઇ ગઇ છે, તેમ હું છઠ્ઠી સતી લેખે લેખાંમાં લેખાવા માટે બધાં શુદ્ધ આચરણો કરી મ્હારૂં વૈધવ્ય રડી રડીને ગાળું છું, તો શું પરમાત્મા મ્હને એટલું જાણવાની પણ બક્ષીશ ના કરે !"

છેવટે **નારદજી** થોડાંક જાંબુ અને થોડાક ગુલાબ લઇને રસ્તે પડયા. ફળીઆને નાકે આવતાં વળી એક ઘરમાં બહુ જ આનંદથી મ્હોટે મ્હોટે કોઇ સ્ત્રીનો હસવાનો અવાજ સાંભળી ઉભા રહ્યા, અને ત્યાં રમતાં છોકરાંઓને હકીકત પૂછતાં માલુમ પડયું કે; જે દિવસથી આ **આનંદીબાઇના** પંડિત ધણી મૈયત થયા છે તે દિવસથી એણી દહાડો અને રાત બસ હસે છે, ગાનતાન કરે છે, અને રાત્રિએ ઘરનાં બારણાં વાસીને રસિયાઓ સાથે રંગભોગ તથા વિલાસ કરે છે. હે **મુસાફર** ! તું જો એના ઘરમાં જાય તો એક વાતનો ખુલાસો માંગજે, કે તું ત્હારા હાથે મોજાં કેમ ઘાલે છે ? આ છાની વાત તે કોઇને પણ કહેતી નથી. આ આશ્ચર્યકારક હકીકત સાંભળીને **નારદજી** સાધુ પેઠે પોકારતા પોકારતા ત્હેની સીડીએ જેવા ચઢયા, કે **આનંદીબાઈ** આવકાર દેતાં બોલી ઉઠીઃ—"આવો **નારદજી** ! મ્હારા હાથનાં મોજાં ઉતારવાનો આજ જ પ્રસંગ છે, અને આજે વળી અમાસ હોવાથી તમને ચંદ્રમા દેખાડવાનો સમય પણ ઠીક આવ્યો છે !"

**નારદજીઃ**—"હે બા ! ત્હમે તો કૌતક જ કર્યું. મ્હારૂં નામે જાણ્યું અને વળી **શીવજીનો** સંકેત પણ પરખ્યો. હે રૂપિણી પંડિતા ! ત્હમે વિધવા છતાં સોળે શણગાર સજીને વળી રડવાને બદલે હસ્યા જ કાં કરો છો ? તમે સૌભાગ્યવતી હો તેમ સૌભાગ શા સારૂ ઉતારતાં નથી ? આમ કરવાનું કાંઈ ફળ બતાવશો ?"

**આનંદીબાઈઃ**—"હે મૂનિરાજ ! હું એક પંડિતની વિધવા છું. મ્હારા પતિએ પાંડિત્ય ભણાવી મ્હને પંડિતા કરી છે. વિપત્તિ અને સંકટોથી ભરપૂર એવાં અરણ્યમાં શરીર ઉપર માત્ર ચામડું પહેરીને દુઃખોના સમુદ્રમાં ડોળા ખાતી **સીતાને** પણ મેં જાણી લીધી છે; પોતાના પતિના મરણ પામેલા શબને ખોળામાં લઇ આંસુઓની ધારા ચલાવનારી વિધવા **સાવિત્રીની વિપદથી ભરેલી મુશીબતોનું** પણ મ્હને ભાન થયું છે; ભયાનક જંગલમાં શિકારીઓના હાથ ઉપર સપડાયલી **દમયંતીની**

વાતોની પણ મ્હને માહિતી થઇ છે; અને હજારો સ્ત્રીઓને પોતાના મૈયત પતિની ધગધગતી ચિતાઓ ઉપર બળતી પણ મેં જાણી છે; આ ઉપરથી મેં ઉલટો જ ક્રમ આદર્યો છે. રાજાને કે ફકીરને પણ મૃત્યુ કાંઇ મૂકતું નથી. પૂર્વ જન્મમાં જે કાંઇ સારાં માઠાં કર્મ કર્યાં હશે તેને અનુસરીને સુખ દુઃખ સૌ આવે છે, અને અવધ પૂરી થાય ત્યારે ચાલ્યાં જાય છે; માટે પરમેશ્વરે જે કાંઇ નિર્માણ કર્યું હશે તે જ થવાનું ને થાય છે. તેમ જ માણસનું જીવવું થોડું ને હાયપિટ કરવી ઘણી, તેમાં મેં કાંઇ સાર દીઠો નથી, જેથી (પોતાના ખોળામાંથી એક સીસી કાઢી બતાવીને કહેવા લાગી) હસતાં હસતાં ને આનંદના અશ્રુ પાડતાં દરરોજ હર્ષના આંસુથી આ સીસી ભરાય છે, અને રાત પડતાં એ જ આંસુથી મ્હારા હાથો ધોઇ, આંખમાં એ જ આંસુના ફડકા મારૂં છું, જેથી (હાથનાં મોજાં ઉતારીને કહેવા લાગી) મ્હારી હથેલી ઉપર આ નિમાળા ઉગી નિકળ્યા છે તે જૂઓ, અને ચાલો ચોથી મેડીએ, હું તમને પણ અમાસનો ચાંદ બતાવું !" આટલું કહી હથેલી દેખાડીને થોડાં હર્ષ–આંસુનાં ટીપાં નારદજીની આંખમાં છાંટી ચોથા માળ ઉપર લઇ જઇ ચંદ્રમાના દર્શન કરાવ્યાં.

"હે પંડિતા ! આપનું તપ અને પાંડિત્ય દેખી મ્હારૂં અભિમાન તો ઉતરી જ ગયું છે. હવે હું આપને એક પ્રશ્ન પૂછુ છું કે, આ ફળિયામાં રહેતી સાધ્વી ગવરીબાઇ તો શુદ્ર છે, અને એની કૂખે સિદ્ધનાથ જેવા મ્હોટા બ્રાહ્મણ તપસ્વીનો જન્મ થવો કેમ સંભવે ?" નારદજીએ પ્રશ્ન કર્યો.

"હે મૂનિરાજ ! આપ મ્હોટા જાણકાર થઇને ઇતિહાસથી કેમ અજાણ જણાઓ છો ?" આનંદીબાઇ કહે; "જે પુરૂષ અપમાન પામવા સટે ક્રોધ ના કરે, દુઃખમાં પણ સુખ માને, ઇશ્વર ઇચ્છાને આધીન રહે, કોઇ બહુ સ્તુતિ કરે અને બહુ માન આપે તેથી હર્ષિત નહીં થાય, સર્વ પ્રાણી માત્રમાં સમભાવ રાખી ભય પામેલાંને નિર્ભય કરે, ચિંતા પામેલાંને ઉપદેશો કરીને ઉગારે, અને દુઃખીઓને દિલાસો દે તે જ બ્રાહ્મણ, તે જ ગુરૂ, અને તે જ મહાત્મા છે. જે વિદ્યા ભણીને ઇશ્વરને ઓળખે તે જ મહાત્મા. શુદ્ર કે બીજી હલકી જાતિમાં મહા મહા રૂષિઓ ઉત્પન્ન થયાના ઇતિહાસ શંકરસ્વામીએ કહ્યા છે તે સાંભળી લ્યો. શૃંગિરૂષિનાં મા-બાપ કોઈ જણાયાં જ ન હતાં, રસ્તામાં જ કોઇ નાખી ગયું હતું. જેથી તેઓ મૃગલીને પેટે ઉત્પન્ન થયાનું ઉપનિષદમાં કહ્યું છે, તેનો મર્મ સમજી લો. તે પોતાનાં ઉત્તમ આચરણોથી જ રૂષિપદ પામ્યા હતા. દ્રોણાચાર્યનાં મા–બાપ પણ જણાયેલાં ન હોવાથી તેઓ એક પડિયામાંથી ઉત્પન્ન થયાનું કહે છે, તેનું ન કહેવાય એવું રહસ્ય સમજી જાવ. ગૌતમને માટે કહે છે કે, સસલાંના દરમાંથી ઉત્પન્ન થયા હતા, તેનો ભેદ જાણી લ્યો. કૌશિકરૂષિ પણ કોઈ હરામ ઈલતના ફરઝંદ હશે, જેથી મા-બાપ ન જણાયાથી દર્ભ જેવાં હિંદુઓએ પવિત્ર ગણેલાં ઘાસમાંથી તે પેદા થયાનું જણાવ્યું છે, તેનું ગુઢ સમજી જાવ. વાલ્મિક રૂષિ ઉધેવના રાફડામાંથી થયાનું કહ્યું છે, તેમાં

ઉંડી કલ્પના કરો. વ્યાસજી જેવા મહાઋષિ ખારવણને પેટે જન્મ્યા હતા તે વળી શું ? વશિષ્ટ જેવા મહર્ષિ તો વેશિયા માતાને પેટે અવતરેલા, એટલે તો હદ થઇ. પરાશર ઋષિ તો એક ચાંડાળણીની કૂખે અવતરેલા તે કેવી અજાયબી ! અને આધા કયાં જાવ છો ! આપ નારદજીને માટે કહ્યું છે કે, આપ તો પોતાની જ દીકરીના દીકરા છો ! જોકે એ વાત તો અશકય છે, તોપણ આપ દાસી-પુત્ર છો એ વાત તો સિદ્ધ છે."

## ૫૩ મું દુઃખ નિવારણ.



**સાધ્વી વિધવા એ સ્વર્ગની નિસરણી.**

આ હકીકતો સાંભળી નારદજી તો આભા જ થઇ ગયા. નીચું મ્હોં કરીને ઝટ ઝટ ચાલવા માંડયું, અને હાંફતા હાંફતા શંકરની દરબારમાં જઇ અડધા આનંદમાં અને અડધા શોકમાં બેઠા. "અરેરે ! નીચ યોનીઓથી ઋષિ મૂનિઓ અને મહાત્માઓ શું જન્મે ! અરેરે ! જે જે ગુણોવાળાં માણસો હોવાની મ્હને શંકા હતી, તે તે મ્હારા પ્રશ્નનો ઉત્તર તો શ્રી શંકર મહાદેવે મ્હને પ્રત્યક્ષ અનુભવથી દેખાડી જ દીધો."

હે દુઃખી વિધવાઓ ! હું આખી વાર્તા પૂરી કરવા પહેલાં નવા યુગોમાં હલકી સ્ત્રીઓને પેટે ભારખમ પુરૂષો અને સ્ત્રીઓ કેમ ઉત્પન્ન થયાં તે હકીકત જણાઉં છું; જેથી તમો પૈકી ઘણીક દુઃખ્યારીઓનાં વિમાસણોનું સમાધાન થશે. વિધવા તે શું છોકરાં જણતી નથી ? વિધવા તે શું રત્નની ખાણ નથી ? નારી નર્કની ખાણ કહેવાય છે, જ્યારે કે ત્હેને પેટે કુછંદી અને દુષ્ટ બચ્ચાં પેદા થાય છે. નારી રત્નની ખાણ પણ કહેવાય છે, જ્યારે કે ત્હેની કૂખે ઉત્તમ આચરણોવાળાં બચ્ચાં ઉત્પન્ન થાય છે. નવમી સદીમાં કુછંદી માતા થિયોડારાને પેટે તેણીના જેવી જ કુછંદી વ્યભિચારિણી પુત્રિ મેરોઝિયા પેદા પડી, અને તેની માતા નર્કની ખાણ કહેવાઇ. મેરોઝિયાના છંદ પ્રછંદ અને ફંદ ફરેબથી તે પોતાની માય કરતાં પણ સવાઇ કહેવાઈ. તેણીના માટીઓની સંખ્યા જ ગણી શકાઈ નથી. તોપણ પરમેશ્વરનો કેવો ચમત્કાર થયો, કે તેણીના પેટે ગર્ભ રહ્યો અને આ કુચાલની છોડીને પેટે પોપ જૉન ૧૧ મો જેવો નામદાર અને પવિત્ર સાધુ પુરૂષ પેદા પડયો. હવે કહો, તેણીને નર્કની ખાણ કહેશો, કે રત્નની ખાણ કહેશો ? મહાત્મા રામાનંદ સ્વામીનો એક

બ્રાહ્મણ શિષ્ય મરણ પામ્યો, અને ત્હેની વિધવા થએલી કન્યા જ્યારે સ્વામીના દર્શન કરવાને ગઇ ત્યારે સ્વામીના મુખમાંથી ત્હેને અચાનક એવા આશિષ આપી દેવાયા કે; "**પુત્રવતી ભવ** !" એટલે ત્હારે પેટે પુત્ર પેદા થાવ ! વખત પૂરો થયાથી તે બાળ વિધવા બ્રાહ્મણીએ એક પૂત્રને જન્મ આપ્યો ! લોક નિન્દાથી બીહને, લોક અપવાદના ડરથી લોકલાજ ધરીને, આ વિધવાએ આ પુત્રને વગડામાં છોડી દીધો. **નુરી** નામના એક મોમના વણકર અને ત્હેની સ્ત્રી **નીમા**ના હાથમાં આ બાળક આવ્યું, જેમણે ત્હેનું નામ કબીર પાડયું, જે મહાત્મા **કબીરજી**ના નામથી પ્રખ્યાત થઇ ગયા. પેગમ્બર ક્રાઇસ્ટ એ પ્રભુના પુત્ર કહેવાયા છે, અને **મેરી** તથા **જોશફ** તો કરી લીધેલાં પાલક માતપિતા કહેવાયાં છે. સતી **સીતા** કાંઇ **જનક** રાજાના ખરાં પૂત્રિ નો'તાં, પણ **પાલિતા** પુત્રી હતાં. એક વેળાએ યજ્ઞક્ષેત્રમાં **જનક** રાજા હાથમાં હળ પકડીને જમીન ખેડતા હતા, એવામાં ખેડતાં ખેડતાં ભોંયમાંથી એક કન્યા **મળી** આવી હતી, તે જ આપણાં સતી **સીતા**જી હતાં. એવા એવા પુષ્કળ ભેદી તથા ઉઘાડી **રીતે** નહીં વર્ણવી શકાય એવા દાખલાઓ જાણ્યા પછી, જે વિધવાઓને પેટે ઘણી મુઆ પછી યોગ્ય સમયે પુત્ર પુત્રી પેદા થાય, તેમણે આ પ્રકારનું દુઃખ માની સંતાપ કરવાની કાંઈ જ જરૂર નથી; માત્ર આર્યદે માટે તેમણે પોતાનું શીયલ સાચવ્યું એટલે તેઓ પવિત્ર જ છે. હવે આપણે **શંકર**ની દરબારમાં પાછાં જઇશું.

"કેમ **નારદજી** !" **શંકરે** પૂછયું; "તમે માંગેલી સુખી દુઃખી વિધવા શોધી આવ્યા છો ? અને મેં માંગેલી વસ્તુઓ પણ લાવ્યા છો ?"

**નારદજીઃ**—ગરીબ પરવર ! દુનિયામાં ભલાભલી સતી વિધવાઓ વસે છે. **ગવરીબાઇ** અને **આનંદીબાઇ** જેવી સતી વિધવાઓનાં શુદ્ધ અને ઉચ્ચ આચરણોથી જ જગત્ અધ્ધર લટકેલું ટકેલું છે. લો આ કાંટા વગરનો ગુલાબ, અને ઠળિયા વગરના જાંબુ ! હથેલીમાં નિમાળા અને અમાસનો ચંદ્ર જોવો હોય તો ચાલો મ્હારી જોડે. મેં તો મ્હારા પ્રશ્નનો પણ ઉકેલ કર્યો, અને વળી આપે મંગાવેલી ચીજો પણ આણી !

"હે **નારદ** ! આપ ભોળા છો; બ્હારના દેખાવથી આપ ઠગાયા છો;" **શંકરે** કહ્યું; "જાવ પાછા, અને એ તમારી બેઉ સતી વિધવાઓ ગુપ્તપણે કેવાં આચરણો કરે છે તેની બારીક તપાસ કરો !"

**મહાદેવજી**નાં આ દિલ ઉતારનારાં વચનોથી દુભાઇને પાછા **ગવરીબાઇ**ની **હવેલી** પાછળ આવીને **નારદજી** સંતાયા. પ્રભાતમાં એક પુરૂષ **હવેલી**નાં દ્વાર **ધીમેથી** ઉઘાડી બ્હાર નિકળ્યો, જેનો હાથ પકડી **નારદજી**એ રોકીને ત્હેને **કહ્યુંઃ**—"જગતના સર્વ પાપોનો ભાર તમારે શીર છે, જો ત્હમે મ્હને સાચી વાત ન કહો તો ! હું **શંકર**નો **ઇષ્ટ ભક્ત નારદમૂનિ છું, જેથી મ્હારા શ્રાપ ત્હમારી** સાત સાત પેઢીનાં પિત્રોને

નર્કમાં ચાંપશે. સાચી હકીકત કહો, ન તો શ્રાપ આપીશ !" પેલે કહ્યું:—"હું દર રાતે આ વિધવા સમક્ષ કથા કરૂં છું. કથા પૂરી થયા પછી બાર વરસે હું મ્હારો વિષય તૃપ્ત કરૂં છું. હે મૂનિરાજ ! મ્હારાં પાપની ક્ષમા આપો !" આ નઠારી વાત સાંભળી **નારદજી** નિરાશામાં ડૂબી અફસોસ કરતા ત્યાંથી ચાલ્યા ગયા, અને બડબડયા કે; **"જગત્ આવી દુષ્ટ ઠગારી વિધવાઓના પાપોથી જ દુઃખી છે !"** પછી સારો દહાડો ભટકી ભટકીને સાંજ પડતે **આનંદીબાઇની** હવેલી પાછળ જઇ આખી રાત રંગરાગ અને ચેનબાજી કરતા રસિયાઓના તમાસા જોવા સાંભળવા ઉભા, અને પ્રભાતમાં જ્યારે તે પાંચ વિલાસીઓ બહાર નિકળ્યા ત્યારે તેમને રોકીને **નારદજીએ** સાચી વાત કહેવા જણાવ્યું; અને વાત છુપાવે તો કડક શ્રાપ દેવા કહ્યું. પાંચે જણ બોલી ઉઠયા:–"આ સુખી **આનંદી** વિધવાનો રસ હમે સારી રાત લીધો છે, એ રસની લૂંટાલૂંટની મજા તો **શંકરને** જ ખબર છે; જાવ રૂષિજી બહારના દેખાવથી છેતરાશો મા, અને કોઇની નિન્દા કરીને તમારી જીવ્હાને અપવિત્ર કરશો ના. ભૂલે ચૂકે હ્યાં પાછા આવો તો હમારી સાથે આવા રંગ રસમાં જોડાજો !"

પ્રથમ જે બધું ધોળું ધોળું દેખાતું હતું તે તો સૌ કાળું કાળું જોઇને ખિન્ન થએલ મુદ્રા સહિત **નારદજી શંકરની** દરબારમાં આવતાં બરાબર જ **શંકરે પાર્વતિજી** તરફ જોઇ સ્મિત હાસ્ય કરી **નારદજીને** પૂછ્યું:–"કેમ હે **નારદ** ! સતી વિધવાઓની બરાબર તપાસ કરી આવ્યા ?" "હે પ્રભુ !" **નારદજી** કહે:–"એકમાં ચાર ગુણોની વાર્તા મેં સાંભળી હતી તે આજે ખરી પડેલી મેં અનુભવી. પ્રથમ તે વાત સાંભળો. એક બાદશાહે પોતાના ચતુર પ્રધાનને એકવાર કહ્યું કે; જગત્માંથી સર્વથી શૂરવીર, સૌમાં કાયર, બધામાં જે નિર્લજ, અને ઉત્તમમાં ઉત્તમ લજ્જાવાળો, એવાં ચાર માણસો શોધી લાવો ! બીજી સવારે પ્રધાનજી **એક** જ સ્ત્રીને સાથે લઇ દરબારમાં ગયા, એટલે રાજાજીએ આશ્ચર્યથી કહ્યું; "**ચાર** માણસોને બદલે ત્હમે **એકને** જ કાં લાવ્યા ?" પ્રધાનજી કહે; "જી મહારાજ ! આ **એકમાં** જ **ચારેવ** માણસો સમાએલાં છે. જૂઓ; જ્યારે સ્ત્રી પોતાનાં સાસરાં ઘરમાં રહે છે ત્યારે ઉંચે સાદે બોલતીએ નથી, અને સાસુ સસરાની એવી તો લાજ ધરે છે, કે જાણે લજામણી ઝાડ હોય નહીં શું ! જ્યારે વિવાહ કે લગ્ન પ્રસંગે ગીત રાગ ગાય છે, ફટાણાં ગાય છે, અને બિભત્સ ફાટું ફાટું બોલે છે ત્યારે તે જ સ્ત્રી એવી તો નિર્લજ્જ બને છે, કે સાસુ સસરા કે મા–બાપનો પણ મુલાયજો રાખતી નથી. વળી પોતાના ધણી દેખતાં અથવા નણંદ ભોજાઇમાં ભળીને બેઠેલી હોય ત્યારે પાછલે બારણે કે પડશાળમાં જતાં પણ **"મ્હને તો બ્હીક લાગે છે !"** એમ કહી કાયરપણું બતાવે છે; પરન્તુ પર પુરૂષ સાથે યારી હોય ત્હેને ત્યાં માર મારના મુશળધાર વર્ષાદમાં, અંધારી કાળી મધરાતે પણ નિડરપણે ચાલી જવાનું શૂરાતન બતાવે છે, તે પ્રસંગે

તો ચોર કે ચૂડેલથી કિંવા ભૂત કે ડાકેણથીએ તેણી ડરતી નથી; એટલે શૂરાટન, કાયરપણું, લજ્જા, અને નિર્લજપણું એ **ચારેવ** વસ્તુ માત્ર **એક** સ્ત્રીમાં જ સામટાં ભરેલાં હોય છે, જેથી **ચાર** માણસનું કામ એકલી **એક** સ્ત્રી કરી શકે છે, માટે હું એને આપની હુઝુરમાં લાવ્યો છું !" હે શ્રી શંકર ! પેલી બન્ને વિધવાઓ કુછંદી ઠરી છે, અને હું પણ છેતરાયો છું. પરન્તુ મ્હને વિસ્મય લાગે છે કે; આવી દુષ્ટ વિધવાઓનાં એવાં તે શું પુન્ય છે કે, કાંટા વગરનો ગુલાબ–ઠળિયા વિનાના જાંબુ–હથેલીમાં નિમાળા અને અમાસના ચંદ્રના દર્શન તેઓને પ્રાપ્ત થયાં !"

**શંકરઃ**—હે **નારદ** ! વિધવા નિન્દા નહીં કરો. વિધવા જેવી દુઃખયારી પણ કોઇ હોતી નથી, તેમ તેના જેવી સાધ્વી પણ કોઇ હોતી નથી. અજ્ઞાન લોકો બાહ્ય સ્વરૂપ ઉપરથી વિધવા પ્રત્યે તોહમતો અને આળ મૂકી તેઓ તેમનાં પાપમાં જ બૂડકી મારે છે, અને તમ જેવા મૂનિ પણ કાને સાંભળેલું તો ખોટું પાડો છો પણ આંખે દીઠેલું પણ અસત્ય ઠરાવી આપો છો. હે ભોળા ! તમે બીજી વાર પણ બહાનાં દેખાવથી ઠગાયા છો, માટે જાવ ત્રીજી વાર, અને હવે તો બરાબર જ ખાત્રી કરો. બરાબર ચોકસી કરીને જ એ વિધવાઓની પરીક્ષા કરો.

## ૫૪ મું દુઃખ નિવારણ.

### બડેકું ધીરજ બહોત હે, ઓછેકું ઉત્પાત.




શંકરની આજ્ઞા માથે ચઢાવીને **નારદજી** પાછા બડબડતા બડબડતા નાગરવાડામાં આવ્યા. એક ઘરમાં એક ક્રોધી છોકરો નામે કનૈયાલાલ પોતાની માતાને સોટે સોટે બડફાટતો હતો, અને લોકોનું ટોળું ત્યાં ભેગું મળ્યું હતું. આ તમાસો દેખી **નારદજીને** દુઃખ થયું. હાય હાય ! શ્રી કનૈયા જેવા ભગવાનનું નામ ધરાવનારો પુત્ર પોતાની જનેતાને નિર્દયપણે માર મારે છે; આ કળયુગ નહીં તો બીજું શું ! દિલગીર થઇને થોડેક ચાલ્યા તો **લાઢીરામ** નામનો એક સમજુ જવાન ખાટલે પડેલી પોતાની માતાનો બરડો શેકતો હતો, પગો ચાંપતો હતો, થુંક ઝીલતો હતો, અને બધા પ્રકારની સેવા ચાકરી કરતો જણાયો. બહાર ઉભેલાં લોકો જોડે **નારદજી** પણ તમાસો નિહાળતા ઉભા. પોતે વિચાર કર્યો, કે જે પુત્ર નામે તો **લાઢીરામ** છે છતાં તે માતુ–સેવા તો કેવા ભાવથી કરે છે ! એવામાં શંકરના વચનોનું તેમને ભાન આવ્યું કે; બહારનો

આ દેખાવ હશે, ભિત્તરમાં કોણ જાણે કાંઇ જૂદું જ હશે. આથી તેહકીક કરવા સારૂ ઘરમાં પેસી લાડીરામની માતાને દિલાસો દઇ સાચી વાત કહેવા જણાવ્યાથી ખાટલે પડેલી ડોસી બોલીઃ—"પીટિયો આ નઠારો દીકરો પેટે પેદા પડયો, નઠારી સંગતમાં પડી નિશોપાણી કરવા લાગ્યો, અને ગઇ રાત્રીએ મોંડેથી આવ્યો એટલે મેં શિખામણના બે બોલ કહેતાંની સાથે જ મ્હને માર મારવા લાગ્યો. હું મેડા ઉપરથી નીચે ઉતરીને નાશી જવા કરતી હતી, એવામાં એણે મ્હને હડસેલો મારી આખા દાદરા ઉપરથી હેઠળ ગબડાવી પાડી. મ્હારા હાથ પગ ભાંગી ગયા, વાંસામાં જબ્બર લાગ્યું છે, અને સવાર પડતાંમાં નિશો ઉતરી ગયાથી લોક અપવાદથી બીહને હવે આ મૂઓ વ્હેલો વ્હેલો શેકપોટ કરવા મંડી ગયો છે. એવા પુત્ર પેદા કરવા કરતાં તો વાંઝણી રહી હોત તો સારૂં. ન્યાતિ ડુબાડી હમારાં સાત પેઢીનાં પિત્રોને એણે નર્કમાં ઘાલ્યાં છે!" હાય અફસોસ કરતા નારદજી પેલા કનૈયાલાલને ઘરે ગયા, અને કનૈયાને કોરે લઇ જઇને પૂછયું કે; "રાંડી માવતરને તું શા સારૂ બડફાટે છે?" કનૈયાલાલ નવધાર આંસુ પાડી કહેવા લાગ્યોઃ—"હે રૂષિ! નથી બોલી શકાતું, કે નથી છુપાવી શકાતું. આ મ્હારી રાંડેલી માતાએ ગઇ રાત્રે એવું કુકર્મ કર્યું, કે જેથી કરીને મ્હારી એકોતેર પેઢી નરકમાં જશે. લોક જાણું ન કરવા થકી, અને આયંદે અનીતિ કરી કુળને લાંછન ન લગાડે એ કારણથી મેં ઘરનાં બારણાં વાસીને એને શિખામણનો ડામ દીધો તો શોર બકોર કરીને, બારણાં ઉઘાડી મ્હારી ફજેતી કરાવી અને કુટુંબને કલંક લગાડયું; હવે માર મારૂં નહીં તો બીજું શું કરૂં! હું કાંઈ વશિષ્ટજી નથી, કે આટલું કુકર્મ છતાં એણીને આયંદે પાધરી રહેવાને દંડનો ક્રોધ પણ નહીં બતાડું? હું કાંઈ શિખિધ્વજ રાજા નથી, કે જેમણે પોતાની રાણી ચુડાળાને કુકર્મ કરતી નજરે દેખવા છતાં ક્રોધ ન કર્યો."

નારદજી (સ્વગત):—"અરેરે! જગતમાંથી તો કાંઈ કાંઇ નવું નવું શિખવાનું મળે છે." હવે રાત પડવાથી ગરવી ગવરીબાઇની હવેલી નજીક ગયા. પેલો જ કથેકરી બગલમાં પોથી મારીને આવ્યો. એને રોકીને પૂછયુંઃ—"ગવરીબાઇ કુકર્મી કે સકર્મી સાધ્વી?" કથેકરી કહેઃ—"હે મૂનિ! મોઢું સંભાળીને બોલો. એ સાધ્વીને કુકર્મી કહેનારની જીભમાં કાંટા ભોંકાઓ. એ તો પાર્વતિજીનો જ અવતાર છે. કુકર્મી કહો તો મ્હને કહો. કુકર્મી તો હું. જ્યારે કુકર્મની હું મ્હારા મનથી ઇચ્છા માત્ર કરૂં છું, કે એણી પોતાનો જીવાત્મા તો શીવાર્પણ કરી શબવત થઈને મડદાં જેવી પડી રહે છે, અને બાર વરસે હું જ નરકનો અધિકારી તો થઉં છું. એ તો માત્ર મ્હારા મનની વાત જાણી લઇને પોતાનો આત્મા દેહથી જૂદો પાડે છે. સાચી વાત તો શીવજી જ જાણે છે!" આ હકીકત સાંભળી છક્ક બક્ક થઇને નારદજી પાછા ફરીને આનંદીબાઇના ડેહલા પાસે આવી ભરાયા. પ્રભાતમાં

જ્યારે પેલા પાંચ રસિયાઓ નીચે ઉતર્યા ત્યારે તેમને રોકીને પૂછયું:—"આનંદીબાઇ સમજણી કે ભક્તાણી?" પેલાઓ ક્રોધથી છેડાઇને બોલી ઉઠયા: "ભક્તાણી માતાને સમજણી કહેનારની જીવ્હામાં કીડા પડજો! આ તો રાધાજીનો જ બીજો અવતાર છે. કૃષ્ણનાં ભજનોના રંગ વિલાસમાં તેણી આખી રાત તલ્લીન થઇને ઇશ્વરની મસ્તીમાં એવી તો એકતાર થઇ જાય છે, કે પરોઢિયું પડતાંમાં તો પ્રભુના વિષયમાં એકતાર થએલી એ રૂષણી શબવત થઇને મડદાં માફક ધુંઇમાં જ પડી રહે છે! કોઇ નઠારે ચોઘડિયે જો કુદ્રષ્ટિ કરી પાપના અધિકારી થયા હઇશું તો હમે જ. હમે માત્ર એકવાર માત્ર કુદ્રષ્ટિ કરતાંમાં તો હમારે હાથે જ હમારી આંખોમાં સોયા ઘોંકી હમે પાંચેવ જણા આંધળા સુરદાસ થયા છિયે. આપને હમે દેખતા જણાતા છિયે પણ હમે તો આંધળા જ છીએ. સાચી વાત તો શીવજી જ જાણે છે! કોઇનાં બહારનાં આચરણોથી કદીએ ઠગાશો મા."

નારદજી વિચાર વિમાસણ કરતા પાછા શ્રી શંકરની દરબારમાં આવ્યા. શંકરે સઘળું પ્રથમથી જાણેલું જ હોવાથી બોલ્યા: "ત્રીજીવાર પણ તહમે છેતરાયા છો. નારદજી! ગવરીબાઇને મુક્તિ મળવાને હજી નવ જન્મની વાર છે, અને મોક્ષ મેળવતાં તો હજી ૯૯ નવ્વાણું જન્મ તેણીને લેવા પડશે, અને તે પણ વિધવા અવસ્થાથી જ તેણી પ્રાપ્ત કરી શકશે. હજીએ તહેનામાં ચોકસ વાસના છુપાએલી છે. વળી આનંદી-બાઇને મુક્તિ પામવાને તો હજી ૧૦૧ જન્મ લેવા પડશે, અને મોક્ષપદ પામવાને તો હજી ૧૦૦૧ જન્મ ધારણ કરવા પડશે. કેમકે મ્હારૂં ભજન કરતે કરતે પણ તહેને બનદીઠ વિષય વાસના પાંચ દશ વર્ષે હજીએ થઇ આવે છે. મુક્તિ પછી મોક્ષપદ પણ એણી અનેક રંડાપા લઇને જ મેળવશે. કાંકે એ પણ કોઇ પ્રસંગે માનસિક વ્યભિચાર કરે છે. એટલા માટે જ એક સાધ્વી વિધવા થવા માટે કહ્યું છે કેઃ—

> अक्रोध वैराग्य जितेंद्रियत्वं । क्षमा दया सर्वजन प्रीयत्वं ॥
> निर्लोभ दाता भय शोक हरता । ज्ञानस्य चीनं दश लक्षणानी ॥

ક્રોધ વિના રહેનારી, વહેવારમાં રાગ દ્વેષ વિના વૈરાગ્ય પકડનારી, દશે દશ ઇંદ્રિયોને જીતેલી, ક્ષમા શાન્તિ રાખનારી, દયાવાન, જગતના સર્વ જનોને પ્રીય, લોભ તૃષ્ણા વિનાની, દાનધર્મ કરવાવાળી, ભય શોક કે ચિંતા નહીં કરનારી, એવી વિધવા જ મુક્તિને પામે છે, અને સત્વરે મોક્ષપદ પામવાને પણ અધિકારવાળી થાય છે. એવી વિધવાને જ ધન્ય છે. એવી વિધવાને દુઃખે થતું નથી અને તહેના દુઃખનું નિવારણ કરવાનું પણ હોતું નથી; પણ એવી વિધવા મળવી દુર્લભ છે.

# ૫૫ મું દુ:ખ નિવારણ.

**ઘાયલકી ગત ઘાયલ જાને, બીન ઘાયલ કયા ઘા પિછાને !**

"Mishaps are mastered by advice discreet,
And counsel mitigates the greatest smart."

–SPENCER.

**દુ:ખી બ્હેનો !**



અહિં શું કે તહિં શું, સ્વર્ગમાં શું કે નર્કમાં શું, બધે કોઇક જ સુખ્યારાંનો અને મોટો ભાગ દુ:ખ્યારાંનો મળી આવે છે. આ લોકમાં જ રંડાપાનાં, કુહરાપા ઝુરાપાનાં દુ:ખો હોય છે એવું કાંઈ નથી; પરંતુ પરલોકમાં પણ વિધવાઓનાં અને રાંડેલાઓનાં ધડકધુજારાનાં, ભય અને સંતાપનાં દુ:ખો ઠેરઠેર હોવાનું કહેવામાં આવે છે. આપણે જાણ્યે કે, આ ધરતી તજીને ચાલ્યાં જઇએ તો સુખી થઇએ; એ પણ મિથ્યા મન મનાવવાની ભ્રમણા જ છે. એક વાર **ધર્મરાજા** સ્વર્ગ અને નર્કમાં પડેલાંઓનું નીમતાણું લેવાને ફરવા લાગ્યા હતા. બધે બધ તપાસ કરતાં નર્કમાં (દોજખમાં) એમણે એક પુરૂષને દીઠો, જેના ઉપર એની કરણી પ્રમાણે રાક્ષસો અસહ્ય સીતમ ગુજારતા હતા, તોપણ તે ચાલુ ખુશખુશાલ હસ્યા કરતો દેખાતો હતો ! આ તમાસો જોઇ **ધર્મરાજા** વિસ્મય પામી ત્હેને પૂછવા લાગ્યા, એટલે તેણે કહ્યું:—"મ્હારા મુવા પહેલાં મ્હારી સ્ત્રી પોતાના હાથે બે બે બંગડી પહેરતી હતી, પણ રાંડ્યા પછી જેમ બીજી વિધવાઓ ઘોસલાં ફોડી નાખી સોહાગ ત્યજી દે છે તેમ તેણે ચિતળો ભાંગી ન નાખતાં ઉલટી હવે બન્ને હાથોમાં ચાર ચાર બંગડીઓ પહેરીને સુહાસણ પેઠે ફરે છે તેનું શું કારણ છે, તે આપના દૂતને મૃત્યુલોકમાં મોકલી શોધી કઢાવશો, ત્યારે દોજખમાં રહીને પણ હું શા માટે આનંદથી હસ્યા કરૂં છું ત્હેનો ભેદ તમને જણાશે !" તાજુબી પામીને ફરતા ફરતા **ધર્મરાજા** સ્વર્ગમાં (બેહિસ્તમાં) જઇને જૂએ છે તો એક સુંદર રૂપાળી સ્ત્રી સ્વર્ગમાં સર્વ સુખો ભોગવતી હતી છતાં, એક ખૂણે પડીને બસ જાર જાર રોયાં કરતી દીઠામાં આવી. **ધર્મરાજા**એ વધારે અચરજ પામીને ત્હેને રડવાનું કારણ પૂછતાં તે કહેવા લાગી:—"પરમેશ્વર જો આ સ્વર્ગ જેવું બાગે બેહિસ્ત બનાવી જાણતા હતા, તો પછી દુ:ખ, દુ:ખ, અને દુ:ખથી જ ભરેલું મૃત્યુલોક સરજીને પોતાની નાલાયકી કાં કરી હશે ! હું પાપીણિ હ્યાં બધા વૈભવો ભોગવું, અને મ્હારો પુન્યશાળી માટીડો મ્હારા વિયોગથી, બચ્ચાં છોકરાં ભૂખે મરતાં હોવાથી, અને સંસારના અનેક સંતાપોથી હેબતાયલો હેબતાયલો, પાછળ આવતા ભયો અને પછવાડે આવતી

બલાઓથી શા સારૂ ચિંતામાં ને ચિંતામાં દહાડા કાઢતો હશે ! એ વિમાસણમાં હું સ્વર્ગમાં રહ્યા છતાં આરે દહાડા રોયાં જ કરૂં છું, ત્હેનો ભેદ તમારા કોઇ દૂતને મૃત્યુલોકમાં મોકલી ઉકેલો અને પૃથ્વી ઉપરનાં દુઃખોની ભાળ કઢાવી ત્યાંના દુઃખો કાંઇ કમી કરાવો ! મ્હારો માટીડો રાજાની દીકરી સાથે પણ પુનર્વિવાહ કરવાની ના જ પાડે છે તેનો ભેદ ઉકેલાવો !"

**ધર્મરાજા**એ એકાંતનો ઉપયોગ કરીને છેવટે પોતાના વિશ્વાસુ દૂત **અહલ્યસેનને** આ પૃથ્વી ઉપર દુઃખ સુખની વસ્તી ગણત્રિ કરવાને મોકલ્યો. **પ્રથમ** ‡**વારણાવત**માં આવી તેહેલ કરતાં જણાયું કે, જ્યાં જૂએ ત્યાં "હું વડો **થવાની** ધમપછાડમાં સૌ લોકો વઢવાઢ કરી અફસોસમાં નિરાશ થઈ **બેઠેલાં**. ત્યાં કોઇ **પણ** ઘરમાં ખુશાલી કે રંગરાગ દીઠામાં નો'તું આવતું. ગાયન જેવી કોઇ ચીજ ત્યાં કોઇ જાણતુંએ નહીં. કોઈ ઘરે બહુ બેટીઓ કુમારી અવસ્થામાં દુઃખે દહાડા કાઢતી. કોઇ ઘરમાં લફંગા દીકરાઓથી હાડમાર થતાં મા-બાપ દીઠામાં આવ્યાં. બેરોજગાર, નવરા પડેલા ધણીઓ પોતાની સ્ત્રીઓને માર મારતા જણાયા. પોતાનું ધારેલું **ન થવાથી** વિમાસણમાં માથે હાથ દેઇને બેઠેલી અબળાઓ રોતી માલુમ પડી. ત્યાંનો મહારાજાધિરાજ ન્હાના રાજ્યથી હારીને ખંડીઓ રાજા થઇ પડવાથી મોટાઇના ભંગને **લીધે** દુઃખે પાપે દહાડા કાઢતો. સુખ સગવડ ન જળવાયાથી પોકે પોક રડતા જવાનો ગાંડાની પેઠે ભમતા. મહેલમાં શું કે ઝુંપડાંમાં શું, દુઃખનું વિક્રાળ સ્વરૂપ **દીસતું.** ટોણા ટપલા અને ઠપકા મ્હેણા શિવાય કોઇનો સારો શબ્દ સંભળાતો **નથી.** જેઓ ભલાં માણસો હતાં તેઓ ઉપર તરકતો, તોહમતો, અને બોહતાનો રોજીંદાં જોડી કાઢનારા શત્રુઓ ફરેલા હતા. સૌને દુઃખ નો'તું ગમતું, તોપણ પરાણે તેઓને આંગણે તે આવી ઉભું રહેતું. પોતાની **મરજી** પ્રમાણે બીજાંઓ ન વર્તતાં હોવાના સંતાપ પણ ઓછા ન હતા. મા બ્હેન ઉપર ખોટાં આળો મૂકાયા**થી** શોકાતુર બેઠેલા બાપ બેટાઓ નજરે પડતા. નગરશેઠો અને શ્રીમંત નાગરીકો ઈજ્જત આબ્રુ ગુમાવી બેઠાના સંતાપમાં પડેલા હતા. કોઇ કુટુંબમાં રાજાએ મીલકતો અને વતનો પચાવી પાડયાની તથા ખાલસા થયાની ગમખારી જણાતી. બાપીકો હક્કનો વારસો લુંટાઇ ચાલ્યાની હાય હાય થતી દેખવામાં આવી. દુઃખ કોઇને નો'તું ગમતું છતાં પોતાના સ્વભાવ, પ્રકૃતિ, અને મરજી **વિરૂદ્ધની** ખટપટોમાં સંડોવાયાથી બહુ લોકોનાં કાળજાં બળી જતાં દીઠાં. કોઈ ઘરમાં જવાન જોત પહાડ જેવા દીકરાઓના **મૃત્યુથી** કાયર થએલાં ડોસા ડોસી ઝુરી ઝુરીને દાવાનળ અગ્નિથી દાઝતાં દેખાયાં. કોઇ ઘરમાં મંદવાડના ખાટલા એટલા બધા પડેલા, કે કોઈની પણ સારવાર કરનારૂં કોઇ **પણ** મળે નહીં. કોઈ તો ભવિષ્યમાં આવી પડનારા ભયની ચિન્તામાં ધડકધૂજારે દહાડા

‡ **વારણાવત** તે જુના વખતનું **પ્રયાગ** સમજવું.

કાઢતાં. મ્હોલ્લાઓમાં ટંટા ફિસાદ જોઇને નગર બહાર વાસો કરેલાં લોકો રાત્રે ઉંઘ નહીં ને દિવસે ભૂખ નહીં એવાં નમાલાં, નાચાર, હાથ જોડીને બેઠેલાં, અને હવેલીઓ ખાલી દીઠી. નીમકહરામી, નાફરમાની, બેવફાઇ, તથા વિશ્વાસભંગથી હેરાન પરેશાન થએલાં દુઃખીઓનો પણ શુમાર ન હતો. ઉપકારનો બદલો અપકારથી વાળવામાં આવેલો, એવી ફરિયાદ કરનારાંનો જ્યાં ત્યાં દૂતને ભેટો થતો. જે પિતાઓ પોતાને આશરે પડેલાં ન્હાનાં મ્હોટાં આશ્રિતોનું ઉદરપોષણ પણ કરી શકતા ન હતા, તેમને આજીવિકાના સાધન વગર હાથ ઘસતા જોયા. કોઇ ઘરમાં અન્ન પાણીથી ટળવળતી વિધવાઓને તેમના જેઠો અને દિયરો તેમને લાતો મારી છુંદી છુંદીને ઇજા આપતા દેખ્યા. દૂત તો આભો જ બની ગયો. માનસિક અને શારીરિક રોગોથી પીડાતા દરદીઓની રકમ બહુ મ્હોટી. ધણીની દોલત ઉડાવી દઈ વિધવા માતાને ખાખાવળખી કરનારા દીકરાઓનાં દુઃખે દુઃખી થએલી રાંડેલી સ્ત્રીઓનો પાર ન દેખાયો. ધંધો રોજગાર કરી જાણનારાઓની બેરોજગારી, સદ્‌ગુણી સ્ત્રી ગુમાવી બેઠેલા વિધુરોના કળકળાટ, રૂઢેલા ન્યાતિલાઓથી ત્રાસ પામનારા ગુણીજનો, સાચા પુરૂષોને સંતાપનારા દુષ્ટોથી વારણાવત નરૂં છવાઇ રહ્યું હતું. રાજ્યની ઉથલપાથલ કરાવનારા હોંસિલાઓ કોઇને ઠરીને બેસવા નો'તા દેતા. ધાર્મિક અને સાંસારિક સુધારો કરાવવાનું મિથ્યા અભિમાન રાખનારા આડંબરીઓ કોઇને જંપીને બેસવા નો'તા દેતા. કહેવાતા સમાજ સુધારકો, રાજદ્વારિ સુધારકો, અને ન્યાતિ સુધારકો ગરીબ ગામડિયાઓને ખુવારે હાલ કરીને પીડતા. સરકારના જુલમી કાયદાઓથી કાયર થએલી પ્રજાના પોકારો પુષ્કળ સંભળાતા. અંતે કાયર થએલાં કાયલી લોકો આકાશ ઉપર ડોકાં કરીને બોલતાં:—

**"હે પ્રભુ ભગવાન ! આ કંગાલ ભૂમિ ઉપરથી ઉઠાવી લે, અને સુખ્યારી આનંદપૂરીમાં અમને લઈ જઇ નાંખ !"**

અગર હક્ત કેશ્વર બ શાહી તુરાસ્ત,
ચેરા રંજે સખ્તી હમી બેહરે માસ્ત ?

હે પ્રભુ ! ત્હારી સઘળી સૃષ્ટિમાં ઘણી પૃથ્વીઓ તેં ઉત્પન્ન કરેલી છે, તો પછી હમારે સારૂં જ સીતમ અને સંકટો તેં શા સારૂં સરજ્યાં છે? છેવટે દૂતે આનંદપૂરીનો અનુભવ લેવા માંડયો. આનંદપૂરી તો ખરેખરી જ રંગરાગ, અમન ચમન, તથા વિલાસ વૈભવવાળી નગરી હતી. મોજમજા અને સુખ આનંદની જ ભૂમિ દેખાતી હતી. પરન્તુ બધો દેખાવ બહારનો હતો; અંદર તો કાંઇ જુદું જ હતું. કોઇ ઘરમાં નહીં વર્ણવી શકાય એવો અકુદરતી બોટો વહેવાર. કોઇને ત્યાં માતા અને દીકરાની નાહેસ્તી છતાં તે બદગોઈ તરફ બેપરવાઈ. કોઇ ઘરમાં સોનાં ઉછળે અને કોઇમાં જવાહિરો ઉછળે, પરન્તુ પાડ પાડોશીઓ એકમેકની ચઢતી ન દેખી શકવાથી દુઃખમાં દેખાતાં. કોઇ તરફ આગ, રેલ અને દુષ્કાળના કમકમાટ

ઉપજાવનારા અકસ્માતોથી શારીરિક અને માનસિક દુઃખોનાં રૂદન ચાલતાં છતાં પાસેનાં ઘરવાળાં નાચ રંગ ઉડાવતાં. આયુ અને દ્રવ્યની લૂંટો ચાલે તે તરફ બીજાઓની બેદરકારી. એક ઘરમાં મૈયત થાય, દરદીઓ રિબાતાં હોય, તોપણ આસેપાસેનાં કોઇ મદદે ન ધાતાં વાડી વન્તરે નિકળી જાય. દુશમનની ચઢતી તથા શત્રુની કૃતેહથી હેરાન થતાં લોકોની વ્હારે જવાનું તો રહ્યું, પણ સામા બીજા લોકો ઠઠ્ઠા મશકેરી ઉડાવે. ધરતીકમ્પ, દરિયાઇ તુફાને, અને મરકીના કુદરતી દુઃખો પ્રત્યે પણ લોકોને ઓછી જ તમા. એકાએક સંસારની ઝુંસરી માથે પડે તોપણ બેદરકાર બની ફ્તૈયાઓ લ્હેર ઉડાવતા દીઠામાં આવે. બાલેબાલ કરજમાં ડુબેલાં પણ લ્હેરી. કબીલો હળીમળી રહેલો છતાં જાદુ કોટલ ચલાવાં વહેમમાં ચકચૂર થએલી દેરાણી જેઠાણીઓ પુષ્કળ. વેપાર ધિકતો તોપણ કેટલેક ઘરે રાંધ્યાં ધાન પણ ના ખવાય. લગ્ન પ્રસંગો અને શાદી રામશનીમાં પણ હૈડાં કોતરી ખવાતાં. કોઇ ઘર દૂધે પૂતે ભરપૂર હોય પણ ત્યાં પડેલા અંધ પિતા, સોસારા કરતી માતા, અને દુઃખી થઇ બેઠેલી વિધવાને કોઇ પાણીએ ના પુછે ! દીકરી વ્યભિચારી અને માતા વઢકણી હોય તેની પણ દરકાર નહીં. એક ને એક પ્રકારના વૈભવોથી કંટાળી ગયાનાં દુઃખો પણ રડવામાં આવતાં ! ચાલુ એક સરખાં સુખોમાં વધારો ન થવાનાં દુઃખો આનંદપૂરીમાં નજરે પડતાં. આમ હોવાથી સૌ કોઈ પરમેશ્વરને માથે જ દોષ મૂકતાં. દિલમાં જૂદી જૂદી જાતના વહેમો, રકમ રકમના સંકલ્પ વિકલ્પ, અને નાના પ્રકારના ખતરાથી ભેજાં ચકભમ થએલાં જણાતાં. કલ્પના અને વિચાર વિમાસણોથી રાઇ જેટલાં દુઃખને પહાડ જેવાં સંકટો લેખે ઉભાં કરવામાં આવે. કલ્પના ચલાવી ચલાવીને એક દુઃખ ઉપર પડ ને પડ ચઢાવી આફત વધારી મેલવામાં આવતી. ભવિષ્યમાં આવનારા ખ્યાલી ભય અને મિથ્યા ચિન્તાને લંબાવી લંબાવીને લોકો રડતાં પણ જાય, ને રંગરાગ પણ કર્યાં જાય !

"ભ્રમણામાં ભૂલ્યો તું પ્રાણિયા,
શોધ્યો નહીં તત્વ સાર!
અજરામર અવિનાશીનું, સુંદર શુધ્ધ સ્વરૂપ;
પામર જન કયમ પેખશે,
પડી ભ્રાંતિને કૂપ ?—ભ્રમણામાં.
ભૂપ જાણે ભીખારી થયો, ભીખારી સ્વપ્ને ભૂપ;
જાગતાં ભૂલ તે ભાંગશે,
જોઇ નિજનું સ્વરૂપ.—ભ્રમણામાં."

ભૂપ સ્વપ્નામાં થયો ભિખારી, ઘર ઘર હિંડે ભમતો.



# ૫૬ મું દુઃખ નિવારણ.

—⊰⊱—

## સુખની હાલત તે વૈકુંઠ; દુઃખની હાલત તે નર્ક.



આ પ્રમાણે માંહેથી નાના પ્રકારનાં સંકટો છતાં બાહ્ય સ્વરૂપે આનંદપૂરી તે આનંદની જ ભૂમિ જણાતી. ત્યાં આટલાં આટલાં સુખો સરજેલાં તોપણ લગાર જેટલાં દુઃખો પણ નહીં ખમી શકાવાથી લોકો ઇશ્વરને ગાળો આપી કહેતાં કે; "હે પરમેશ્વર ! આ બધી દુઃખપાટ સૃષ્ટિ સરજવામાં ત્હારી શી મતલબ, ને શી મ્હોટાઇ ? ત્હને જ ઠપકો ઘટે છે. આવી રચના રચવાનું પ્રયોજન શું ? એવી કુદ્રત કરવામાં ત્હને તો આનંદ થતો હશે, પણ હમારાં તો બેવડી રીતે કાળજાં કપાય છે; કેમકે હમે દુઃખી છતાં બીજાં નગરો હમને સુખી લેખે છે. પ્રત્યક્ષ વેદના વેઠયે છિયે, અને દોઢ ડાહ્યા જ્ઞાની કહેવાતાઓ કહે છે કે, એ તો મિથ્યા માયા છે; ખાલી ભ્રમણા છે; જુઠું સ્વપ્નું છે, કાંઇ જ સાચું નથી ! આવાં વચનો સાંભળીને તો ઉલટો અમોને કહેર ચઢે છે. હે પ્રભુ ! જો ત્હારૂં ચાલતું હોય તો બીજાં કોઈ નગરના લોકો સાથે હમારી ફેરબદલી કર !"

વારણાવત (પ્રયાગ) અને આનંદપૂરીના લોકોના ફેરબદલીના આવા એક જ રીતના ઉદ્‌ગારો, ત્રાહેત્રાહે, ગાળો અને ઠપકાથી પરમેશ્વરને કંટાળો થયો, અને બન્ને નગરીનાં લોકોનાં દુઃખ સુખની અદલાબદલી કરવાનો શ્રીજીએ સંકલ્પ કર્યો. ધર્મરાજાને બોલાવી પોતાનો ઇરાદો જણાવ્યો. એટલામાં બ્રહ્મવસેને હાજર થઇ મૃત્યુ લોકના હાય સોસારા, વિધુર અને વિધુરા વિગેરેનાં સંકટોની હકીકત કહી ફેરફારી કરવાને વાસુદેવને વિનંતિ કરી. આ ઉપરથી ધર્મરાજાએ અદલા બદલીનો ઢંઢેરો બહાર પાડયાથી બન્ને નગરનાં લોકો એક બીજાના નગરમાં જઈ મહોલ્લાઓ અને ઘરોઘર ફરી પોત પોતાને અનુકૂળ આવતાં સુખોવાળાં ઘરો શોધવા પડયાં. "આ તો નહીં ને પેલું;"–"પેલું નહીં ને ઓલું;" આમ કરતે કરતે કોઇને જો એક ઘરનું સુખ પસંદ પડે તો તે ઘરનાં દુઃખો જોઇને ગભરાય. આમ કરતાં કોઇને પણ કોઈનું સુખ દુઃખ અદલબદલ કરવા ગમ્યું જ નહીં. વારણાવતવાળાં કહે કે; "જે છે તે એ જ; મેલ કરવત મોચીના મોચી ! આપણે તો આ આપણાં જ દુઃખ સુખથી ટેવાઇ ગએલાં છિયે; આપણાં દુઃખ આપણને સોહવાઇ ગયાં છે, ને **આપણાં દુઃખોની પણ આપણને માયા લાગી છે**. આ દુઃખ સુખ જ આપણને પ્યારાં છે. બાપા ! **આનંદપૂરી તો બહારના દેખાવ અને નામ માત્રથી જ આનંદપૂરી છે,**

માંહેથી જોવા જઇએ તો ભયાનક અને ભયંકર દુઃખો તથા આફતોની આ તો પાપી દુઃખપૂરી છે; આપણને અદલા બદલી નહીં પાલવે! નહીં જોઇતાં ત્યાંનાં કહેવાતાં સુખ ને કહેવાતા આનંદ!" એ જ પ્રમાણે આનંદપૂરીવાળાંઓએ પણ અદલા બદલીને બન્ને હાથે ના પાડી. દિવાળીના પ્રસંગે જ્યારે નગરોની ફેર બદલી કરવાને ધર્મરાજના દૂતો આવી ઉભા, એટલે બન્ને નગરના લોકો કરગરીને કહેવા લાગ્યાં; "હે દૂતો! જે સુખ દુઃખ હમારાં છે તે હમને મુબારક; એ જ ન્યામત ને ગનીમત છે, અમોને હવે કાંઇ બીજું નવું જોઇતું જ નથી; પરમેશ્વરે જે સરજ્યું છે તે જ બરહક્ક અને રાસ્ત છે; પરમેશ્વરને હમે ઠપકો આપી ગાળો ભાંડી અન્યાય કર્યો તેની માફી આપો!" બ્યાસાંસતીએ દીકરો જણ્યો તો કહે નાળ કાપું કે પૂછડું? તે વાળી વાત થઈ. જેમ જે માણસને સંતાપ કે વિપત્તિ મળ્યાં નથી તેને સુખની દાઝ હોતી નથી, જેમ છાંયડે બેઠેલીને તડકે બેઠેલીની કદર હોતી નથી, તેમ સધવા સુવાસણને વિધવા વિપત્તિની ખબર હોતી જ નથી.

નિંદો વંદો કોઈ કહુ, સુખ દુઃખ વિઘન અનેક.

દૂતોને વારણાવતમાં રહેતો એક રાંડેલો જડી આવ્યો, જે પોતાની સ્ત્રી જીવતી હતી ત્યારે ઘરનું કે બાળબચ્ચાંનું કાંઈ પણ ધ્યાન ન કરતાં ધંધો કરવામાં જ રોકાયલો હતો; પરન્તુ જ્યારથી બચ્ચાંની મા મરી ગઇ ત્યારથી બાળબચ્ચાંને ફાંટમાં લઇ તેમને કેળવવા અને સારે માર્ગે મૂકવામાં બેઠલો બધો તો લિન્ન રહેતો, કે વિહારસિંગ રાજાની રાજપુત્રી સાથે પણ પુનર્વિવાહ કરવાની ના પાડી, ઘંધો રોજગાર પણ છોડીને બસ રડમસ અને ચિન્તામાં રોયા કરીને કાયલી થઇ પડયો હતો. હવે આનંદપૂરીમાં એવી પણ એક વિધવા વસતી હતી; જેણી સોહાગ તજ્યા વિના હાથમાં ચાર ચાર બંગડીઓ ઘાલી બચ્ચાંઓનું આનંદથી સંરક્ષણ કરતી દૂતોના દીઠામાં આવી. આ ઉપરથી. ધર્મરાજે જણાવ્યું કે; જે વિધુરનો વિધુર તથા તેનાં બચ્ચાં ભલાં નિવડી લોક કલ્યાણનાં કામો આનંદથી કર્યાં જાય, અને રૂડી સખાવત કરી દાન ધર્મ કરે તેમનાં માબાપ વિગેરે દોઝખ કહેતાં નર્કમાં રહ્યા છતાં હસી હસીને આનંદ ભોગવે છે; અને જે માબાપનાં ફરઝંદો દુષ્ટ નિકળે, જે મૂએલી સ્ત્રીનો પતિ પોતાનાં બચ્ચાંને હેરાન કરી કુછંદમાં પડે, તેનાં માબાપ તથા સ્ત્રી બેહેસ્ત કહેતાં સ્વર્ગમાં રહેવા છતાં દુઃખી દુઃખી થઇને રડયા કરે છે. પૃથ્વી પર ભલાં ભલાં નર રત્નો પેદા તો થાય, પણ ઉદાર દિલનાં, સબુરીવાળાં, સંતોષી, દાતાર રત્નો પેદા પડવાથી જ પોતાની સાત પેઢીનાં મૂઆંઓને ઉજ્જવળ કરે.

જીવતો પ્રેમ જ પળે પળે પુષ્પ પેઠે ખીલે.

**દુઃખ્યારી વિધવાઓ! દુનિયામાં અહલ્યાબાઈ, તારાબાઇ, જમનાબાઇ, રાધાબાઇ, મહાલસાબાઇ, જેવી વિધવા રાણીઓએ ધૈર્ય અને શાંતિ રાખી વિધવા ધર્મ પાળ્યો છે, માટે તમે પણ તે ધૈર્યવાન વિધવાઓના દાખલા લઇ ધૈર્યવાન થાવ.**

સબુરીવાળી વિધવા **એન વોલેસ** વિધવા થઇ હતી તો પણ ૧૦૨ વર્ષ વેર જીવવા પામી હતી, અને સારો ભવ બોલતી હતી કે; "સંસારમાં મ્હારૂં રાજ્ય ચાલ્યું, સર્વ ઉપર સત્તા ભોગવી, **પણ ભરથારના મૃત્યુને અટકાવવાની સત્તા જ્યારથી ન ચાલી ત્યારથી હું પ્રભુને જ મ્હોટો માની, તેના ઉપર જ વિશ્વાસ રાખી,** ડાકટરોને પણ ત્હેના દાસ સમજી, સર્વને તુચ્છ સમજું છું." કહ્યું છે કે; ભલભલા તબીબો અને હકીમોને તયબની કેતાબમાં મોતનો દારૂ નહીં જ મળ્યો ત્યારે અફસોસનો **હાથ** મારી હાય કરતા ચાલી ગયા.

બડે બડે હકીમો તબીબાં,
**જાલીનુસ—અફલાતુન—લુકમાં;**
અજલ આગે ન ચલા ચારા,
ગએ છોડ જેહાંકા પસારા.

બીજી વિધવા **શાલોટી સ્મીથ** પોતાના ભરથારના ધંધામાં મદદ કરનારી હતી, પણ જ્યારે વૈધવ્ય આવ્યું ત્યારે **ચિચેસ્ટરનાં** એક ગામડાંમાં ન્હાનું સરખું ઘર ભાડે લઈ પોતાનાં બચ્ચાંને ઉધારવાના રોકાણમાં હમેશની રોકાઈ ગઇ. ફુરસદ મળતાં બાઇબલ વાંચતી, અને વાંચન પૂરૂં કરતે સર્વદા બોલતી કે; **"પ્રભુ ત્હારી ઇચ્છાને આધીન છું.** પ્રાણી માત્રની ચઢતી પડતી થયાં જ કરશે. મ્હારો તેમ સૌનો એક સરખો વખત રહેતો નથી. પૃથ્વીની અસંખ્ય રજમાંની હું એક રજ છું, ત્હેના પ્રત્યે **પણ ઇશ્વરની કૃપાદ્રષ્ટિ છે જ છે;** મ્હારી શી ગણત્રિ ? માટે હું સતોષથી જ મ્હારી વિધવાવસ્થા આનંદથી સમાપ્ત કરીશ !" કહ્યું છે કે;

ફલક હમચુ ખાલીસ્ત આસારે ઉ,
બુઅદ શમ્સ યક ઝરરેહ અનવારે ઉ.

તે મ્હોટા પરમેશ્વરની પેદાયશોમાં આકાશ તો માત્ર એક તલ બરાબર છે, અને તેની ઉત્પન્ન કરેલી સઘળી રોશનીમાં કિંવા સર્વ પ્રકાશમાં સૂર્ય નારાયણ પણ એક ઝીણી રજકણ બરાબર છે, તો પછી માણસનો શો હિસાબ ? દુઃખના વખત પર જો કોઇપણ વિસરામણનું સાધન સરજાયું હોય તો તે **રોકાણ કે વૈત્રું** જ છે.



# ૫૭ મું દુઃખ નિવારણ.

**પ્રીત સંસાર વિષયોંસે, અગર તૂટે તો તૂટન દે!**



**એ**ક કીડીને પોતાનાં મ્હોંમાં લગરીક ધૂળ લઇને બીજી બાજુએ ઢગલો કરતી દેખીને ત્યાં ઉડતાં એક બાજ પક્ષીએ કહ્યું:—"તું આ ફોકટનાં વૈત્રાંમાં કાં ફાંફાં મારતી હશે વારૂં?" કીડી કહેવા લાગી:—"હું એક કીટ ઉપર કુરબાન છું; **અને તેની** સંગી થવાની જ્યારે મેં ત્હેને વિનંતિ કરી ત્યારે તેણે શરત કરી છે કે; માણસોએ ભેગો કરેલો ધૂળનો આ મ્હોટો મસ ઢગલો જો તું માર્ગમાંથી ખસેડીને બાજુએ કરે, તો હું ત્હારા ઉપર પ્રસન્ન થઉં! જેથી હું આ શ્રમ ઉઠાવવામાં રોકાયાથી મ્હને આનંદ થાય છે!" બાજ કહે; "હે ગાંડી! ઘણા મજુરોએ એકઠો કરેલો આ ઢગ ત્હારાથી ખસેડી શકાશે જ નહીં; અમસ્થી કાં પટકાઇ મરે છે?" કીડી કહે:—"ભાઇ! કામ થયું તો ઠીક જ છે, પણ ન કરે નારાયણ ને કામ પાર નહીં પડશે તો મ્હારો પ્રયત્ન તો મ્હારા વ્હાલાને દ્વારે માન્ય રહેશેને! પ્રભુએ માણસને કે પશુ પંખીને **રોકાણ** ના આપ્યું હોત તો આખો ભવ ઝુરી ઝુરીને જ પસાર કરવાનું મહા દુઃખ કેમ ખમાત?" આ કથા ઉપરથી પણ **રોકાણ** વીશે તમો ધડો લઇ શકશો, કે દુઃખનું વિસરામણ વૈત્રં જ છે. સેવા ધર્મ બજાવવો એ જ ઇશ્વરને માન્ય છે, અને દુઃખી કે સુખી જીવોને માટે સેવા એ જ રાહત છે.

મીસીસ કેમ્બેલ જ્યારે વિધવા થઈ ત્યારે ધણીના લાડમાં ઉછરેલી છતાં એટલું કહ્યા કરતી કે; "હું મ્હારાં હથિયાર હમેશાં ઘસેલાં જ રાખું છું. ખીલી નિકળેલું મ્હારૂં સારૂં નસીબ પણ મ્હને તો ધડક ધ્રુજારો જ કરાવ્યા કરતું હતું. 'Tis not calamity in any shape, from which it is possible to escape. આપત્તિ પણ એવાં સ્વરૂપની હોતી નથી, જેમાંથી સહી સલામત બચી જવું શક્ય ના હોય. મ્હારે પણ મોડે વહેલે મ્હારા ધણીની પાસે જવું જ પડશે, **અને મૃત્યુ જ્યારે મ્હને મ્હારા માલિક સોડે લઇ જશે ત્યારે પ્રભુ ક્રાઇસ્ટ પણ આડા હાથ કરી શકનાર નથી!"** કહ્યું છે કે;

> નજદીક થા, કે પહોંચે **સેકંદર** લબે હયાત;
> અય ખેજર વ્હાં તક ભલા કયું રેહબરી ન કીઇ!

છેક નજીક હતું, કે બાદશાહ **સિકંદર** આબે હયાતના કિનારા ઉપર જઈ પહોંચે, પરન્તુ **ખેજર** પયગમ્બર ત્યાં સૂધી તેને લઇ ગયો જ નહીં. ભક્તાણી વિધવા

રતનબાઇ જ્યારથી વિધુરાવસ્થાને પામી ત્યારથી ઇશ્વર ભજનમાં અને આત્મજ્ઞાનનાં સારાં ધાર્મિક પુસ્તકો વાંચવામાં દુઃખી મનને વિસારતાં બોલતી હતી કે; "જગત જ મ્હારૂં કુરૂક્ષેત્ર છે. જે સ્ત્રીઓ બધો ભાર ઈશ્વર ઉપર નાંખીને જગતની મિથ્યા જંજાળો તથા અટપટીઓની સામે નભી શકતી નથી, તેમનો જ રંડાપો બહુ સાળે છે. વિધવાએ અમુલ્ય વેદાંતનાં પુસ્તકો વાંચીને ઇશ્વરની મરજીને આનંદથી આધીન રહેવાથી મનને અશાંતિ કે ચિન્તામાં રહેવાનું સ્થાન જ મળતું નથી."

પ્રેમ પ્યાલો મેં પીધો રે, સુણો રે સંતો !
પ્રેમ પ્યાલો મેં પીધો.
અરિ જગતડાને કોઈ નિવારો રે,
અમર પછેડો કોણે લીધો રે !–સુણો રે સંતો !
મારાં શરીરનાં સર્વે સુખડાં રે,
તે અમે ત્યાગી દીધાં રે !
મારા મનડાને બહુ રે સમજાવ્યું મેં,
શોધ જંગલનો મેં કીધો રે !
ગુરૂના પ્રતાપે બોલે **રતનબાઈ;**
**કનકાપૂરી**નો માર્ગ લીધો રે !–સુણો રે સંતો !

આવાં ભજનો ગાઈને રતનબાઇએ પોતાનો રંડાપો વિસારે પાડવાથી દુઃખ દેખ્યું નો'તું. **મેરી** કવીન ઓફ **સ્કોટ્સ**ને "સુકેદ રાણી" એ રીતે કહેવામાં આવતી. તેણીએ પોતાના ધણીના મરણના શોકમાં હમેશ ધોળાં વસ્ત્ર પહેરવા માંડયાં હતાં; અને કહેતી કે; "આપણ અજ્ઞાની પ્રાણીઓ પ્રભુ પાસે કેટલુંક એવું પણ માગ્યે છીએ, કે જે મેળવવાથી આપણને લાભ કરતાં હાનિ વિશેષ થાય છે. જે કાંઇ સ્થિતિ આપણે કરગરીને પ્રભુ પાસે માગ્યે છિયે, તે આપણું ભલું ઇચ્છવા સારૂ જ પ્રભુ આપતા નથી; માટે ઇશ્વરને નારાજ કરવા હોય તો રંડાયાનો પાડ ચઢાવવા સારૂ કાળાં કફનો પહેરો !"

આ સઘળાંનો સાર એ છે કે, પરમેશ્વરે જ્યારે આપણને અનુકૂળ અને બંધબેસતી જીંદગી આપી છે ત્યારે બહારની જીંદગીની જંજાળો અને સંકટોથી જ જો આપણે બેબાકળાં થઇને ગભરાઇ જઇએ તો પછી છુપી આતેનની જીંદગીની અટપટીઓમાંથી આપણે કેમ જ તરી શકીશું ? વિધવા અવસ્થામાં પણ જ્યાં સુધી જીવ્યે ત્યાં સુધી સુખે મોઢે બસ કામ કામ ને રોકાણમાં જ રગડોળાઇ જવું જોઈએ. જેને કશું કામ કે રોકાણ નથી તેને વૈધવ્ય પસાર કરવો એ જ મહાભારત કામ થઇ પડે છે. જ્યારે કાર્ય અને ફરજ બજાવતે બજાવતે મોત આવી લાગે છે ત્યારે જ તે મધુરૂં લાગે છે. ચાહે તેવી હાલત આવી પડી હોય તોએ જો એક વિધવા ધારે તો પોતાનું જીવન સુખી કરી શકે. ઇતિહાસકાર **જૉન રિચર્ડ ગ્રીન**ની સ્ત્રી જીવતે

તો પોતાના પતિનાં પુસ્તકો લખવામાં સહાયભૂત થતી હતી, પરન્તુ ધણીની ગેર હાજરીમાં પણ પતિનાં અધુરાં રહેલાં પુસ્તકો પૂરાં કરવામાં એવી તો ગુંથાઇ રહી હતી, કે પાછલા દહાડાનાં દુઃખો ત્હેને લગારે માલુમ પડયાં ન હતાં. વિધવાએ સતસંગ સાધવો અને પોતાના કરતાં ચઢિયાતી સખીઓની સંગત રાખવી. પુસ્તકો પણ ચઢિયાતાં, આત્મજ્ઞાનનાં, ધર્મનીતિનાં જ વાંચવાં, અને નવલકથા કે નૉવેલોને પડતાં જ મુકવાં. બનતાં સુધી ઈશ્વર સ્મરણમાં વખત પસાર કરી ભકિત કરતાં રહેવું. મહાન પુરૂષો મહાન બાબતોને જ પકડી રાખે છે, અને નીચ માણુસો નીચી વાતોને જ વળગી રહે છે; એટલા સારૂ ઉત્તમ વાંચનો વાંચનારી વિધવાઓ જ બહુ સદાચરણી **થઈ શકે છે** સુંદર બાબતનાં પુસ્તકો વાંચવાં એ પણ સારી સંગત કીધેલી કહેવાય. સો સખીઓના દિલાસા અને દિલસોઝી કરતાં માત્ર એક પુસ્તકનો દિલાસો અને ઉપદેશ ઉત્તમ થઇ પડશે. ફુરસદ મળે તો ભરવા ગુંથવામાં મન લગાડવું એ પણ વિધવાઓનો ધર્મ છે. **ગ્રીસ અને જર્મનીની** પ્રખ્યાત રાણીઓએ જ્યારે પતિનું છત્ર ગુમાવ્યું ત્યારે તેઓ ગુંથણકળામાં એવો તો વખત પસાર કરવા લાગી, કે દહાડાઓ કેમ પસાર થયા તેનું એ તેમને ભાન નો'તું રહ્યું. વિધવા જીવનનું મધુરૂં સુખ તે સારી સોબત, સારાં પુસ્તકો, અને ભારે રોકાણ છે. ઈશ્વર તરફની જે ઉત્તમ બક્ષેશ વિધવાને પ્રાપ્ત છે તે ઉમદા વાંચન છે. **"આજે મ્હારૂં મગજ જાણે કે કાંઈ ખોરાક ખાઇને તર થયું હોય, અને મરનાર ધણીનું વિસરામણ થયું હોય, એવું મ્હને લાગે છે !"** એવા ઉદ્‌ગારો ઇંગ્લંડના પ્રધાન સર **મૈથ્યુ વ્હાઇટ રિડલી**ની સ્ત્રીએ દુઃખના વખતમાં કાઢયા હતા. હા બ્હેનો; રંડાપાનાં સંકટો, રંડાપાની મુશીબતો, અને રંડાપાની જંજાળો ભયંકર તો હોય, જેનો ખ્યાલ કે કલ્પના છાંયડામાં બેઠેલી સધવાઓને ના જ આવે. વિધવા દુઃખી થાય તેની સાથે સાથે ત્હેનાં માબાપ કાંઈ ઓછાં દુઃખી થતાં નથી. **ઇસાબેલા વીન્ગે અને જીન બ્રાઉને** વિધવા જીંદગી એક સદીની લાંબી વયે એટલા જ સંતોષથી પસાર કરી હતી કે; **યૂરોપ**માં ૨૭ લાખ વિધવાઓ સબુરીથી ભવ ગાળે છે તેમાં મ્હારો એક વધારો છે; એ કાંઇ નવાઈની વાત નહીં કહેવાય. જો પરમેશ્વરે કરોડો વિધવાના નસીબમાં રંડાપાની મુશકેલીઓ સરજી હશે તો તેનું કોઈ પણ મનુષ્યથી નિવારણ થવાનુ નથી. કહ્યું છે કે; "ચું બા ઉ જફા કર્દ ગર્દો સપહેર; ન બાયદ કે જાુઇ અઝુ દાદો મહેર." ફરતા ફલકે જ્યારે ત્હને સંકટમાં જ નાખી છે ત્યારે તે જ ફલક સોર હવે તું દયા ને ન્યાય કાં માંગી શકે ! ધણીને કે ધણિયાણીને એકવાર મરવું તે છે જ છે, પછી પહેલાં ધણી મરે કે ધણિયાણી. શરીર પેદા થયું તેની સાથે જ મૃત્યુ પણ સરજાયું છે. જેનો વ્હાલો ખાવીંદ ચાલ્યો ગયો તેણે દુનિયાની સુંદરતા જોઇને પણ જીવ ઠારવવો, અને "પોતાના જેવી બીજી ક્રોડો વિધવાઓ મહામહા દુઃખોમાં **સબડે છે, હું કાંઈ નવાઇની એકલી જ રંડાપો ભોગવતી નથી;"** એવું વિચારીને પ

મન મ્હોટું રાખી સંતોષ પકડવો. જેણીને સંતોષના કારણે ખુદાની કુદ્રતનો પ્રેમ લાગે છે તેણીને એકલવાયું પડયા જેવું જણાતું જ નથી; પરન્તુ સંતોષ અને સબુરી કાંઇ સૌથી જ રખાતી નથી; લોભ અને માયા આવીને વચમાં ઉભાં રહી વિધવાનાં વૈરી થઇ રહે છે; માટે પડવાનું હશે તે મોડું વહેલું પડશે જ. પડું પડું કર્યા કરતાં દુઃખને એકવાર કહી દેવું, કે સદાવડું પડ ! કાંકે છેવટે તો તમારૂએ મોત આવી ઉભું રહેવાનું જ છે. **मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जी वित मुच्यते बुधै=**મોત તો મનુષ્ય માત્રની પ્રકૃતિ જ છે; જેનો જન્મ પણ માણુસના જન્મની સાથે જ થયો હોય છે. એટલા માટે રાઇમર કુટુંબમાં પતિનું મરણુ થતાં ત્હેની રાંડેલી ઓરતે એવું બોલવાનો સ્વૈચો છે કે; **"મ્હારા ધણીની તલવાર કરતાં મ્હારી હિમ્મતની હું વધારે કદર કરીશ !"** આ પ્રમાણે હિમ્મત રાખવી એ જ દરેક વિધવાનો મુદ્રાલેખ થાય એવું હું કહું છું.

## ૫૮ મું દુઃખ નિવારણ.

### દુઃખ ગયું નાશી રે, ગુરૂએ આપી જ્ઞાનની આંખો.

"A contented spirit.–This alone makes a man pass through fire and not be scorched; through seas, and not be drowned; through hunger and nakedness and want nothing."



આજે તો આપણાં મંડળમાં ઝોબેદા, પોરશિયા, મીનાબાઈ, હીરાંબાઈ, તારાબાઇ વિગેરે જૂદા જૂદા ધર્મ પાળનારી વિધવાઓનું પ્રદર્શન થયું છે, અને સૌ વિધવા પોતાના દુઃખોનું છેવટનું નિરાકરણુ કરાવવા માંગે છે. પરમ આત્મા શિવાય સૃષ્ટિમાં બીજું કાંઇ જ નથી. એ જ્ઞાનનો નિવૃત્તિ માર્ગ જો દેખવામાં આવે તો દુઃખ સુખ જેવું કશુંએ નથી, એ સિધ્ધ થાય. હમણાં સૂધી આપણે લૌકિક વહેવારથી વિધવા દુઃખ નિવારણુનો બોધ આપ્યો છે, હવે અલૌકિક દ્રષ્ટિએ વિધવાનાં દુઃખોમાં દિલાસો દેવાનો રહે છે. બિશપ ટેલરે પણુ એવું જ કાંઇક કહ્યું છે કે; તૃપ્ત થએલું ચૈતન્ય એવું છે કે, પોતાનો ચામડિયો કોથળો (મનુષ્ય દેહ) લઇને ધગધગતા અંગારામાં કાં ન પડે તોયે ત્હેને અગ્નિની ઝાળનું દુઃખ થતું નથી; મહાસાગરમાં કાં ન ડૂબે તોયે તેને બૂડી જવાનું દુઃખ થતું નથી; અને ભૂખ, તરસ, કે નાગાં ઉઘાડાં વસ્ત્ર વિનાના

દુઃખનું ત્હેને ભાન થતું નથી. આ મનુષ્ય દેહમાં જે **એક** કોઇ ભરાયો છે **તે મહા** બળવાન, અજરા અમર છે, અને ત્હેના શિવાય બીજું કાંઇએ આ સૃષ્ટિમાં છે જ નહીં. તે જ "હું" પણ છે, અને તે જ "તું" પણ છે. માત્ર અવિદ્યા અને અજ્ઞાનને લીધે બીજો એક ખોટો "હું" અને જુદો "તું" આપણે જ ઉભો કીધો છે; અને તેથી જે જે દુઃખ સુખ થાય છે તે આપણા ખોટા ઉભા કરેલા **"હું" અને "તું"** ને જ થાય છે, ખરેખરા "હું" કે "તું" ને કાંઇએ દુઃખ સુખ થતું નથી. આ સુખ દુઃખની દુનિયાં તો માત્ર આપણી નજરની જ ઉભી કરેલી છે. દૃષ્ટિથી જ સૃષ્ટિ છે, દૃષ્ટિ બંધ થાય છે ત્યારે સૃષ્ટિ પણ ગૂમ થાય છે. જે ખરેખરો "હું" છે ત્હેને જે મનુષ્ય પિછાનતો નથી ત્હેને દુઃખ લાગતું જ રહેવાનું, પણ ત્હેને એકવાર પિછાની લીધો, કે દુઃખ તો કયાં ને કયાં ચાલ્યું જાય છે. કોરાને શરીફમાં કહ્યું છે કે; **"વ ફી અનફ્‌સેકુમ અફ્‌લા-તુબસેરૂન"** એટલે કે; પરમેશ્વર તો તમારા દમે દમમાં છે, તમારા શ્વાસે શ્વાસમાં છે, પરન્તુ તમે જ ત્હેને જોતાં નથી, અને ત્હેને તમે પિછાનતાં નથી તેથી જ તમને દુઃખ થાય છે. જે સ્ત્રી કે પુરૂષને એવું જ્ઞાન થાય, કે આ જગત સરજાયું તે પહેલાં માત્ર **એક** જ પરમેશ્વર હતા, અને પરમેશ્વરે પોતાની લીલા માટે પોતે જ પોતાના સંકલ્પથી આ સૃષ્ટિ રચી છે, અને સંકલ્પ કરતો જ્યારે તે બંધ પડશે ત્યારે પોતાની કુદરતની આયંદે સમાપ્તિ પણ તે જ કરનાર છે. જેને આપણે લય, નાશ કે કયામત કહીએ છિયે; તે સૌ સૌનો કર્તા ભોગતા તે જ છે, અને આપણા શરીરના અણુએ અણુમાં, દરેક પરમાણુઓમાં પણ તે જ સાહેબ સમાયલો છે, એવું સમજનાર સ્ત્રી કે પુરૂષને દુઃખ સુખ કાંઈ લાગતું નથી. મોહથી અને માયાથી તે માલિક અને **કહેવાતાં આપણે**, એ બે વચ્ચે માયા જાળનો પડદો રહેલો હોવાથી, અહંકાર આપણામાં આવ્યો છે, કે **હું દુઃખ ભોગવું છું, હું સુખ ભોગવું છું**. આપણા જુદા "હું" અને "મ્હારૂં" કરવાથી જ આપણા શીર ઉપર સારાં માઠાં કર્મનો ભાર આપણે પોતે જ થઇને ઉપાડી લીધો છે. એ મિથ્યા બોજો, હે બ્હેનો! તમારે માથેથી નાખી દેશો તો તમને તમારા આ **પારકા** દેહનું દુઃખ નહીં લાગે. કર્મનો ભાર ફેંકી દઇ વચમાંનો પડદો ઉંચકી લેશો તો તમે ભવસાગર તરી જશો. શ્રીમંત હો કે સુખી હો, પરન્તુ આત્માનું જ્ઞાન ન થાય તો તેઓ ભિખારી અને દુઃખી જ છે. જ્ઞાનવાન એકલો જ સુખી છે.

ગર બે હુનર બ માલ કુનદ કે ખર ખર હકીમ;
કુને ખરશ શુમાર ગર ગાવે અમ્બરસ્ત.

કદાપિ એક અજ્ઞાની માણસ દ્રવ્ય સંપાદન કીધાથી જ જો એક **આત્મજ્ઞાની** ઉપર મ્હોટાઇ ભોગવે તો, ચાહે તે અંબર લાદેલા બેલ સરખો કાં ન હોય, તો **પણ ત્હેને તમે ગધેડાનાં કુલાં સમાન જ સમજી લેજો. જ્ઞાન એટલે પરમાત્માને**

ઓળખવો તે. અજ્ઞાન એટલે તે માલિકને પાકને નહીં ઓળખવો તે; અને વિપરીત જ્ઞાન એટલે રસ્તામાં પડેલી દોરીને સર્પ સમજીને બિહવું તે. આ વિપરીત જ્ઞાનવાળાને અતિશય દુઃખ થાય; અજ્ઞાનવાળાને ઘણુંક દુઃખ લાગે, પરન્તુ જ્ઞાનવાનને ન હોય દુઃખ કે ન હોય સુખ. જેમ સમુદ્રમાં પાણીનું એક બુંદ સમાયું છે, તેમ એક બુંદમાં મ્હોટો સમુદ્ર સમાયો છે; જેમ વૃક્ષમાં બીજ સમાયું છે, તેમ એક બીજમાં મ્હોટું વૃક્ષ સમાયું છે; જેમ પાણીના એક કતરામાં એક મ્હોટું માણસ સમાયું છે, તેમ માણસમાં એક કતરો સમાયો છે; જેમ પિંડ (માણસના શરીર) માં મસ મ્હોટું બ્રહ્માંડ સમાયું છે, તેમ બ્રહ્માંડમાં પિંડ સમાયો છે. ત્યારે દુઃખ એકલું કોને લાગે? દુઃખ એકને લાગે તો સારી સૃષ્ટિને લાગે.

**ઝેબેદાઃ**—આપણા આટલા એક દેહમાં સૃષ્ટિ સમાયલી કેમ સંભવે? જો પિંડ તે બ્રહ્માંડ હોય, તો એક સધવા સુખી કાં, અને બીજી વિધવા દુઃખી કાં?

ગુરૂજીઃ—વિચાર કરો બેન, કે તમારી આંખ એક ન્હાનીશી લખોટી જેવડી છે, તેમાં પણ વળી સૃષ્ટિ જોનારી જે **કીકી** છે, તે તો રાઇના દાણા કરતાંએ ન્હાની છે; છતાં તે ન્હાનીશી કીકીમાં આખી જગત્ જો સમાઇ જતી ન હોય તો કરોડો માઇલ દૂર રહેલા સૂર્ય, ચંદ્ર કે તારાને ત્હમે કેવી રીતે દેખી શકો છો? એ દેખનારાં પણ ત્હમે નથી; દેખનારો પણ જૂદો જ છે. ત્હમે દેખો છો તે પણ તે મહાન શક્તિ વડે જ. તમારી માંસ અને ચામડાં હાડકાંની બનેલી પખાળ (દેહ) ને એક ગમથી બીજી ગમ ચલાવી લઇ જનાર પણ તે જ મહા શક્તિ છે.

**तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके। तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यत॥**

તે મહા પ્રભુ ચાલે છે પણ ખરો, અને ચાલતોએ નથી. તે તમારાથી બેહદ દૂર છે, અને તમારી છેક પાસે પણ છે. તે જેમ તમ સઘળાંઓનાં અંતરમાંએ છે, તેમ તમો સઘળાંની બહાર પણ તે છે. એટલે કે અંદર અને બહાર બધે તે જ ભરેલો છે, તો અંતરનું કે બહારનું સુખ દુઃખ જો લાગે તો **ત્હેને** લાગે, તેમાં **તમને** શું છે? **તમારી** કઇ બલાને! **તમારે** લેવા દેવા શું છે! વિધવા કહો તો તે, અને વિધવાનાં દુઃખો કહો તો તે પણ તે જ છે, તેને જ સુખ દુઃખ લાગવાં જોઇએ.

**હીરાંબાઇઃ**—જ્યારે તે જ બધે બધ વ્યાપી રહેલા છે તો તે આપણને દેખાતા કેમ નથી? વિધવાબી તે જ છે તો વિધવાના દુઃખો પણ ત્હેને લાગવાને બદલે હમોને કાંય લાગે?

ગુરૂજીઃ—જો બેન! માંછલાં સારો જન્મ પાણીમાં કાઢે, પાણીમાં રમે, પાણીમાં ફરે, છતાં બોલે કે; **"પાણી ક્યાં અમો શોધું, બતાવો કોઈ દયા લાવી!"** તો તે અજ્ઞાન સિવાય બીજું શું છે? પક્ષીઓ સારો દહાડો હવામાં હરે, હવામાં ફરે છતાં, **"પુછે પક્ષીઓ કોઇ વાયુ બતાવો, છે હવા આવી!"** તો તે

તેમનું અજ્ઞાન સિવાય બીજું શું છે ? તેમ માનવીઓ પ્રભુમાં હરે, પ્રભુમાં ફરે, તોય **"ઇશ્વર કયાં શોધું, બતાવો કોઇ દયા લાવી; પુછે જ્યાં ત્યાં જનો સઉને, હૃદય દીનતાથી કરમાવી;"** તો માનવીનું તે અજ્ઞાન જ છે, તેની એ અવિદ્યા અને માયાજાળ જ છે. એક વાર તમને એવું જ્ઞાન થાય, કે એક માટલાંને તળાવ કે દરિયામાં આપણે આખું ને આખું ડૂબાડી જોતાં તે માટલાંની **આસપાસ અને અંદર** બધે પાણી જ પાણી ભરાઇ રહ્યું છે, તે જ પ્રમાણે માટલાં રૂપી માણસની **આસપાસ અને અંદર** બધે બધ પાણી રૂપી પરમાત્મા, સૃષ્ટિ રૂપી મહાસાગરમાં ભરાઇ જ રહેલો છે, તો પછી દુઃખ સુખના પાસ માણસને નહીં પણ પરમાત્માને જ લાગવા જોઇએ એવો વિચાર આવશે. એટલા માટે મ્હારા તરફનો તમ વિધવાઓને દિલાસો એટલો જ છે, કે વિધવાવસ્થાના દુઃખોનું જો નિવારણ જ કરવું હોય તો આત્મજ્ઞાન મેળવો; ત્યારે જ તમારી સુખની તરસ છિપાશે; અને માટલાંની ઘડાઇવાળો ભાગ જેમ અંદરનાં અને બહારનાં પાણીની વચમાં રહેલો છે તેમ બહાર અને શરીરની અંદર ફેલાઇ રહેલા પરમાત્માની વચમાં રહેલો માયાનો પડદો દૂર થશે.

"**મોહે દેખત આવે હાંસી,**
**પાનીમેં મીન પ્યાસીઃ—**
આત્મજ્ઞાન બિના સબ ભટકે,
કોઇ **મથુરાં** કોઈ **કાશી;**
જોગન બનકે બસે જંગલમેં,
બન બન ફિરે ઉદાસી—**પાનીમેં.**
કસ્તુરી મૃગ નાભી બસત હે,
ઢુંઢત હે બન ઘાસી;
પોથી પઢ પઢ પંડિત મરે હે,
તોય ન મીલે અવિનાશી—**પાનીમેં.**
જમ રાજા હય ધર્મ રાજ પણ,
અધર્મ બાત બિકાસી;
ભલા ભલા ભ્રમમેં હી ભુલ્યા,
વિષય વિષ અભિલાષી—**પાનીમેં.**
લક્ષ્મીજી પ્રભુ ચરણ નિવાસી,
હૃદય બસે અવિનાશી;
તો ભી રાગ દ્વેષ ના છુટે,
**એ માયાકી ફાંસી**—પાનીમેં."

**જૂઓ બેન ! પાણીમાં રહેનારી માછલી તરસ ઘણી જ લાગ્યાનું દુઃખ વેઠતી જણાવે તો આપણને હસવું જ આવે. કસ્તુરીમૃગની નાભીમાં જ કસ્તુરી તો પાકે**

છે, છતાં જો તે જંગલે જંગલ બેબાકળી થઇને ભટકે, અને પોતાના દુઃખને નામે રડે કેઃ "અરે! કોઈ મ્હને કસ્તુરી મેળવી આપો," તો આપણે ત્હેની હાંસી જ કર્યે; તેમ જે પરમાત્મા તમારાં નાભી કમળમાં જ ભરાઇ રહેલો હોઇ તમારૂં રક્ષણ કરે છે, અને રાત ને દિવસ ત્હેને જ તમારી કાળજી છે, છતાં તમે દુઃખી થાવ તો જ્ઞાનીને તો હાંસી જ આવે.

## ૫૯ મું દુઃખ નિવારણ.

### માયા મેલી રે મરી જાવું છે, છોડી દે છોડી દે માયા.



અહેન હીરાંબાઇ! આપણને આપણા અહુરમઝદ તો કહે છે કેઃ— "પાયુશ્ચ અહ્નિ-દાતાચ થ્રાતાચ અહ્નિ-બએષજય નામ અહ્નિ-અહુર નામ અહ્નિ-પોઉરૂ દરશ્ત નામ અહ્નિ-સ્પશ્ત નામ અહ્નિ-દાત નામ અહ્નિ-પાત નામ અહ્નિ-થ્રાત નામ અહ્નિ-ફ્રષુમાઓ નામ અહ્નિ ફ્રષુષો માથ નામ અહ્નિ-ઇસે ક્ષઓ નામ અહ્નિ-પઇતિ પાયુશ નામ અહ્નિ-સેવિશ્ત નામ અહ્નિ=" ભાવાર્થ કેઃ અહુરા કહે છે કેઃ "હું જ આફતમાંથી બચાવનાર છું-તમને પેદા કરનાર અને તમારૂં પોષણ કરનાર પણ હું જ છું-તમને તંદુરસ્તીભર્યા ને આરોગ્યમાં રાખનાર હું જ છું-તમારો પ્રાણ બક્ષનારે હું જ છું-હું તમ સઘળાંઓ ઉપર રહેમ નજરે જોનારો છું-હું જ તમારી નીગેહબાની અને પાશબાની કરનારો છું-તમારા ઉપર બધી જાતની બક્ષીશો કરનાર પણ હું જ છું-હું જ તમને મુશ્કેલીના વખત પર રક્ષણ આપનાર છું-તમારૂં બિડાતીમાં પાળણ કરનાર હું જ છું-તમારી વૃધ્ધિ કરનારાં મંત્રો મ્હારાં જ છે; **હું એકલો જ મ્હારી પોતાની ઇચ્છા પ્રમાણે સઘળું કરનારો છું**-મ્હારાં પેદા કરેલાં સર્વને હું એકસરખી રીતે બચાવી લઉં છું અને હું સર્વને બહુ જ લાભ કરનારો છું." આ પ્રમાણે આપણો માલિક અહુરમઝદ આપણને ધૈર્ય આપી કહે છે.

અર્થાત, જે કાંઈ કાળજી આપણા વિષે રાખે છે તે તો આપણા શરીરમાં રહેલો ખુદા જ રાખે છે, આપણને હાય હાય કરવાની કશી જ જરૂર નથી. તે જ મહાન શક્તિ એવી એક અનદીઠ ચીજ છે, કે જે વિચાર ચલાવે છે, જોય છે, જાણે છે, શંકા ઉત્પન્ન કરીને તેનું સમાધાન પણ તે જ કરે છે. ઉદ્ધત, ડીમાકી, તિરસ્કાર ભરેલા, મગરૂર એવા જે જીવો આપણી ઇચ્છાની વિરૂદ્ધ જે કાંઈ કાર્ય સંસાર વહેવારમાં આપણી સામે જઇને કરે છે, તે પણ આપણને મ્હવાયલાં અને પ્યારાં કરવાને માટે

ખુદા જ કરે છે. **ફ્રાન્સના રાજા ૪ થા હેત્રીનો** નામચીન વડો પ્રધાન **ફીલીપ** દી **મોરને** જ્યારે અનેક દુઃખ દર્દની અસહ્ય વેદના ખાટલે પડયો પડયો વેઠતો હતો ત્યારે, **"એ વેદના પણ પ્રભુ પોતે જ ભોગવે છે"** એમ હસી હસીને કહેતો હતો. જ્યારે મરણની ઘડી આવી લાગી ત્યારે તેને પૂછવામાં આવ્યું કે; શું પ્રભુ જ સુખ દુઃખ ભોગવે છે, અને ભવિષ્યની આશા રહેના ઉપર જ રાખવાનો હજીએ તમારો દૃઢ વિશ્વાસ કાયમ રહ્યો છે કે કેમ ? આ વખતે તેણે ખુશાલ જીવે છેલ્લા શબ્દો આ ઓચર્યા હતા કેઃ—"પરમાત્માની અવિચળ અને નિર્વિવાદ સાબિતી વીશે મ્હને છેવટની ઘડી સુધી એવો તો ભરોસો છે, કે ભૂમિતિની નહીં તૂટી શકે એવી એક ને એક બે જેવી, યુકલિડ જેવા શાસ્ત્રિની ગણિતપ્રાય સચ્ચાઇ જેવી જ સચ્ચાઇથી **હું માનું છું કે, પ્રભુ જે કાંઈ કરે છે તે ભલું જ કરે છે."** આવો વિશ્વાસ સૌ કોઇ રાખે તો દુઃખ લાગે જ શેનું ?

"એમ સમજે નર પામે પાર,
જે તું પ્રથમ હતો કિરતાર;
મુજ જાતે જે રહે છે તે હરી,
વચ્ચે "હું" રહ્યો માથે કરી;
**અખા** એમ વિચારી રહે,
શીશ પોટલો નાંખી વહે."

અંગ્રેજી મુળાક્ષરના છવીસ અક્ષરો છે; જેમાંથી લાખ સવાલાખ શબ્દો બનેલા છે; પરન્તુ આખી ભાષામાં માત્ર બે જ **અક્ષરો** એવા છે, કે માત્ર **એક** હરફથી એક **શબ્દ** થયો છે. I (આઇ) અને A (એ). એ અક્ષરોથી બનેલા શબ્દોના અર્થ "હું" અને "**એક**" એવા થાય છે. અર્થાત્, જે **એક** છે તે હું છું. હું તે પરમેશ્વર છે, અને તે **એક** જ છે, અને બીજા હરફોનો વચમાં પડદો આવ્યાથી જ અનેક થયા છે. એ પડદો **તે માયા છે. માયા** એટલે જે કાંઈ છે જ **નહીં**, જેની હસ્તી કિંવા અસ્તિત્વ નથી, જેથી જગત મિથ્યા છે અને બ્રહ્મ જ સત્ય છે, એમ આપણે **જાણયે** છિયે છતાં, જે કાંઈ ખરૂં નથી, જે કાંઇ સાચું **નથી** હેને સાચું **માની બેઠાં** છિયે, તેનું જ નામ **માયા**. દુઃખ સુખ જેવું કાંઇ **છે જ નહીં**, છતાં દુઃખ સુખ જણાય છે તે જ **માયા** છે; તે જ ઇંદ્રજાળ છે; અને તે જ મોહ-પ્રપંચ અવિદ્યા (Illusion) છે. જેઓ **કાયાને** માયા સમજે છે તેમને દુઃખ થતું **નથી.** જેઓ **મનને** મિથ્યા માને છે તેઓને દુઃખ થતું **નથી.** મોહ, અને પ્રીતથી જે સ્ત્રીને લાગણી ન થતાં પથ્થર જેવાં અંતઃકરણ રાખી વૈધવ્યને પણ **હસી** નાંખે છે, તેમનાં દિલ જખમાતાં નથી. એવા હૃદયવાળી બાઇ પોતાનાં જ્ઞાનથી પોતાનાં **કર્મને જ** જૂએ છે. તેણી પોતાના દિવ્ય અમરપણા વીશે સ્થિર રહી દુઃખ સુખ કાંઇએ માની લેતી નથી. અજ્ઞાનથી પીડાતો જીવ તો મ્હને આમ જ કહેશે કે; હે

ગુરૂજી ! મ્હારા કારી જખમના ચચડાટમાં તમારી નશિયતો અને ફિલસુફી તો મ્હારાં દુઃખ દર્દને રૂઝ લાવવાને બદલે મ્હારા ઘામાં જાણે કે મરચાંની ભૂકી ભભરાવે છે; માટે તમારી પંડિતાઈ જવા દો, મ્હને તો મ્હારા જીવની પડી છે તેમાં તમારૂં પાંડિત્ય તો ઉલટું મરચાં વાટે છે ! હે જીવ ! ખરૂં છે કે, સ્વપ્ના જુઠા અને ખ્યાલી છે, થોડા વારમાં પસાર થઈ જાય છે, અને અજ્ઞાન જીવો પણ **માને** છે કે, સ્વપ્નું તે સ્વપ્નું જ, ખોટું જ છે, તોપણ એક રાતે ભયાનક અને ધ્રુજાવનારા સ્વપ્ના જ્યારે આવે **છે** ત્યારે બીજી રાતે રખેને જીવ ધ્રુજાવનારા સ્વપ્ના પાછા આવે ! એવા નઠારા ભયાનક સ્વપ્ના ન આવે એવું તેઓ પણ ઇચ્છે છે. અને સુંદર ખુશનુમા સ્વપ્નો **પણ** જોકે જૂઠો છે, એમ ખાત્રીથી **જાણવા** તથા **માનવા** છતાં તેવા મનહર સ્વપ્ના પાછા ને પાછા જોવાની તેઓ જેમ ઇચ્છા કરે છે, તેમ જાગૃતાવસ્થામાં આપણે જો કે બરાબર સમજીયે છિયે કે; આ તો બધો માયાનો પસારો છે, આંખ મિંચાઇ એટલે આમાંનું કશુંએ નથી, તોપણ આપણે દુઃખે દુઃખી થઇએ છીએ, અને પોતાને સુખે સુખી માન્યે છિયે; અને બ્રહ્મજ્ઞાન તો નિરાળું જ રહે છે.

એક જિજ્ઞાસુ થોડો ઘણો બ્રેહ્મ મળવાથી ફુલાઇ ગયો. તેણે હવામાં ઉડતાં રમતાં ચલ્યાંને મંત્રના બળથી જમીન ઉપર તોડી પાડયાં, અને ફુગાયો કે મેં ઇશ્વરી જ્ઞાન મેળવ્યું, પ્રભુને ઓળખ્યા, મ્હારૂં તો કલ્યાણ થઇ ગયું, અને મ્હને સંપૂર્ણ જ્ઞાન થયું ! જેથી એક નગરમાં જઇ પાદરે આવેલાં પહેલાં જ ઘરે ઉભો રહી તે માંગવા લાગ્યો કે; **"અચ્છે અચ્છે પકવાન ભેજ દે, ના તો શ્રાપ દુંગા."** અવાજ સાંભળીને ઘરમાંથી એક બાઇ બ્હાર આવી ત્હેને જવાબ કરવા લાગીઃ—"હે બોડકા સાધુડા ! આ પણ કાંઈ ચીડિયાં બીડિયાં સમજે છે શું ? સંત શ્રાપ દે નહીં, ને ધૂતારાના લાગે નહીં. શ્રાપ દેવાનું કે દુઃખ દેવાનું અભિમાન ભૂલી જા; હું તો વિધવા, પણ ત્હારા જેવા કાયર પુરૂષથી કાંઇ હું ડરી જઇશ નહીં !" ઠગાવ ભરેલા આ ઉત્તરથી તો સાધુના ગાત્ર ઢીલા જ થઇ ગયાં, જેથી હવે તે નમી જઇને પૂછવા લાગ્યોઃ—"હે બેટા ! તું પોતાને વિધવા કહે છે, પણ વિધવા તો દુઃખી હોવી જોઇએ, ને તું તો આનંદી જણાય છે ! વિધવાને હાથે સોહાગ (બંગડી) નહિ હોવો જોઇએ, અને ત્હારે હાથે તો ચીતળ પહેરેલાં છે ! માટે ત્હારો કાંઈ ભેદ કહેશે ?" "ત્યારે સીધો સલુકનો પ્રશ્ન કાં નથી કરતો !" બાઇ બોલી; "જો ગધ્ધા ! હું ૧૧ વર્ષની ઉમ્મરની છું, મ્હારો દીકરો મ્હારાથી બે વર્ષે મ્હોટો છે; અને મ્હારો ધણી જીવતો છે તોપણ હું તો રાંડેલી છું. મ્હારી સાસુ મ્હને ધાવે છે, સસરો પારણામાં પોઢીને રોતો રોતો હિંચકા ખાય છે; અને તું તો મ્હને ગધેડા જેવો જ દેખવામાં આવે છે !" સાધુ કહેઃ—"બાઇ, તું તો ૫૦ વર્ષની ડોસી જેવી લાગે છે, અને ૧૧ **વર્ષની** ઉમ્મર શી રીતે સંભવે ? વળી ધણી જીવતો હોય છતાં રંડાપો કેમ સંભવે ? તું મ્હોટી કે સાસુ ? સાસુ કાંઇ ન્હાનું બચ્ચું છે કે, ત્હને ધાવે વારૂ ? સસરો કાંઈ ન્હાનું બાળક છે કે, રડે છે ને પાલણામાં પોઢે છે ? એનો કાંઇ

મર્મ સમજાવ, અને મ્હારા જેવો જાણુકાર ત્હારી દ્રષ્ટિએ ગધેડો કેમ દેખાય છે, ત્હેનું કાંઇ રહસ્ય હોય તે કહે ! માતા કરતાં દીકરો બે વર્ષે મ્હોટો શી રીતે હોય ! એ તો કૌતક જ કહેવાય ! માટે આનો પણ જે કાંઇ ઉંડો અર્થ હોય તે કહે."

"હે સાધુ !" બાઇ સમજાવવા લાગી; "હા; હું ૫૦ વર્ષની વયની છું ખરી, પરન્તુ ૩૯ વરસ તો આ સંસારની મોહમાયામાં, સુખ દુઃખના પછાડામાં જ મેં વ્યતિત કર્યાં, અને છેલ્લાં ૧૧ વર્ષથી જ મ્હેં આત્માનું જ્ઞાન મેળવવા માંડી ઈશ્વર ચર્ચામાં હું વખત ગાળું છું, જેથી મ્હારી સાચી ઉમ્મર તો માત્ર ૧૧ વર્ષની જ ગણાય, બાકીની તો મ્હેં ખાળિયામાં નાંખી. મ્હારા દીકરા વિશ્વનાથે આજ ૧૩ વર્ષ થયાં સંસાર મિથ્યા સમજી સુખ દુઃખ સૌ ખોટાં માની, આત્મજ્ઞાન મેળવવા માંડયું છે, માટે તે મ્હારાથી બે વર્ષે મ્હોટો કહેવાય. મ્હારો ધણી પોતાના બાપની દુકાને બેસે છે, અને જે દહાડે ઘરાકી થતી નથી તે દહાડે ઉદાસી રહીને બળાપા ને સંતાપ કરી કરીને કાંઈ ખાતો પીતો પણ નથી; પરન્તુ જે દહાડે વકરો સારો થાય છે તે દહાડે એના હર્ષનો પાર રહેતો નથી; એવું એ અજ્ઞાન બાળક જીવતું છતાં મૂએલા બરાબર છે; માટે જ હું રાંડેલી જેવી અવસ્થા ભોગવું છું. મ્હારી સાસુ ૮૦ વરસની વય ધરાવે છે તોપણ હજી સંસારની માયામાં પુષ્કળ લાગી રહી છે; ક્રોધ તો જેવો ને તેવો; દ્વેષનો પાર નથી; અને વહુને કેમ રંજાડવી તે જ હુન્નર તે બરાબર જાણે છે. પોતે ઘરકામમાં અસલથી જ આખે હાડકેની રહી ગઈ છે, અને હું પ્રભુસ્મરણ કરતી હોઉં, ગીતા ભાગવત્ વાંચતી હોઉં, એટલે એને તૂર્ત અદેખાઇ લાગતી હોવાથી, નહીં ઉતું કામ સોંપે છે; હું જ્યારે ઘરનું વૈત્રું બહુ કરૂં છું ત્યારે જ ત્હેને પેટે ટાઢક પડે છે, કરાર થાય છે, અને ત્યારે જ એ પેટ ભરીને ધરાય છે; જેથી હું કહું છું કે, તેણી મ્હને જ ધાવે છે. વળી મ્હારો સસરો ૮૫ વર્ષનો થયો છે તો પણ. ખાટલે પડયો પડયો હાય સોસારામાં જ સારો દહાડો પસાર કરે છે. કોઈ અતિથિ અભ્યાગતને મૂઠી ચોખા જો હું આપું છું તો બરાડા પાડીને રૂવે છે કે; મ્હારૂં ઘર મ્હારી વહુ લુટાવા બેઠી છે. ઈશ્વરી જ્ઞાનની કોઇ અમસ્થી વાતો કરે તે પણ એને ગમતી નથી; જેથી મ્હારો સસરો પાલણામાં જ હજુએ પોઢી રહેલાં બાળક જેવો હું સમજું છું. અને ત્હારો ચહેરો મ્હને ગધેડા જેવો જ દ્રષ્ટિગોચર થાય છે; કેમકે ત્હારામાં હજી જાનવરી સ્વભાવ રહી ગએલો હોવાથી જરાક જેટલો એલ્મ મળ્યો એટલામાં તો તેં નિર્દોષ ચલિયાંઓ, જે સુખમાં ફરતાં, આનંદે હરતાં ઉડતાં હતાં, તેમને ત્હારા એલ્મના અભિમાને કરીને તેં તોડી પાડયાં, એવું મ્હેં પરખી લીધાથી ત્હને હું ગધેડો જ દેખું છું !"

# ૬૦ મું દુઃખ નિવારણ.



**કુશકા કુટેથી શું થાય, કણુ ન જડે તે માંહિંથી.**

દુઃખી બ્હેનો ! ઉપરના દાખલાથી ત્હમે સમજી લ્યો, કે આત્મ-જ્ઞાન મેળવ્યા શિવાય તમારૂં **મન** સુખ દુઃખના અનેક માર્ગોમાં અટવાયા કરે છે, તેમાંથી છુટીને ત્હમે ઇશ્વરને ઓળખવાનું કરો. તમારૂં **મન** જ આ બધો સંસારનો હિમાલય રચી રહ્યું છે. **મણ** તો એક, પણ તેના શેર થાય ૪૦, અને તોલા થાય **૧૬૦૦**; તેમજ તમારૂં **મન** તો એક, પરન્તુ તેના ભાગ થાય સેંકડો, અને વિભાગ થાય હજારો. માટે તમારાં **મનને** અને તેના વિભાગોને તમે પ્રથમ તો રોકી પાડો, ત્યારે જ તમને તમારાં તનની સમજ આવશે. હઝરત કાયમદીન સાહેબે ગાયું છે કે;

તન બીચ હેગી સો યેહી માયા;
ઉસે કહેતે હય કબેરે અમીક દરિયા.
તનમેં લોભ સો હય સોદાગર;
જહાઝ નામ હય સુરતકા મગર.
તનમેં સફર કરના યેહી હય જાન;
સુરતકો લે જાના હક પાસ માન.
તનમેં ફ્હેમ દીલ, યેહી લોહ વ કલમ;
તનમેં રૈયત એ ગરીબકા હે દમ.
તનમેં બાગ સોહી મન ઠેર રહે;
તનમેં જ્ઞાન સોહી બઝાર હએ.
તનમેં હેગા યેહી ઝર વ માલ;
વસ્તુ હય દીલમેં સોહી હક જલાલ.
તનમેં ચાડિયા હય લાલચ જાન;
તનમેં તલાટી સો ડહાપણ પિછાન.
તનમેં દેસાઇ સો હયગા બિચાર;
ગુસ્સા બિછછુ, કુડ સાંપ માર.

આ શરીરમાં **માયાનો** દરિયો ભરેલો છે, અને ત્યાંનો સોદાગર **તે લોભ છે**. એ સોદાગરનાં વહાણનું નામ **સુરત** છે; એ સુરત વડે શરીર રૂપી સમુદ્રમાં સફર કરવી છે, અને છેવટે એ સુરત રૂપી ઝાઝને પરમેશ્વરની પાસે લઈ જવાનું છે.

શરીરમાં **સમજ શક્તિ** તે પથ્થર પાટી (સ્લેટ) છે, અને તે જ કલમ કે પેન **પણ છે. શરીરમાં** રૈયત તે **દીનતા** એટલે ગરીબી **છે. શરીરમાં મન છે તે** બાગ **છે,** તેને વ્યવસ્થેશીર રાખવો, એટલે **મન સ્થીર** રાખી આપણી **મનોવૃત્તિને** ડર પાડવાની છે. આ શરીરમાં **જ્ઞાન** છે તે જ મ્હોટું બજાર છે, જ્યાં જર ઝવેરાત અને ખરો માલ મળી આવે **છે. શરીરમાં** જે કાંઇ પણ સાચે સાચી **શુદ્ધ વસ્તુ** હોય તો તે એકલો એક **ખુદા** જ છે. આ દેહમાં જે **ચાડિયો** વસે છે તે **લાલચ છે, અને** આ દરબારનો **તલાટી** તે ડહાપણ **છે,** અને **દેસાઇ** તે વિચાર **છે.** આ તનમાં ગુસ્સો અને ક્રોધ છે તે વીંછી છે, અને **અસત્ય** તથા જુઠાણું એ ઝેરી **સાપ** છે. આ નઠારાં જાનવરોને મારી નાખ્યા શિવાય સુખ દુઃખ, **જન્મ મરણ, શોક** સંતાપ, અને સંકટ વિપત્ત દૂર થતાં નથી.

જગત્ મિથ્યા અને માત્ર એક ખ્યાલ છે, સ્વપ્નું છે, ખોટો આભાસ છે; અને બ્રહ્મ જ સત્ય છે. પરમેશ્વર શિવાય **બીજું** કાંઈ **જ નથી.** આ સિદ્ધ વાત સમજાવવા સારૂ, તથા જ્ઞાન માર્ગે દોરી લઈ જઇ સુખ દુઃખને ફોકટનાં **સમજવા** સારૂ, જૂદાં જૂદાં ત્રણ વચનોથી ત્રણ પ્રકારના ઉપદેશ, લૌકિક વહેવારમાં એટલે કે **સંસારના** સબન્ધમાં આપણને આપવામાં આવે છે. તે જ પ્રમાણે અલૌકિક વહેવારમાં **એટલે** કે, ખુદાઇ જ્ઞાન આપવામાં પણ ત્રણ પ્રકારનાં બોધ વચન આપીને આ ભયંકર દુઃખી જન્મને આનંદમય અને શાન્તિભર્યો બનાવવાનો **છે.** પહેલું વચન **તે ભયાનક** વચન છે. આ વચન ભય આપનારા શબ્દો વડે કહેવાનું છે. ન્હાનું બાળક **મસ્તી** તુફાન કરતું હોય, રોયા કરતું હોય, ત્હેને શાન્ત પાડવાને સારૂ ત્હેની માતા ત્હેને ભય આપીને કહે કે; "ચૂપ રહે ! નહીં તો મંકોડાની કોઠીમાં ઘાલીશ ! જો પેલો બાહુ આવ્યો !" આ ભયાનક વચન કાંઇ સત્ય નથી હોતું; બાહુ જેવો કોઇ રાક્ષસ હોતો નથી, તેમ મંકોડાથી ભરેલી કોઠીએ હોતી **નથી;** તથાપિ બાળકને **શાન્ત** પાડવા થકી આવું ભયાનક વચન કહેવામાં આવે છે. આ પ્રમાણે આત્મજ્ઞાન મેળવી દુઃખના રગડામાંથી મુક્ત કરવા સારૂ ભયાનક વચનો શાસ્ત્રોમાં કહ્યાં છે કે; "તમારા મરનાર ધણી પાછળ જેટલાં આંસુ ત્હમે પાડશો, તથા જેટલી લીંટ અને જેટલાં બળખા નાંખશો, તેટલી મ્હોટી લીંટની તથા તેટલા મ્હોટા બળખાની નદી તમારા મરનાર ધણીને પસાર કરવી પડશે ! અને નર્કમાં તે હેરાન થશે !" ખરેખર કાંઈ લોહી કે પરૂની નદી હોતી નથી. નર્ક કિંવા દોજખ જેવું કોઇ સ્થાને નથી; તો પણ સંસાર મિથ્યા છે, અને વિવેક વડે માયાનો પડદો દૂર કરવાનો **હોવાથી મોતનું** પણ દુઃખ માનવાનું નથી, તેમ જ રડવા કૂટવાની કાંઇ જ જરૂર નથી, આ **રીતે આત્મજ્ઞાનમાં** અજ્ઞાન રહેલા પછાત જીવોને જ્ઞાનમાર્ગે દોરવવા સારૂ જ **આવાં ભય-વચન આપવામાં** આવે **છે.** બીજું **રૂચક** વચન છે. ન્હાનાં બાળકને **રૂચે** એવા શબ્દો **કહી** ત્હેને સારે માર્ગે મૂકવામાં આવે તે રૂચક-ઉપદેશ કહેવાય. **જેમકે;** એક **પિતા**

પોતાના ન્હાના દીકરાને કહે છે; "તું વ્હેલો વ્હેલો આંકના પારા મોઢે કરીશ. અને મા-ખા-છે ઉતાવળે શીખીશ તો હું ત્હને વહેલો વહેલો બેરીસ્ટર કરીશ!" ખરેખર કાંઈ માત્ર આંક ભણવાથી અને ફક્ત "મા-ખા-છે" શિખવાથી જ બેરીસ્ટર થવાતું નથી; તોપણ લૌકિક વહેવારમાં ઉત્તેજન આપવા સારૂ રૂચતું રૂચતું જવાન છોકરાને કહી વિદ્યા તરફ ત્હેને ખેંચવામાં આવે છે. આ રીતે અલૌકિક વહેવારમાં એક જિજ્ઞાસુને, એક ઇશ્વરી જ્ઞાનના તલબગારને રૂચતું રૂચતું પ્રથમ કહેવામાં આવે છે કે; "જો અડધી ઘડી તું ઇશ્વર ભક્તિ કરીશ, પા ઘડી જો તું પ્રભુનું સ્મરણ કરીશ, તો ત્હને પ્રભુ ભગવાનના તૂર્ત જ દર્શન થશે!" સાચી વાત એ છે કે, અર્ધી ઘડી ભજન ભક્તિ કીધાથી જ કાંઇ ભગવાનનાં તૂર્ત દર્શન થતાં નથી; અને પા ઘડી ખુદાનું નામ લીધાથી જ કાંઇ ખુદા મળતા નથી; પરન્તુ એ રીતે આત્મજ્ઞાનના ઉત્સુક જવાનને એ માર્ગે ખેંચવામાં આવે છે. હવે ત્રીજું વચન તે **યથાર્થ** વચન છે. **યથાર્થ** એટલે જેવું હોય તેવું સાચે સાચું જ કહી દઈ છેવટનું સમજાવવું. જેમ કે; એક ડાહ્યા પંડિત પોતાના દુઃખી શિષ્યને કહે કે; "જ્યારે દુઃખ પડે; પૃથ્વી ઉપર દુકાળ પડે, શરીરે પીડાય, માથે શત્રુની ભીતિ ગાજી રહી હોય, રાજ દરબારની આપત્તિ આવી લાગી હોય ત્યારે, અને સ્મશાન ભૂમિએ પણ જે સહાયભૂત થાય ત્હેને જ ખરો મિત્ર કહેવો." આજ પ્રમાણે આત્મજ્ઞાન વિષે, અલૌકિક વહેવારમાં સાચે સાચું જેવું હોય તેવું જ્ઞાન આપીને દુઃખમય સંસારમાંથી છુટા થવાને એક સદ્ગુરૂ બોધ દે કેઃ—"આ સંસારનો વૈરાગ્ય ધરીને, એટલે સંસાર ઉપર અરૂચી કરીને તું ત્હારી કાયા વડે કષ્ટિ ભોગવીને શુભ કર્મ કર. જૂઠો ત્યાગી ન થતાં માયાનો ખરેખરો ત્યાગ કરીને સાચો ત્યાગી થા. સ્વાર્થ ત્યજીને નિસ્વાર્થ કામ કરે તો ત્હને લગારે દુઃખ પડવાનું નથી. કાયા છે તે જ માયા છે; આ દેહ પંચ ભુતોનો બનેલો, ઉધઇના બનાવેલા રાફડા જેવો છે. સતસંગ થયા શિવાય, સદ્ગુરૂ સંતને ગુરૂ કર્યા શિવાય આત્મજ્ઞાન પૂરૂં તો મળવાનું નથી; અને સંપૂર્ણ જ્ઞાન થયા શિવાય દુઃખ અને સંતાપ મટવાનાં નથી. ઇશ્વરના સ્વરૂપને યથાર્થ સમજીને પૂર્ણ પ્રેમ લક્ષણાથી ઇશ્વરનું સ્મરણ કીધાથી મૃત્યુનો ભય ટાળી શકાય છે. **ऋते ज्ञानान्न मुक्तिः** એટલે આત્મજ્ઞાન વિના મુક્તિ મળવાની નથી." આવું આવું ચોકખું જ્ઞાન આપવું તે યથાર્થ જ્ઞાન.છે. એટલા માટે હે વિધવા બ્હેનો! તમારી વિધવાવસ્થા ઇશ્વર ચર્ચામાં ગાળશો તો તમને વૈધવ્યનું દુઃખ ઝાંઝવાનાં જળ જેવું મિથ્યા ભાસશે. રણોમાં દૂરથી પાણીના જળાશય જેવું આબેહુબ દીઠામાં આવતું દેખીને તરસાં પ્રાણીઓ અને પ્યાસા મુસાફરો ઉતાવળે ઉતાવળે પોતાની તરસ છિમાવી શાન્તિ મેળવવાને દોડે છે; પણ તે જળાશય તો દૂર ને દૂર જ ખાલી માત્ર દેખાયા જ કરે છે; કેમકે ત્યાં કાંઇ ખરેખરૂં પાણી હોતું જ નથી; જેથી અજ્ઞાન પ્રાણીઓ ત્યાં દોડી દોડીને જ મરે છે. તે જ પ્રમાણે તમ દુઃખી જીવો સુખની શોધમાં અધીરાં પડીને હાય હાય

કરીને દોડતાં ફરો છો તેથી કાંઇ તમારાં સંકટ વિકટ દૂર થવાનાં નથી. તમે ખાત્રીથી માનજો કે; ઇશ્વર, જીવ, અને સારી સૃષ્ટિ એ સૌ પરિપૂર્ણ પરમાત્માથી જ ભરપૂર ભરેલાં છે, તેના વિના બીજું કાંઇ છે જ નહીં, બધું જ પરમાત્માનું માત્ર સ્વરૂપ-રૂપ રૂપ માત્ર છે, ત્યારે તમે અને પરમાત્મા જૂદા કયાંથી આવ્યા ? માટે બસ તમારી હાલની પ્રાપ્ત સ્થિતિ સંતોષી આનંદમાં ભોગવો; કાંકે પ્રભુ આનંદમય છે.

જેહાં યાદગારસ્તો મા રફતની;
બ મર્દુમ ન માનદ બ જુઝ સુરદની.
મ ખાર્શીદ જાવીદ જુઝ શાદ શાદ;
કે મન જુઝ બ નેકી મ ગીરીદ યાદ.
હમે શાદ ખુરરમ, બ યઝદાં શવીદ;
ચુ રફતન બુઅદ શાદ ખંદાં શવીદ !

આ જગત્ તો જ્યાંનું ત્યાં સ્થિર રહેવાનું, અને આપણે તો ત્હેને ત્યજી દઇને ચાલ્યાં જ જવાનાં છિયે. મોત શિવાય કોઇનો છુટકારો થવાનો જ નથી. માટે જ્યાં સૂધી ત્હમો જીવો ત્યાં સૂધી મ્હોટું દિલ રાખજો; મ્હોટું મન કરીને આનંદમાં જ તમારો ભવ પસાર કરતાં રહેજો; અને મ્હને પણ શુભ ઇચ્છાથી જ યાદ કરતાં રહેજો. પરમેશ્વર જે પણ કાંઇ કરે તે ઉપર નચિંત રહી ખુશી ભર્યા રહેજો; અને તે માલિક જે સ્થિતિમાં રાખે તે સ્થિતિ ઉપર સંતોષ પકડજો. પછી જે વેળાએ તમારો પણ છેલ્લી સલામ કરવાનો વખત આવી પહોંચે તે વેળાએ આનંદ સ્વરૂપમાં રહીને હસી ખુશીથી વિદાયગીરી લેજો !

## ૬૧ મું દુઃખ નિવારણ.

**ખૂણે બેસીને ગમ પીઓ, જો ગગન દોહીને દૂધ પીઓ.**

"Believe me, upon the margin of celestial streams alone
those simples grow which cure the heart-ache"
"From the barred visor of Antiquity,
Reflected shines the eternal light of Truth,
As from a mirror !"—Longfellow.

**દુઃખ્યારી મ્હારી બ્હેનો !**



તમારાં મનની વેદના, દિલગીરી, હૃદય સંતાપ, મનોવ્યાધિ, વ્યથા, બળાપા, શોક, ઉદાસી, ચિન્તાજ્વર, હૃદયરોગ, મનોદુઃખ એ સર્વના ઓસડની વનસ્પતિ તો દિવ્ય અને સ્વર્ગીય ઝરાઓની પાળ ઉપર જ માત્ર ઉગે છે, એમ ખાત્રીથી માનજો. જેમ આરસામાંથી હરેક વસ્તુ આબેહુબ દેખવામાં આવે છે, તેમ છેક છેક જુના જમાનાના દિવ્ય દર્પણ-

માંથી અખંડ સત્યના અવિનાશી પ્રકાશના પ્રતિબિંબ ચળકે છે. તે પ્રકાશ, દિવ્ય પ્રકાશ, તે કોણ ? તે મહાન પ્રકાશ મહાન જ્ઞાનથી બનેલો સ્વયંપ્રકાશ, તે જ પ્રભુ, તે જ પરમેશ્વર, તે જ અહુરમઝદ, અનદીઠ અને અનાદી છે; ત્હેને જે ઓળખે તે સુખી અને જે નહીં ઓળખે તે દુ:ખી. પરમેશ્વરને ઓળખવાનો જ્યારે આવો કોઇ અલભ્ય લાભ અને ઇશ્વર પ્રાપ્તિ થવાનો સમય આવી લાગે ત્યારે માણસને પાશ્ચાત બુદ્ધિ ન થવી જોઇએ, છતાં પશ્ચમ બુધ્ધિ જ થાય છે. ઘણીવાર આપણે મ્હોટા માણસને જ પિછાનતાં નથી, જેથી પાછળથી પસ્તાવો થઇ આપણી હાનિ જ થાય છે. જેમ કે; શ્રી કૃષ્ણ ભગવાન તો વિષ્ણુ ભગવાનના જો કે સાક્ષાત અવતાર હતા, તોપણ યાદવ કુળના જ કુટુંબીઓએ તેઓ શ્રીને ઓળખ્યા નહીં, જેથી તેઓને વૈકુંઠ કહેતાં ગરોથમાન બહેસ્તની પ્રાપ્તિ નો'તી થઇ; અને દુ:ખી થયા. એટલા માટે જ કહ્યું છે કે;

ઇસ દુનિયામેં આય કે, સબસે મીલ્યે ધાય;
ના જાણે કોન ભેસમેં, નારાયણ સમાય.

ઉદ્ધવ અક્રૂર જેવા કેટલાકોએ તેઓ શ્રીને પિછાની પાડયાથી તેઓ મુક્તિ પામ્યા હતા.

પ્રાસ સમય બડ બસ્તુકો,
ગ્યાન ન તિહિ બડ હાનિ;
કૃષ્ણ બિષ્ણુ હે ષ્રષ્ણિ કુલ,
સબ જ્યોં શકે ન જાનિ.

આપણે પ્રથમ કહી ગયા, કે પિંડે તે બ્રહ્માંડે; એટલે આદમીનો દેહ છે તે જ સૃષ્ટિનું એક ન્હાનું રૂપ છે. તે જ અર્થે પેરેકિલસસનો સુક્ષ્મદર્શક વિશ્વ (Microcosm) નો સિધ્ધાંત છે. પ્રાચીન કાળના લોકો આમ જ માનતા હતા કે, જગત એ જીવતું પ્રાણી જ છે; સૂર્ય અને ચંદ્ર તે આ જગત્–પ્રાણીની આંખો છે; ધરતિ તેનું શરીર, ઈથર તે બુદ્ધિ, અને આકાશ ત્હેની પાંખો છે. આ અર્થે મનુષ્ય એ પણ ન્હાની (Miniature) પૃથ્વિ જ હોવાથી, પૃથ્વિ અને માનવીની ગતિ એક બીજા સાથે મળતી જ આવે છે. જો એકની ગતિ પરખાય તો બીજાની ગતિ પણ સહેલથી પરખી શકાય. આ ઉપરથી જ ગ્રહોની માણસોનાં સુખ દુ:ખ ઉપર થતી અસરોનું પ્રમાણ નક્કી થયું હતું, તેમ જ પૃથ્વિની ગતિ ઉપરથી માનવીનાં દુ:ખ દર્દ કે રોગ રાઇ સહેજે સમજવાનો દાવો કરવામાં આવ્યો હતો; અને અધિષ્ટાતા કહેતાં મવકકલ ગ્રહની શાંતિ કરવાથી સંતાપ અને સંકટ દૂર કરી માણસોને સુખી કરી શકાતાં માનવામાં આવતાં હતાં. આ રીતે જે પરમાત્મા એકલો જ, જે સત્ય, ત્હેને ન માનતાં ગ્રહ આદિને માની લઇને માયા ઠગણીથી સંતો તથા સાધુઓ શિવાય સૌ કોઈ ઠગાયા, અને જો કે પોતાના અંતરમાં અને આસપાસ એક જ

ઇશ્વર શક્તિ વિલસી રહી છે, તો પણ ત્હેની શોધમાં બીજી જ બાજુએ ભટકવા માંડયાથી જ્યારે તે ન જ મળ્યો, એટલે કે, જ્ઞાન ન થતાં અજ્ઞાનમાં જ ડુબી રહ્યાં, ત્યારે અને તેથી જ તમે બધાં સંતાપમાં પડયાં છો. સાહજીક રીતે બને છે કે; તમે તમારા ઓરડામાં હો છો, અને કોઈ બારણું અફાળી તમને સાદ આપે છે, અને ત્હમે સવાલ કરો છો કે; "કોણ છે?" તો ત્હેનો અણુચિંત્યો જવાબ આ જ મળે છે કે; **"કોઈ નહીં!"** બ્હેન તમે કયાં જાવ છો? તો એકાએક બોલાઇ જાય છે કે; **"કેઠે નહીં!"** ભાઇ એ શું થયું? તો ઓચિંતું બોલાઇ જાય છે કે; **"કાંઈ નહીં!"** કેમ આવ્યાં બેન? તો આપમેળે જ બોલાઇ જાય છે કે; **"સહેજ જ અમસ્થી જ આવી."** અને કયાંથી આવો છો? તો કહે; **"કેઠેથી નહીં."** એવા ઘણા જવાબો જે અનાયાસે આપણાથી દેવાઇ જાય છે, તે ખરા જ જવાબો અંદરથી અપાઇ જાય છે, આપણે કોઇ જ નથી, એમ આપોઆપ બોલાઇ જાય છે, અને પછી જ દુન્યવી અથવા લૌકિક વહેવારના ખુલાસા આપવા પડે છે. સાચી જ વાત છે કે, **પરમેશ્વર** શિવાય આપણે બીજાં કાંઈ જ નથી; મૃત્યુ પામીને પણ જે ખરાં **આપણે** તે કેઠે દૂર જતાં જ નથી; દુઃખ સુખ કાંઈ પણ આપણા ખરા હું ને થતું નથી; આ જગતમાં આપણે માયાને લીધે સહેજ જ અને અમસ્થાં જ આવ્યાં છિયે; અને આપણે કેઠેથી આવ્યાંએ નથી, ને કેઠે જવાનાંએ નથી. આ રીતે જ્યારે અલૌકિક દ્રષ્ટિએ તો કોઇ છે જ નહીં ત્યારે વિધવા શેની, ને વિધવાપણાના દુઃખ જ શેનાં? વળી સાધ્વી બનીને તે એકલા એક માલિક ખુદાને જોવાની અને તેનાં દર્શન લઇ ત્હેનામાં મળી જવાની ઇચ્છા કર્યા કરવી એ પણ તમને છેવટે તો કૌતુક જ જણાશે; કેમકે તે સાહેબ એકલો **એક** છે ખરો, પરન્તુ જૂદે જૂદે સ્વરૂપે તે **અનેક** બન્યો છે. નથી ત્હેનું કોઇ હદ બાંધેલું સ્થાન; નથી તે કોઇ એક જ સ્વરૂપનો, કે નથી તે જૂદો; અર્થાત, પ્રત્યેક વસ્તુમાં તે જ વિલસી રહ્યો છે, એક હતો ત્હેનો અનેક થયો છે, અને અનેક થઇને પણ જે **એક** રહ્યો છે, અને તે પણ પોતાના જ સંકલ્પ વડે છે, તો ત્હેને ઓળખો એટલે ત્હમને જ્ઞાન થયું કહેવાશે.

એક એક તુમ કીઆ કરો, કાં એકનકો બાસ;
એક અનેકમેં રમ રહ્યા, કા કરો એકકી આસ?

**મલકાઃ**—અમોને ઇશ્વરનું સ્વરૂપ શું? માયા શું? અને સૃષ્ટિ શું? તે સમજાવીને હમારાં દુઃખનું હવે છેવટનું જ સમાધાન કરો તો ઠીક કહેવાય મુનશીજી.

**મુનશીજીઃ**—માયા એટલે પુંજી, માયા એટલે દયા, માયા એટલે મમતા એવું કાંઈ તમે સમજશો જ મા. ખુદાતાલા એક છે, તે જ સર્વત્ર પ્રસરી રહેલો છે, જે કાંઇ કરે છે તે તે જ કરે છે, બીજું કોઇ ત્હેના શિવાય છે જ નહીં; આ સંસાર જૂઠો, આ જગત સ્વપ્ના જેવી, અને આ સૃષ્ટિ રચના માત્ર એક ખ્યાલ છે, કૌતુક

છે, આભાસ માત્ર છે, "હું" જેવું કોઇ નથી, એવું ચોક્કસ જાણવા છતાં, તેના ઉપર અમલ ન કરતાં આપણે વર્તણુક તો એવી રાખ્યે કે, સંસાર પણ સાચો છે, અને જગત્ પણ મિથ્યા નથી, તેનું નામ **માયા. અને એ માયા** જ તમારાં દુઃખનું કારણ છે. ત્હમે ગર્ભવાસી હતાં ત્યારે દુઃખોથી એવાં ગુંગળાયાં હતાં, કે ત્હમે એ **માયાને ભૂલી ગયાં, અને જમરાજા** જ્યારે તમારો જામીન થયો ત્યારે જ તમે છુટવા પામ્યાં; અને જેવાં છુટવા પામ્યાં તેવાં જ **માય** (માયા) ને પાછાં વળગ્યાથી તમે પાછાં ને પાછાં દુઃખમાં પડયાં છો; એ જ માયાનું સ્વરૂપ છે. અલ્લાતાલા કહો કે પ્રભુ ભગવાન કહો, તે તો માયાતિત એટલે માયાથી પર છે; ત્રિગુણી માયા જે નજરબંધી અથવા ગારૂડી વિદ્યા (Jugglery) એટલે માત્ર દ્રષ્ટિબંધન છે, તેનો લેપ કાંઇ પરમેશ્વરને લાગેલો નથી. પરમેશ્વર કાંઇ એ ઠગણી માયા (Deceit) થી અંજાયા નથી. તે તો જ્ઞાન અને ભાનવાળી એક મહાબળી શક્તિ છે, અને જ્ઞાન એ જ તેનું સ્વરૂપ છે. તે જ નિરાકાર છતાં આકારવાળી સૃષ્ટિ રચીને સાકાર રૂપે દેખાય છે. તે પોતે નિર્મળ અને આનંદરૂપ સત છે. આખી જગતથી ન્યારો પણ છે, અને ચૈતન્ય સ્વરૂપે સર્વમાં ભળેલો પણ છે. પોતે અકર્તા હોવા છતાં પોતાની ગતિથી સર્વ કાંઈ કરી રહ્યો છે. જ્યારે માણસ પોતાને "હું" કહેતો બંધ પડે ત્યારે જ તેના ઉપર સુખના વાયુ વાય છે, અને જ્યાં સુધી **મેં-મેં**; તથા **મ્હારૂં-મ્હારૂં** કરતો જ રહે છે ત્યાં સુધી ત્હેના ઉપર દુઃખના ઘા પડતા રહે છે.

મેનાને મેં-ના કહી, જબ મૂલ ભયો દસ બીશ;
બકરીને મેં-મેં કહી, તબ તુર્ત કટાયો શીશ.

**મેના**એ મેં-નહીં (મે-ના) એવું નામ રાખ્યું, જેથી ત્હેની દશ વીશ રૂપિયા કિમ્મત થાય છે, અને સોનાના પાંજરામાં સુખ ભોગવે છે. પરન્તુ **બકરી** તો જ્યારે સારો દહાડો મેં-મેં કરીને આરડયા જ કરે છે ત્યારે સવારના પહોરમાં કસાઇ ત્હેનું ગળુ તુર્ત જ કાપી નાખી તેને મરણના સંકટમાં નાંખે છે. તે જ પ્રમાણે,

મારૂં મારૂં કરીને રે મનખો હારિયો રે,
ચડી ગયું સંચિત ક્રિયમાણ વ્યાજ;
હટવાડામાં રે સર્વે વસ્તુ હારિયો રે,
જ્ઞાન વિના સરિયું ન એકે કાજ.

મ્હારૂં-મ્હારૂં કરીને, **અખો કહે તેમ**, માનવી મરી ગયો ત્યાં સુધી તેનાથી આંગલાં એકઠાં થએલાં તથા ચાલુ જન્મનાં મુદ્દલ કર્મના કરજ નહીં જ ફેડાયાં, પણ ત્હેનું વ્યાજ પણ ભરી શકાયું નહીં; અને આ ભવસાગરના હાટવાડામાં બધી વસ્તુ ગુમાવી બેઠો, તથાપિ જ્ઞાન નહીં મેળવ્યાથી ત્હેનું તો એકે કામ સધર્યું નહીં. જ્યારે કે, તુંબડાની પેઠે માંહેથી હુંપણાનો બધો ગર સુકવી નાંખી "હે

ખુદા ! તું-બડો" એવું તુંબડાએ પોતાનું નામ રાખ્યું, અને અસલનું ખોટું નામ ત્યજી દીધું ત્યારે તે પણ તરી ગયો, અને ત્હેને લઇને જેઓ સાગરમાં પેઠાં તેઓ પણ તરી ગયાં. **તું**બડો માંહેથી મરે, જે લઇ પેશે તે તરે. ટુંકમાં કહો તો દુઃખનો અટકાવ પરમેશ્વરને ઓળખવાથી જ થાય છે; માટે જે બ્હેનોએ વૈધવ્યનાં સંકટોથી છુટવું હોય તેમણે સર્વદા પરમેશ્વર રૂપ થવાની કોશીશો કરવી જોઇએ. સુખથી સંપૂર્ણ અને આનંદથી ભરપૂર તે જ સાહેબ છે; માટે સુખ પ્રાપ્ત કરવાને તો માણસે ત્હેના જેવાં થઇને રહેવું જોઇએ. આમ કહેવાય છે કે, ઇનશાન ઉપર **એક** જ દુઃખ હોય છે તે તો **શયતાન** તરફનું હોય છે, અને જો **અનેક** દુઃખો હોય તો તે પરમેશ્વર તરફની કસોટી હોય છે. એ કહેવતનો ગુહ્યાર્થ **એ છે કે;** ખરેખરૂં **એક** દુઃખ, **પહેલી** મુશ્કેલી, અને સંકટની **શરૂઆત** એ તો આપણા અશુભ નઠારા શેતાનરૂપી **વિચારમાંથી** ઉત્પન્ન થાય છે, અને ઇશ્વરી કાયદા પ્રમાણે **એક** ભૂંડી વાસના તથા **એક** મુશકેલી **અનેક** મુશીબતોની વૃદ્ધિ કરે છે. એટલા માટે સુખ દુઃખનો ઉત્પન્ન કરનાર શયતાને નથી, અને ખુદાએ નથી; એ સુખ દુઃખનું ઉત્પન્ન કરનાર મનુષ્ય પોતે છે; અને મનુષ્ય એટલે **મન** જ સમજવું. ત્રિગુણી આદ્ય-માયા, જે ઇચ્છા શક્તિ, તેણે આ સૃષ્ટિ અને તેની સુખ દુઃખની કહેતાં બેહેસ્ત દોજખ, સ્વર્ગ નર્ક, અને જેહાનમ જીન્નત તથા હેલ હેવનની સારી માઠી સ્થિતિ સમજવા સારૂ, રજોગુણ-તમોગુણ-અને સત્વગુણના મ્હોટા દેવો ઉત્પન્ન કર્યા; જે ઉપરથી **બ્રહ્મા, શીવ,** અને **વિષ્ણુ**ની ઉત્પત્તિ પણ થઇ. આ જગત્ અને આ સંસાર સત્વગુણે એટલે **બ્રહ્મા**એ રચ્યો, રજોગુણે એટલે **વિષ્ણુ**એ તેનું રક્ષણ કર્યું, અને તમોગુણે એટલે **શીવે** તે સમાપ્ત કર્યું; જેને આપણે ભૂલથી સંહાર અથવા નાશ કર્યો કહીએ છિયે. એ ત્રણે દેવો પણ મનુષ્યની **વિચાર** શક્તિમાંથી જ ઉત્પન્ન થએલા છે, ધણી તો જુદો જ છે. તમ વિધવાઓ કાંઇ ખરેખર ધણી વગરની થઇ નથી. ચૈતન્ય વસ્તુ જે આત્મા, અને જડ વસ્તુ જે માયા, એ બેનાં લગ્ન થયાં છે; **માયા** તે સ્ત્રી જાતિ અને ચૈતન્ય તે પુરૂષ જાતિ સમજવામાં આવી છે. માયા મરી જાય તો ચૈતન્ય કાંઇ રંડાતું નથી; અને ચૈતન્ય તો કદિ મરતું જ નથી, એટલે માયાને રંડાપો સંભવતો જ નથી. ત્યારે આપણી વિધવાઓ ખરેખર તો રંડાતી જ નથી. કેમકે તેમને માથે ચૈતન્યાત્મા ધણી પરમેશ્વર તો સદા કાળ જીવતો જ છે, માટે રંડાપો તો સંભવતો નથી. દ્રષ્ટિ વડે જેટલું દેખવામાં આવે છે તેટલું માયા છે. એટલા માટે, એકવાર મરવા પહેલાં તમ વિધવાઓએ, બ્રહ્મજ્ઞાન મેળવવાનો આ મોકો અને આ હાથ આવેલી વિધવાવસ્થાની તક, રડી બળીને અજ્ઞાનપણે ગુમાવવા કરતાં, આ જગત્, આ સંસાર અને આ ખેલ સર્વ ખોટો સમજી, ખરો તો એકલો પરમેશ્વર જ છે એવું જ્ઞાન અવશ્ય કરીને મેળવી લેવું જોઇએ. જો આ ખ્યાલ તમને મરતી વેળાએ પણ ન આવતાં બીજી કોઇ પણ જડ વસ્તુમાં જો તમારી વાસના

ભરાઈ રહેશે, અને તમારો જીવ તેવી વસ્તુમાં જ જો ભરાઈને લાગી રહેલો હશે, તો તે વસ્તુમાં જ તે તમારો જીવ અથડાયા અને અટવાયા કરશે. જ્યારે જાગૃતાવસ્થામાં જે કાંઈ બનાવ તમે દીઠાં કરતાં હશો, અને જે કાંઇ સાંભળ્યા કે સ્પર્શ કર્યાં કરતાં હશો, કિંવા જે બનાવ વીશે વિચાર આચાર કર્યા કરતાં હશો ત્યારે ત્હેના જે સંસ્કારની જેવી છાપ તમારાં મન ઉપર પડી હશે, તેવા જ તમને સમણાં પણ આવશે. તેવી જ રીતે જીવતી જીંદગીમાં જો તમે હાય હાય કરી બળાપો ઝુરાપો કર્યા કરશો તો તેવા જ સ્વપ્નાવત જન્મો ફરી ફરીને તમને લેવા પડશે, અને **વિધવાપણાના** ભૂંડા સંસ્કારોની છાપ તમારા **મનના ગોટા** ઉપર પડી રહેલી હોવાથી ફરી ફરીને વિધવા-જન્મ તમે લેયાં કરશો.



## ૬૨ મું દુઃખ નિવારણ.



### છોટી જીહાદમાં ફતેહ મેળવો, મોટી જીહાદમાં રજુ રહી.

શ્રી કૃષ્ણે ગીતામાં કહ્યું છે કેઃ—

यो यो यां यां तेनुं भक्तः श्रद् या चिंतु मइच्छति ।
तस्य तस्य चलां श्रद्धा तामेव विद् धाम्य हम ॥



જે કોઇ નર-ભગત્ કિંવા નારી-ભકત્ મ્હારાં કોઈ પણ સ્વરૂપને ઉપાસવાને ઝઝુમી રહે છે, તે ભક્તની તે સ્વરૂપ ઉપરની ઇચ્છા-શ્રદ્ધા હું દ્રઢ કરીને તૃપ્ત કરૂં છું. જુઓ કે, **જનક** વિદેહી રાજા પાસે જ્યારે **શુકદેવજી** બ્રહ્મજ્ઞાન લેવાને ગયા હતા ત્યારે જનક તો સૈયામાં સુતેલા હતા; અને તે વેળાએ તેમનો ડાબો હાથ પોતાની સ્ત્રીના સ્તન ઉપર પડેલો હતો, અને **જમણો હાથ** તો પાસે **પડેલી** ધગધગતા અંગારાની સગડી ઉપર પડેલો હતો. આ અલંકાર ઉપરથી સર્વ સ્ત્રી પુરૂષે સમજી લેવું જોઇએ કે, માટી બૈયર બન્નેએ આ સંસારમાં સ્ત્રી રૂપી જે **માયા** તેના ઉપર તો ડાબો જ હાથ રાખીને ત્હેને હલકી સમજીને વર્તવું; અને અગ્નિરૂપી જે માયા વિનાનો **ચૈતન્ય** આત્મા તેને જ મુખ્ય સમજીને ત્હેના ઉપર તો જમણો જ હાથ રાખવો. એક જીવ જે હલકી વૃત્તિનો છે તેને જ ઘર સંસારમાં રહેવા દઇ જે જીવ ઉચ્ચ વૃત્તિનો **છે ત્હેને** આત્મિક કહેતાં મીનોઇ દુનિયામાં દ્રઢ કરવો. અર્થાત; હજારો ઉપાધિમાંથી જે ઉપાધિ આપણને બહુ પ્રિય હોય છે તે ઉપાધિ તરફ જ સારો દહાડો ને રાત જેમ આપણો જીવ લાગી રહે છે, અને મૂખ્ય કામ જેમ આપણે ત્હેને જ ગણી

ત્હેના પ્રત્યે જેમ વધારે વખત રોકયે છીએ, અને બીજી અણગમતી વાતો ઉપર આપણે થોડું જ ચિત્ત ચોંટાડયે છીએ, તેમ જ્યારે આપણી વૃત્તિ એવી થશે કે, ઘરકામ તથા સંસાર વહેવારમાં થોડું ચિત્ત, અને બ્રહ્મજ્ઞાનમાં ઘણું ચિત્ત, ત્યારે સંસારનાં સુખ દુઃખ ઓછાં લાગશે, આત્મિક સુખ તરફ વૃત્તિ વધારે જશે; અને અસાર જેવો જે સંસાર, તેમાં પણ સ્વર્ગના જેવું સુખ જણાશે.

**शोक हर्ष भय क्रोध लोभ मोह स्पृहादयः ।**
**अहंकारस्य दृश्यंते जन्म मृत्युश्च नात्मनः ॥**

દુઃખી થઇ થઇને શોક કર્યા કરવો, હર્ષથી પ્રફુલ્લિત થઇને હસતાં રહેવું, ભય પામીને ડરતાં રહેવું, ગુસ્સો ચઢાવીને ખિન્ન થવું, લોભ કરીને છિન્ન ભિન્ન થવું, મોહ પામીને માયાવશ રહેવું, દ્વેષ કે અદેખાઈની ઈચ્છાથી સુકાયા કરવું, જન્મની ખુશાલી અને મરણની દિલગીરીથી સુખ દુઃખ પામવાં, એ સૌ તમે **"હું ભોગવું છું, હું વેઠું છું, અને હું કરૂં છું"** એવા અહંકારને લઇને જ ભોગવો છો; આત્મામાં તેવું કાંઇ જ નથી. જેનો આત્મા સમાધિ અવસ્થામાં પડયો પડયો **अहंब्रह्मास्मि** એટલે હું તે તો હું **બ્રહ્મ** છું, અને **तत्त्वमसि** એટલે **તે તું જ છે,** એમ કહેનારાનો અહંકાર કહેતાં "હુંકાર" જ્યારે જતો રહ્યો ત્યારે તેનાં દુઃખો પણ જતાં જ રહે; પરન્તુ જાગૃતમાં રહી અવિદ્યાથી હુંકાર કરનારને તો થોડો વાર સુખ ને ઘણો વખત દુઃખ, એમ વારાફરતી આવ્યા જ કરે છે. સાંભળો. જ્યારે આ દુનિયા અને આખી સૃષ્ટિ જેવું કાંઇ હતું જ નહીં ત્યારે બધું સુન્યકાર જેવું જ હતું, અને તે વેળાએ પણ નિરંજન નિરાકાર રૂપે સઘળે બસ પરમેશ્વરનો પ્રકાશ જ હતો; પછી "હૂ" એવો અવાજ નિકળ્યો, જે સર્વદા કાયમ રહ્યો છે. સૃષ્ટિ ઉત્પન્ન થવા પહેલાં અવાજ જેવું કાંઇ ન હતું, અને તે અવાજ સૃષ્ટિમાં ॐ એવો એકાએક નિકળ્યો, પછી તે અવાજનાં પડ બંધાઇને **વિચાર** ઉત્પન્ન થયો, અને પછી વિચાર અને અવાજનાં પડ ઉપર પડ ચઢવાથી **આકાર** પેદા થયો. પરમાત્માની કલ્પના માત્રથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ, અને તે સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં ત્હેના નિયમો પણ પરમેશ્વરના સંકલ્પથી જ યોજાયા. પિતાએ ખાધેલા ખોરાકનું પરિણામ તે વીર્ય થયું, અને માતાએ ખાધેલા ખોરાકમાંથી લોહી ઉત્પન્ન થયું; જેથી કરીને પાંચ મહાભૂતો અને તે પાંચ મહાભૂતોમાંથી બીજાં પચીસ તત્વો થયાં, જેથી તમારો આ દેહ બંધાયો. પરન્તુ એ જડ દેહથી આત્મા નિરાળો રહ્યો, અને ત્હેને આ દેહ સાથે લેવા દેવા રહી નહીં. દેહ એ પણ નામ દેવાને ખાતર છે, બાકી એ પણ માત્ર કલ્પના જ છે. કોશેટાનો કીડો જેમ કોશેટો તૈયાર કરીને અંદર ભરાઇ રહ્યો છે, તેમ આત્મા પોતે જ દેહ બનાવીને માંહે રહેલો છે. માટે દેહ ધારણ કીધાથી ઉચ્ચ આત્માને ત્હેનો પાસ લાગવો ન જ જોઇએ. દાખલા તરીકે, **વ્યાસ મુનિ જેવો**

મહા આત્મા વિસરાટથી ગંધ મારતી **મચ્છગંધા** નામની કુંવારી માછણના દેહમાં રહી જન્મ પામ્યો હતો, પણ તે ઉચ્ચ આત્માને કાંઇ ગંધાતી દેહનો લેપ લાગ્યો નો'તો. **શુકદેવજી** જેવો મહાત્મા, કહે છે કે, પોપટીને પેટે અવતર્યો હતો, પણ તેને કાંઈ પોપટ-દેહનો પાસ લાગ્યો ન હતો. **માંડવ્ય** રૂષિ મેંડકી કહેતાં દેડકીના ગંદીલા દેહમાંથી નિકળ્યા હતા, પરન્તુ કમળ કુલને જેમ સારો કાળ પાણીમાં રહેવા છતાં પાણીના દેહનો પાસ લાગતો નથી, તેમ આ ઉચ્ચ આત્માને દેડકી-દેહનો પાસ લાગ્યો નથી. **નારદજી** હલકામાં હલકી દાસીના દેહમાં ગર્ભ તરીકે રહ્યા છતાં તે આત્મા ઉચ્ચ હોવાથી મૂનિ કહેવાયા. **સજનો** ભગત એક નીચ કસાઇ માતાના દેહમાંથી ઉત્પન્ન થયો, તે બ્રહ્મજ્ઞાન વડે પુજાઇ ગયો. **રામાયણ** જેવાં અમુલ્ય પુસ્તકના રચનાર **વાલ્મિક** રૂષિ એક ભીલની દર્ભથી બાંધેલી ઝુંપડીમાં ભીલડીને પેટે અવતરવાથી તેઓ દર્ભમાંથી ઉત્પન્ન થયા કહેવાય છે, તેઓને ભીલડી માતા કે ભીલ પિતાના દેહનો પાસ નો'તો લાગ્યો; કેમકે મહા આત્મા તો સર્વદા પવિત્ર જ હોય છે. **વશિષ્ટજી** જેવા મહારૂષિ તો વેશિયા-પુત્ર કહેવાયા; કેમકે તેઓએ ગુણિકાના દેહમાં દેહ ધારણ કર્યો હતો, પણ આત્મા તો ઉત્તમ કોટિનો હતો. **એકલશ્રૃંગી** રૂષિ હરણીના દેહમાં દેહ ધારણ કરતે સટે અંતર્જ્ઞાની થઇ ગયા. મહાત્મા સુતપુરાણી એવાં બીજથી અને એવાં પાત્રથી પેદા થયા, કે તે **વર્ણસંકર** કહેવાયા; કાંકે તેમના પિતા વૈશ્ય જ્ઞાતિના હતા અને માતા ક્ષત્રી કુળની હતી; પરન્તુ તેમનો આત્મા પ્રફુલ્લિત જણાયાથી **વ્યાસજી**એ તેઓને પોતાના શિષ્ય કર્યા હતા. **બ્રહ્મા** કમળ કુલના દેહથી પ્રાપ્ત થયા, અને પરમાત્માની ઇચ્છાથી તેઓ સર્વમાં શ્રેષ્ટ ગણાયા.

હે વિધવા બહેનો ! આ ઉપરથી સાર એ જ ખેંચીને સબુરી ધરજો, કે તમારા આ દુઃખી દર્દી દેહ સાથે તમારા સ્વચ્છ આત્માને કશું કામ નથી. દેહના દંડ ને દેહનાં દુઃખ તો દેહને જ ભારી; તે તો તે જ ભોગવે; પરન્તુ આ દેહનાં દુઃખ એ જ આત્માને ઓળખવાનો ચરમો છે. અહંકારને હેઠળ નાખનાર તે દુઃખ. નીતિ ધર્મમાં પ્રેરનાર તે દુઃખ. સૌ જીવો સાથે હળીમળીને ચલાવનાર તે દુઃખ. વહેમો અને ખ્યાલોને દૂર રાખનાર તે દુઃખ. નાસ્તિક કરનાર તે પણ દુઃખ, અને આસ્તિક બનાવનાર તે પણ દુઃખ જ છે; માટે તમારા ધણીનું પાંખડું પકડીને લઇ જનાર, તથા તમારો ચોટલો પકડીને જે દહાડે તે દહાડે તમને પણ ખેંચી લઇ જનાર **મોત** આવીને ઉભું રહે તે પહેલાં તમે આત્માને ઓળખી લો; તકલીદી સુખ માટે તળશી નહીં રહો. વૈભવ વિલાસ ને એશ આરામથી તો ઉલટાં તમે અભિમાની, અહંકારી અને અજ્ઞાન રહી જશો. વિપત્તિ અને મુશકેલીઓથી જ તમારામાં માણ-સાઇ આવશે, અને બ્રહ્મજ્ઞાન મેળવવાની જિજ્ઞાસા થવે સંસાર ઉપરથી તમારૂં દિલ ઉઠી જશે. ઇંગ્લંડ અને ફ્રાન્સની રાજગાદી ઉપર જે રાણીઓ અને રાજાઓ દુષ્ટ

કર્મો કરીને લોકો ઉપર જુલ્મ ગુજારી ગયાં, જે રાજા રાણીઓ રોમ અને ગ્રીસના તખ્ત ઉપર અમન ચમન કરી રૈયતને દુભવી ગયાં, તેઓ જો તમારી પેઠે ગરીબી, અને સંતાપવાળા સંસારમાં દુઃખી જન્મ ધારણ કરતે તો સાચું સુખી તથા પોતાને અને બીજાંને ઉપયોગી એવું જીવન ગાળી અંતે બ્રહ્મજ્ઞાનની તલબ કરીને ચાલ્યાં ગયાં હોત. બેહદ દુઃખોના પ્રસંગો પર તમને વિચાર આવતો હશે કે, પ્રભુએ આવી ઠગારી દુઃખમય જગત્ કાં રચી હશે! શું સુખ શાન્તિવાળી સુંદર સૃષ્ટિ રચનાનો સંકલ્પ કરવાનું પરમાત્માને નહીં સુઝ્યું હશે! ત્યારે તો હું તમને કહું છું કે; તમે લગાર એકાંતમાં બેસીને તમોને મન ગમતી દુનિયાં રચવાની કલ્પના કરી જૂઓ; નવેસર નવી જ સુખી સુખ્યારી દુનિયાં ઉત્પન્ન કરવાની કલ્પના કરી જૂઓ; આખરે તમને જણાશે કે, આમ કરવા જતાં તો તેમ થઇ જાય છે, અને સવળું કરવા જતાં તો અવળું થઇ જાય છે; અને છેવટે તો જે બાંધણી પરમેશ્વરે બાંધી છે તે જ સત્ય છે, રાસ્ત વ દરૂસ્ત છે, એવા જ નિર્ણય ઉપર તમે આવશો. માટે

સંકલ્પ વિકલ્પ રોગ નિવારો,<br>
શુદ્ધ નિરંતર મૂળ વિચારો;<br>
ભવસાગરનો આવ્યો આરો,<br>
તો જોખમ ભાગે જીવનું રે!



## ૬૩ મું દુઃખ નિવારણ.

### જૂઓને વિચારી રે, વ્હાલો નથી વેગળો રે જી!



જીવ, ઈશ્વર, અને માયાથી આ જગત્ બન્યું છે, અને બાકી જે જે કથાઓ શાસ્ત્રકારોએ કહી છે, તે બધી તો અલંકાર રૂપે અજ્ઞાની જીવોને સમજાવવા ખાતર જ કહી છે; બ્રહ્મ વિના બીજું કાંઇ છે જ નહીં. મનનો બંધાયલો વાસનાનો ગોટો જન્મો જન્મ ધારણ કરે છે, અને છેવટે તો તે જીવનો વાસના દેહ, કારણ દેહ, સ્થુળ દેહ અને સૂક્ષ્મ દેહ સૌ નાશ પામવાના; અંતે તો એકલો પરમાત્મા પોતાની લીલા કરતો સત–ચિત્ત–અને આનંદમાં અખંડાનંદ ચિરંજીવી અક્ષયી રહેવાનો. વળી ઇશ્વરને તમે પરમેશ્વર નહીં સમજશો; ઇશ્વરથી જે પર તે જ પરમેશ્વર છે, અને ઇશ્વર એટલે તો પરમેશ્વરની મહાન દિવ્ય દેવ–શક્તિ છે. જગતમાં પ્રસરેલી દિવ્ય મહાન શક્તિ જે દેવ અથવા ઇશ છે, અને તે ઇશના ધણી યાને વર તે ઇશ્વર કહેવાય છે, અને તે

ઇશ્વરથી પણ જે શ્રેષ્ઠ છે તે પરમ-ઈશ્વર, પરમ-આત્મા મ્હોટામાં મ્હોટા છે. આ લક્ષણ સમજવાને સારૂ ઔલ્યા કાયમદીન સાહેબે નૂરે રૌશનમાં કહ્યું છે કેઃ—

ઐન ગૈનકી સુરત હે એક,
નુકતે અંદર દુઇ દેખ.
દેખ એ મિસાલ અબ્દ મઅબુદ,
પિછાન ખુદીકો દુઇ હય જાન.
જાનો સહી કર જો આપા ગયા,
બાકી ઇસમેં કૌન રહા ?
રહા આપો આપ અન રહેમાન,
કહે કાયમદીન નુકતા ભાન.
ખુદીકો હાજર બુજે જો,
કહા હદીસમેં કાફ્રર સો.
કાફ્રર જો ખુદ ખુદા કહેલાય,
સાહેબકે ગજબમેં રાના જાય.
દેખે બીન આપ ખુદા કહે,
કેહ કાયમદીન વોહ શેતાન હયે.

ફારશી તથા અરબ્બી ભાષામાં ع અને غ (ઐન અને ગૈન) નામના બે અક્ષરો આબહુબ એક જ સુરત એટલે આકારના આવે છે. ઐન તે **એક** અલ્લાતાલા છે, અને ગૈન તે **માયા** છેઃ કેમકે જે ઐન **એક** હતો તેમાં માથે એક મિંડું (નુકતું) વધવાથી **બે** જૂદા જૂદા દેખાયા. એ જ પ્રમાણે **મઅબુદ** એટલે એકલો એક પેદાનો કરનારો અલ્લા પાક હતો, તેણે પોતાની જ સુરતનો શબ્દ એટલે **બંદો** પેદા કર્યાથી **બે** થયા. એમાંથી **આપ** પોતે ચાલ્યા ગયા તો બાકી કોણ રહ્યું ? અર્થાત્, ગૈનને માથેનું નુકતું જતું રહે તો એક નામ અલ્લા ઐન રહી જાય, અને ગૈનમાંથી ઐન નિકળી જાય તો ખાલી ખોખું એટલે માત્ર મિંડું રહી જાય. ભાવાર્થ કે; બંદાના ખોળિયાંમાંથી ત્હેની અંદર વસનારો જે પેદાનો કરનારો તે જ ચાલ્યો જાય તો માત્ર ખાલી મૃત દેહ એકલું રહી જાય; અને વગર અર્થનું નુકતાં રૂપ ખોળિયું પડી રહે. એટલા માટે જેઓ પોતાને "હું-હું" કહેતા અને કરતા હોય તેઓ ખુદીને પકડી રાખનારા કાફરો છે. એવા કાફરો જો બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા શિવાય પોતાને **ખુદા** કહેવડાવે તો તેમના ઉપર શ્રાપ **પડે** છે. સમજ્યા વગર જે કોઇ પોતાને ખુદા કહે છે તે તો **શયતાન છે**, જેના ઉપર કુદ્રતી ગજબ ગુજરે છે.

**મનીબાઇઃ**—હે ગુરૂજી ! જ્યારે પરમેશ્વર જ હમો વિધવાઓના શરીરમાં **વસે છે**, તો પછી કોઇ વિધવા સુખી તો કોઇ વિધવા દુઃખી કેમ ? કોઇ વિષયી અને

અનીતિમાન તો કોઈ વ્યાધિવાળી અને દર્દી કાં ? સોળે કળાએ સંપૂર્ણ પરમાત્મા આવો દુર્ગુણી, અધુરો, અને અપૂર્ણ તથા ખંડિત કાં હશે ? તે તો સર્વ દેહમાં એક સરખો જ હોવો જોઇએ. નીતિ અનીતિ પણ તે જ કરાવે છે, તો પછી કર્મ કેવું ?

**ગુરૂજીઃ**—હા બ્હેન; તું અને ત્હારાં વિધવા-મંડળની સર્વ વિધવાઓ તો શુદ્ધ આત્મા જ છો; તે આત્માની પ્રકૃતિ કાંઇ નબળાં નામથી કે નબળાં કામથી નબળી થતી નથી. ત્હારૂં **મનીબાઈ** નામ છે, અને ત્હને ઘર સંસારની ઉપાધિ છે; ત્હારો દેહ દુઃખી છે, તે દેહ, તે ઉપાધિ, તે સંસાર, અને તે નામ એ કાંઇ ખરેખરા પદાર્થ નથી, એ સૌ માત્ર કલ્પિત છે. તું **પોતે** કાંઇ આ દેહ નથી; દેહના વિકાર દેહ ભોગવ્યા કરશે; તો ત્હારે **પોતે** શા માટે દુઃખ માની લેવું આ ! ખોરાક પાણી મળવાથી ત્હારો દેહ ઓછો વત્તો થશે, કાંઇ અંદરના આત્માનો પ્રકાશ વધઘટ થવાનો નથી. હડસેલા અને હાડમારીથી ત્હારા અંદરના **ધણીને** કાંઇ દુઃખ થવાનું નથી. ત્હારૂં કામ તો જે **તું** અંદર રહેલી છે ત્હેને આનંદે રહેવાનું છે, ત્હારા તે તું ને ઓળખવાનું જ ત્હારે તો બાકી કામ રહેલું છે, અને ત્હેને એકવાર તેં પિછાની લીધો, એટલે આ જડ સંસારનો **તું** ત્યાગ કરીને ત્હારા સાચા **તું** સાથે તું અખ્ખઈ સુખ ભોગવીશ. મૂર્ખ વિધવાઓ જ સંસારી વિધવાપણાના દુઃખો દૂર કરીને માયાવી સુખોની શોધમાં ખાલી ભટકવાનું કરે છે. તું તો ચળિત સુખોને નિવારી અચળિત અને સ્થાઇ સુખ મેળવી લે. બ્હેનો ! ત્હમે સુખી જીવન ગાળો એ જ તમારૂં પુન્ય છે, અને દુઃખી જીવન ગાળો એ જ તમારૂં પાપ છે. દરેક જીવે, એટલા માટે જ, એક સાચા સંતને સદગુરૂ કરવો જોઇએ અને ત્હેનાથી બ્રહ્મજ્ઞાન જાણી લેવું જોઇએ. ગુરૂ શિવાય ત્હમે માર્ગે લાગશો જ નહિં. એટલા સારૂ

પડા રહો દરબારમેં, ધણીકા ધોકા ખાવ;
એક દિન ઐસો આયગો, આપ હી ધણી હો જાવ.

અહિંઆં ત્રણ અર્થ સમજવાના છે. ૧ લું તો એ, કે એક સ્ત્રીએ પોતાના ધણીના ધાસા ધોકા ખાઇ ખાઇને પણ પોતાના ધણીના ઘરમાંથી પગ બ્હાર કાઢવો જ નહીં; વિધવા થવા છતાં સાસરા ઘરને પકડી જ રાખવું; પછી એક દહાડો એવો આવશે, કે ઘર ધણિયાણી જ ઘરની માલિક થઈ પડશે. ૨ જો અર્થ એ કે, ગુરૂના સ્થાને ગમે એટલા ધક્કા ધોકા ખાવા પડે તોપણ સદ્ગુરૂનું મકાન છોડવું જ નહીં; એક દિન એવો આવશે, કે તમે પોતે જ ગુરૂ થઈ શકશો. ૩ જો ગુહ્યાર્થ એ છે કે; ધણી પરમેશ્વરને પ્રથમ તો કર્મકાંડ અને સેવા ચાકરી કરીને રાજી રાજી રાખવા, પછી ભક્તિ કરીને ભાવ વધારવો, અને છેવટે બ્રહ્મજ્ઞાન મેળવતાં ગમે એટલા ધોકા ખાવા પડે તો ખાવા. પછી એક દિવસ એવો આવશે, કે તમે પોતે જ ઈશ્વર-રૂપ થઇ જશો, અને કર્મકાંડ કે ભક્તિ પણ કરવાની તમને જરૂર રહેશે નહીં. ગમે

તો અવળા વિચાર અને ખોટી ખોટી કલ્પના કરો, પણુ તે **તમે જાતે પોતે કરો.** જેમ ઓકના ઝાડ **પોતાની માંહેલી શક્તિથી** વૃદ્ધિ પામીને વધે છે અને મ્હોટાં થાય છે, તેમ જ તમારી બુધ્ધિ પણ વૃદ્ધિ પામવી જોઇએ. ધીમે ધીમે આ બધું જે કાંઇ કહ્યું છે તે પાચન કરજો; પણ કામ સંગીન કરજો; સુખ દુઃખને ખંખેરી નાખવાનો વિચાર તથા કલ્પના કરવાની ટેવ પાડજો; એમ કરતે કરતે તમારી વૃધ્ધિ વહેલી થશે; અને પછી મંદીર, મસજીદ કે કેબલાની પણ તમને જરૂર રહેશે નહીં. ગુરૂ કરો તો પાષાણુ એટલે પથ્થરના જેવો નહીં કરશો; એવો ગુરૂ પોતે તરી શકતો નથી, તેમ જેઓ ત્હેને વળગ્યાં હશે તેમને પણ તે ડુબાડશે. તેમ જ પત્ર એટલે પાંદડાં જેવો પણ ગુરૂ કરશો નાઃ કેમકે પાંદડું પાણીમાં તરે છે ખરૂં, પરંતુ જે કોઇ ત્હેને વળગ્યું હોય તેને સાથે લઇને ડુબે છે, અને પોતાને વળગેલાંને છેક નીચે લઈ જઇને બુડાવી મારી પોતે તો પાછું ઉપર તરી આવે છે. પરન્તુ ગુરૂ કરો તો કાષ્ટ કહેતાં લાકડાં જેવો કરજો. લાકડું તો પોતે પણ તરે છે ને ત્હેને જે કોઇ વળગ્યું હોય તેને પણ તારે છે. ત્યારે ભવ સાગર તરવા સારૂ મૃતિકા એટલે મટ્ટી જેવાં, પાષાણુ એટલે પથ્થર જેવાં, અથવા ગભડયા કરે એવી લખોટી જેવાં **મન** રાખવાને બદલે, લુણુ એટલે મીઠાં જેવું **મન,** જ્ઞાન પ્રાપ્તિમાં રાખેથી મીઠાંની માફક તમારૂં મન જળરૂપ જ્ઞાન સાગરમાં જ્ઞાનરૂપ થઇ મિશ્રિત થઈ જશે, અને તમે જ કહેશો કેઃ-

હવે મને હરિ નામથી નેહ લાગ્યો,
ભાગી ભીડ ભવનો ભય ભાગ્યો રે !
માયા મંદીર મારા મનથી મેં મુકયાં ને,
ઇંદ્રિની ઓળખાણુ મૂકી;
હેમ હીરાથી હાર મઢેલા તે,
ચાલી તે ઉપર મૂખે થુંકીરે.
કોના સુત તાત, કોના માત ને ભ્રાત;
સર્વે સ્વારથનાં સગપણુ રાખે;
પ્રાણુ ગયા પછી પાસે ન આવે બેન,
ઢાંકો ઢાંકો મુખે ભાખે રે !-હવે મને.



# ૬૪ મું દુઃખ નિવારણ.

**હજીએ તમને શાન્તિ ન થતી હોય તો જાવ એક ગુરૂને શરણે. પડો ગુરૂના ચરણે.**

"Thy learned precepts shall call me back and set my footings straight."

**દુઃખી બ્હેનો !**



**મ**નુષ્ય માત્રને આ જીવન-યાત્રામાં સુખ શાન્તિ માટે બે પ્રકારની સામગ્રીની આવશ્યક્તા રહેલી છે. લૌકિક વહેવારની, એટલે સંસારિક, શારીરિક, અને જડ જગતને લગતાં સાધનોની; અને બીજી અલૌકિક વહેવારની, એટલે કે આત્મિક ઉન્નતિની, આધ્યાત્મિક વૃદ્ધિની, અને પારમાર્થીક. મનુષ્ય ઉપરાંત, પ્રેરણા બુદ્ધિવાળાં પ્રાણીઓ તથા પક્ષીઓને પણ સુખ શ્રેય માટે વહેવારિક સાધનોની જરૂરિયાત રહેલી છે. લૌકિક જગતમાં વિદ્યા, હુન્નર, અને ધંધાની કળ-કુંચી શિખી સુખ પ્રાપ્તિ માટે જેમ માસ્ટર કે મ્હેતાજી અને પ્રોફેસરની અવશ્ય જરૂર પડે છે, તેમ 'રૂહાની એલ્મ' જેને "આત્મિક જ્ઞાન" કહેવામાં આવ્યું છે, તે મેળવવાને અને દુઃખ રડવાને સારૂ એક ગુરૂ, સદ્‌ગુરૂ, અને રાહબરની અવશ્ય જરૂર પડે છે. મ્હારી પાસે ન્હાનાં મ્હોટાં છ હજાર પુસ્તકો પડેલાં **છે, મેં** આ શાસ્ત્રો સાથે ૬૦ વર્ષની વય સુધી સાઠીનું દિગ્દર્શન કર્યું છે, પરન્તુ માત્ર **એક** સદ્‌ગુરૂ વિના અજ્ઞાનનો અમ્મલ હજીયે ઉતર્યો નથી, અને દુઃખી જીવનનું નિવારણ કરી શકયો નથી. કેમકે, સદ્‌ગુરૂ વિના બુરખાવાળી માશુક હજી પ્રસન્ન થઇ નથી.

**ગુરૂ વિનાનાં તરફડિયાં.**

વિદ્યા એ જુદી જ ચીજ છે, અને જ્ઞાન એ જુદી જ વસ્તુ છે. વિદ્યા ભણેલો પંડિત એ જ્ઞાની ન કહેવાય. સુખની પ્રાપ્તિ માટે તથા જ્ઞાન મેળવવાને તો મ્હોટા પંડિતોને પણ ગુરૂને શરણે જવું જ પડે. જેમ ગ્રીક ભાષા શિખવાને માટે **કેટોને, અને લેટીન** ભાષા શિખવા સારૂ **પ્લુટાર્કને** ૬૦ વર્ષની ઉમ્મરે પણ એક ગુરૂ શોધ્યા વિના ચાલ્યું નો'તું, તેમ વિદ્યા સંપૂર્ણ સંપાદન કરી ચુકેલા એવા **પ્લેટો** (જેને આપણે **અફલાતુન** કહીએ છિયે) તેને પણ "એલ્મે એલાહી" નું જ્ઞાન પ્રાપ્ત કરવા **થકી એરિસ્ટોટલ (જેને અરસ્તુ અથવા અરસ્તાતાલિસ** કહીએ છીએ) તેને પણ ગુરૂ કરવા પડયા હતા. જવાંની એ **વિદ્યા-પ્રાપ્તિ** માટે છે, અને તરૂણાવસ્થા એ **જ્ઞાન-પ્રાપ્તિ** માટે છે. માટે જ્ઞાન સંપાદન કરવામાં ઉમ્મરનો બાધ મિથ્યા **સમજવો. હેન્રી સ્પેલમેને** વિજ્ઞાન પ્રાપ્તિ તરફ યુવાવસ્થામાં બીન કાળજી કરી, **જેથી ૫૦** વર્ષની વયે તે જ પ્રાપ્તિ માટે ત્હેને ગુરૂ કરી લેવાની કઠિન **દુઃખોએ જ ફરજ પાડી**

હતી. પાર્લામેન્ટરી પારટીને દોરવનારો આગેવાન ફ્રેડ્રિક્ષ પોતાને સોંપાયલાં કાર્ય માટે મ્હોટી ઉમ્મરે પોતાને જ નાલાયક જણાયો, અને પોતાને દુઃખી માન્યો; જેથી ઑક્ષફર્ડ જઇને કાયદાનું જ્ઞાન મેળવવા સારૂ ત્હેને ઘણી જ ન્હાની ઉમ્મરનો ગુરૂ કરવા માટે દોડી જવું પડયું હતું. સ્વામી વિવેકાનંદ કહો કે સ્વામી રામતીર્થ કહો, તેઓ એમ. એ એટલે વિજ્ઞાન શાસ્ત્રમાં જો કે નિપુણતા પામેલા ગુરૂ થયા હતા, પરંતુ આધ્યાત્મિક વિષયમાં બાળક હોવાથી, ભાષા શાસ્ત્ર કે વિજ્ઞાન શાસ્ત્રમાં બાળક રહેલા શ્રી રામકૃષ્ણ પરમહંસ, જેઓને લખતાં વાંચતાએ ઞાવું આવડતું ન હતું, તેઓશ્રીને સદ્‌ગુરૂ કરવા પડયા હતા. જો કે જગતમાં પ્રકાશ પાથરવા સારૂ અહોનિશ સૂર્યને શ્રમ વેઠવો પડે છે, તેમાં સૂર્યનો કાંઇ પણ સ્વાર્થ કે લાભ રહેલો નથી, તોપણ પરમાર્થ તથા પરોપકારને લઇને તે સઘળે પ્રકાશનો વિકાશ જગતનાં દુઃખ હરવા થકી જ કરે છે, તે જ પ્રમાણે નિર્વિકલ્પ સમાધીની સ્થિતિને પહોંચેલા એવા સતપુરૂષો પરોપકારાર્થે, અજ્ઞાન દુઃખી જીવોને આત્મિક પ્રકાશનાં દર્શન કરાવવાને જ પોતાના શિષ્યો તરીકે ગ્રાહ્ય કરવાની કૃપા ફરમાવે છે. ઉચ્ચમાં ઉચ્ચ પ્રધાનપદની કીત કરી પરવારેલા ફ્રેન્ચ પ્રધાન કોલ્બર્ટને કાયદાનાં અને લેટીન ભાષાનાં જ્ઞાનને સારૂ ૬૦ વર્ષે પ્રધાનપદ છોડીને પણ એક સાધારણ શખ્સને જેમ ગુરૂ કીધા વિના નોંતું ચાલ્યું, તેમ ઇશ્વરને પહોંચી ચુકેલા એવા સદ્‌ગુરૂ સ્વામી રામકૃષ્ણ પરમહંસ જેવાને નિર્વિકલ્પ સમાધીની હાલતના ઉચ્ચ પદ ઉપર ચઢીને, પરમાત્માના દર્શન કરવા થકી ટોટાપુરી નામના ગુરૂને સદ્‌ગુરૂ સ્વીકારવા પડયા હતા. ફ્રાન્સના ચાન્સેલર ટેલિયરને તેનાં પૌત્રાં દોહિત્રાંઓ તકરારમાં માત કરવા લાગ્યાથી દુઃખ લાગ્યું, જેથી વૃધ્ધ વયે પણ તર્ક શાસ્ત્ર શિખવનારો જુવાન ગુરૂ ત્હેને કરવો પડયો હતો, અને પ્રસિદ્ધ ફકીર સાહેબને પણ રામાનંદજી જેવા મહાત્માને ગુરૂ કીધા વિના જેમ ચાલ્યું ન હતું, તેમ ગુરૂ દત્તાત્રેયને તો ભ્રમર, પતંગીઓ, મધમાખી, હરિણ, માછલું વિગેરે ૨૪ ગુરૂ વખતો વખત સંજોગોને અનુસરીને કરવા પડયા હતા. અર્થાત, સ્વામી વિવેકાનંદ કહે છે તેમ, The guru is the **sine qua non** of progress in the path of spirituality. ટુંકમાં, આત્મ સ્વરૂપતાના વિષયમાં જેમ ગુરૂ અથવા રાહબર વિના સઘળું નકામું છે, તેમ પોતાની વિધવાવસ્થાનાં દુઃખો દૂર કરાવી ઇશ્વરને ઓળખવા ખાતર દરેક દુઃખી વિધવાએ ગુરૂ પાસે જયા શિવાય ચાલવાનું નથી.

## અવિચળ શ્રદ્ધા.

આ વાત કદિયે ભૂલવી જોઇતી નથી, કે માનવી માત્રે જેને પણ ગુરૂ સ્વીકાર્યો, તેના ઉપર પરમેશ્વર સમાન શ્રદ્ધા રાખ્યા શિવાય કદિયે સફળતા થતી નથી. પરલોકમાં પરમગુરૂ પરમેશ્વર અને આ લોકમાં પરમગુરૂ પોતાનો પયગમ્બર, રાહબર, અને ઇષ્ટ મિત્ર પોતાના સદ્‌ગુરૂને સમજીને દૃઢતાથી ત્હેના ચરણે માથું મુકયે જ દુઃખનો છુટકો છે. ઉપર જે જે દાખલા આપ્યા છે તે તે એટલું જ બતાવવા, કે જે યુવકો, યુવતિઓ અને વિધવાઓ

કળિયુગની પ્રણાલિકાએ વહીને યુવાવસ્થામાં ગુરૂ કરવાની જરૂર જોતાં નથી, તેઓને ધકો મળી શકે. કે તરૂણવયે અથવા નિદાન વૃદ્ધ વયે પણ રંડાપાના વખતે પોતાના કુળ-ગુરૂને બસ વશ પડયા શિવાય ચાલવાનું નથી, એમ સમજીને ઢીલ ન કરતાં, પ્રારંભમાં જ "જીસ્માની એલ્મ" મેળવવાને માટે માસ્તર કિંવા મહેતાજી પ્રત્યે શ્રધ્ધા અને પ્રેમભાવ રાખવાની જેમ આવશ્યક્તા છે, તેમ ત્યાગી થઇને "રૂહાની એલ્મ" પ્રાપ્ત કરવાને ધર્મગુરૂની અવશ્ય જરૂર રહેલી છે. "Late learned" અર્થાત્, વૃધ્ધ નિશાળિયા થવામાં સંસારિક દ્રષ્ટિએ ઘણા દોષ રહેવા પામે છે, પરન્તુ રંડાપા વખતે આધ્યાત્મિક વિષયમાં "લેટ લર્નેડ" થવું મહા કઠિન કામ છે. ગમે એટલાં પોથાં વાંચ્યેથી પણ ગુરૂ વિના દુઃખ મટાડનારૂં અને આત્મિક તરસ છિમાવનારૂં અમૃત જળ મળી શકતું નથી; જેમ સમુદ્રનું ખારૂં પાણી સૂર્યને ગુરૂ કરી વાદળી રૂપે વરસવા શિવાય મીઠું લાગતું નથી. જે રીતે સંસારમાં એક ઇષ્ટ મિત્ર ઉપર પ્રેમ અને શ્રદ્ધા રહેલી હોય તે ક્રમાનુસાર દુઃખ નિવારણ માટે એક પારમાર્થીક ગુરૂ-મિત્ર પ્રત્યે દૃઢ ગુરૂ બુધ્ધિ, ગુણબુદ્ધિ અને પ્રેમ ભક્તિ અવશ્ય ખીલવવી જોઇએ. ત્યારે જ તમે સુખી થશો. બિશપ ઓક્ષન્ડનનો મત પણ એ છે કે; Divine friendship is the very acme of bliss; and there is no rank equal to that involved in this sublime prerogative. All human friendship is but a shadow of the divine. ઇશ્વરી પુરૂષની મિત્રતા એ જ આપણી પરમગતિ, પરમસુખ, તથા પરમ આનંદનું શિખર છે, અને આ ઉચ્ચ સત્તામાં સમાયલાં ઉચ્ચ પદની બરાબરનું બીજું કશું સુખ હોતું નથી. સંસાર વહેવારની દોસ્તી તો ઇશ્વરી મિત્રતાનો માત્ર પડછાયો છે. મનુષ્ય જીવનનું મધુરૂં ફળ, અને દુઃખી સમયે પરમેશ્વરની કૃપાની સાહેદત તે સદ્‌ગુરૂની મિત્રતા જ છે. સદ્‌ગુરૂ ઉપરનો ગાંડો પ્રેમ જ દુઃખમાં રાહત અને પરમેશ્વર પ્રત્યેનો પ્રેમનો રાહબર. છે. સદ્‌ગુરૂ સર્વ શક્તિવાન હોવે કોઇ પણ ઉચ્ચમાં ઉચ્ચ હાલત આપી શકે છે, પછી તેનો શિષ્ય મ્હોટો ગુનેહગાર કાં ન હો, તેની શિષ્યા મ્હોટી પાતકી કે સંકટમાં સપડાયલી કાં ન હો.

## વિધવા સ્ત્રીને સદ્‌ગુરૂની જરૂર.

ચાંડાલી, સ્વપચી વાપી માતંગી ગણિકા તથા;
પતિતાપી મહા સાધ્વી સત સંગાત પાવની સ્વરી.

**ચાંડાલી**=નીચમાં નીચ ચાંડાળણી; **સ્વપચી**=કુતરાં ખાનારી હલકી; **માતંગી**=માગીન (મડદાં ખાનારી); ગણિકા=વેશિયા; પતિયા=મહા પાપી, ગમે એવી સ્ત્રી હો, તોપણ તેણી સદ્‌ગુરૂને શરણે જવાથી, તેમના સત સંગથી તે સાધ્વી, પાવન કરનારી, અને ઇશ્વર રૂપ બને છે. નીચમાં નીચ, અને મહા પાપી વિધવા સ્ત્રી પણ સદ્‌ગુરૂના ચરણે શરણે જવાથી રૂષિ કન્યા કાશી કિંવા ગંગામૈયા બને છે. માત્ર અવિચળ શ્રદ્ધા સદ્‌ગુરૂમાં હોવી જોઇએ. દુઃખથી ઉગારી ભવસાગર પાર ઉતારનારી નાવ તે સદ્‌ગુરૂ

છે. તે નાવનો માલમ તે પણ તે જ છે; અને શિષ્યનો હાથ પકડીને ઇશ્વર પાસે ઉભો રાખનાર પણ તે જ છે.

**ગુરૂની આજ્ઞા અને શરણું.**

જે ગુરૂ પોતાના શોકાતુર શિષ્યોને શાંતતા આપે, દુઃખમાંથી ઉગારવાનો બંદોબસ્ત કરે, આત્માની ઉન્નતિ કરી મોક્ષપદે પહોંચાડવાની યોજનાઓ ઘડે, પાપમાં ડુબતાં આડા પડે, શિષ્યોની છાની એબો છાની રાખી સારે માર્ગે જ દોરે, અને પોતાના મુરીદો ઉપર આવેલી આફતો ગુપ્તપણે ટાળે એવા જ્ઞાનના ભંડાર રૂપ સદ્‌ગુરૂની આજ્ઞા કદિયે ઉત્થાપવી ન જ જોઇએ. જો કે અજ્ઞાનતાને લીધે જીવાત્મા મંદ સ્થિતિમાં હોય તોય તે ઇશ્વર છે, જો કે સ્ત્રીનો પતિ વહેવાર દ્રષ્ટિએ તેનો ઇશ્વર જ છે, જો કે એક બાદશાહ પોતાની રૈયતના રક્ષણ અર્થે રૈયતનો ઇશ્વર જ છે, તોપણ અલૌકિક વહેવારમાં અને રંડાપ કાળે તો સદ્‌ગુરૂ એ ખરેખરા ઇશ્વર જ છે. પોતાના પંથમાં પોતાનો ગુરૂ પ્રભુ સમાન બેઠેલો છતાં જે અજ્ઞાન શિષ્યો હોય તેઓ જ તેની પ્રભુતા જાણી શકતાં નથી, અને તેની આજ્ઞા પાળવાને બદલે દુઃખ વેઠીને હેને બહાર ઢુંડે છે.

**ભાગોળે ગંગા ઘરમાં જ્ઞાની, પાસે ઠાકોર સેવ;**
**એ ત્રણને કો વિરલા વરતે, વાણુ વદે શુકદેવ.**

## ૬૫ મું દુખ નિવારણ.

**ફરી પરણો તો ખુદાના આશક સાથે પરણો.**

**સદ્‌ગુરૂ મહિમા.**



ગામને પાદરે ગંગા છતાં, પોતાના ઘરમાં જ્ઞાની ગુરૂ રહેતા છતાં, પોતાની આગળ જ ઠાકોરજીની સેવા કરવી પડેલી છતાં, એ ત્રણેય વાતોને જે ડહાપણવાળાં સેવક સેવકીઓ હોય તેઓ જ વરતી શકે છે. વગર ગુરૂના ચેલા એ તો નાથ વગરના ગોધા જેવા છે. અને ગુરૂ વિનાની ચેલી લગામ વિનાની મસ્તાન ઘોડી જેવી છે. ગુરૂ પાસે દિલાસો લેવાને નહીં જનારી વિધવાના મનમાંનો દુઃખ રૂપી મેલ કાંઇ ધોવાશે નહીં.

**ધોબી ધૂએ પટ પારકાં, નીજ પટમાં મણુ મેલ.**

વિધવાવસ્થાના દુઃખોનો કપટ પકડેલો મેલ,ગુરૂ-ધોબી વિના જેમ ને તેમ રહી જાય. એવાં લોકોને માટે કહેલું છે કે; **"મન લા શયખ લહુ તશખીહુશ શયતાન."** જેને માથે સદ્‌ગુરૂ જેવો કોઇ મુરશીદ નથી હેને માથે શયતાન એ મુરશીદ થઈ લાગે છે,

જેવી અવદશા ભરવાડ વગરના ગોવાળાંની થાય છે, અને જંગલી પ્રાણીઓના ભક્ષમાંથી ભરવાડ વિનાનાં નિર્દોષ ગાય ઢોર બચવા પામતાં નથી, તેવી અવદશા ગુરૂ વિનાનાં મનુષ્યોની થાય છે. સદ્ગુરૂ થવું એ કાંઈ સહેલી વાત નથી. સદ્ગુરૂને તો પોતાના બધા અનુયાયીઓના પાપોનો અને દુઃખોનો ભાર ઝીલવો પડે છે. એક સદ્ગુરૂ પોતાના શિષ્યો તરફથી દક્ષિણા, ભેટ, નઝરાણું કિંવા આશીર્વાદ મેળવે તેના બદલામાં તેણે તે સર્વના કલ્યાણ કરી તેમને દુઃખ મુક્ત કરવા માટે જવાબદારી માથે લેવી પડે છે. એક ફુલ કે ફુલનો એક હાર પણ સેવક સેવકી તરફથી પામે, એકવાર ચરણસ્પર્શ કે પ્રણામ પણ જો તે ગ્રાહ્ય કરે, તો તેણે પોતાનાં કાયર સેવક સેવિકાને સો ગણો બદલો ગુપ્ત બક્ષેશથી વાળવાનો જ રહે છે. જો ગુરૂ અર્ધ કાચો હોય છે, તો તે પોતે પણ ગબડી પડે છે, અને પોતાને વળગી રહેલા દુઃખી જીવોને પણ ગબડાવી પાડે છે. માટે ગુરૂ તો ભારખમ, બળવાન, અને જ્ઞાની જ હોવો જોઈએ, જે પોતાના બળ વડે જ્યાં પોતે જવાનો છે ત્યાં પોતાને વળગેલાંને પણ લઈ જઈ શકે છે; માટે દુઃખી બ્હેનો ! દુઃખના પ્રસંગે તમે લાયક ગુરૂને પહેલેથી જ શોધી કાઢો. એક મ્હોટી સ્ટીમરને પાગરે બાંધેલું ન્હાનું હોડકું કલકત્તાથી રંગુન ૨–૨૫ દિવસમાં પહોંચી શકશે, પરન્તુ ગુરૂ–સ્ટીમર વગરનું ન્હાનું એકલવાયું હોડકું તો અથડાતું કુટાતું અને હાડમાર થતું ૫ ૬ દિવસે પણ પહોંચે કે નહીંએ પહોંચે, અથવા અર્ધ વચ્ચે જ ડુબી પણ જાય. એ જ પ્રમાણે ન્હાની કોટીના દુઃખી જીવોને તો સદ્ગુરૂ વિના પરમાત્માને મુકામે પહોંચવાને બહુ જન્મો લેવા પડશે. પરન્તુ જે જીવો સદ્ગુરૂના નાવનો આધાર પકડશે તેઓ વ્હેલા સુખી થઈને પરમેશ્વરનાં દર્શન પણ વ્હેલા લઈ શકશે. દુઃખ ટાળીને, આ તમારો સ્વપ્નવત્ રંડાપો વિસારે પાડીને પ્રભુને પામવા સારૂ પ્રથમ ગુરૂને જ નમસ્કાર, ગુરૂની જ આજ્ઞા, અને ગુરૂનું જ શરણું સર્વોત્તમ સમજી લેવું. એક ઉચ્ચ કોટીના શિષ્યે ગમે એવાં કડક સંકટો સહન કરીને પોતાના ગુરૂની સતત્ પચાસ વર્ષ સુધી અખંડિત સેવા બજાવીને આજ્ઞા ઉઠાવ્યા કીધી. ઘણી ઘણી કઠિન કસોટીઓ ગુરૂએ કરી, બહુ બહુ બિકટ પરિક્ષા લેતે લેતે દુઃખોથી દાઝેલો શિષ્ય એક વાર કડક આજ્ઞાનું ભજન ગાવા લાગ્યો કેઃ—

**"તુંબડી ભર કે લાના રે ! મેરા ગુરૂને મંગવાયા !**
**પેહલી ન્યામત પાની લાના,**
**બહેતે જલ કે પાસ ન જાના,**
**તાલ તલૈયાં છોડ કે લાના રે !**
**તુંબડી ભર કે લાના !**
**દુસરી ન્યામત ભોજન લાના,**
**શહેર નગર કે પાસ ન જાના,**
**ખેતી બાડી છોડ કે લાના !**
**ઝોલી ભરકે લાના રે ! મેરા ગુરૂને મંગવાયા !**

કુવા, તળાવ, વાવ કે કોઇ પણ ઝરણનું પાણી નહીં હોય એવું પાણી મ્હારા ગુરૂજીએ તુંબડી ભરીને મંગાવ્યું છે, અને ભોજન મંગાવ્યું તે પણ કોઇ શહેર કે નગર તરફ જઇને કે ખેતીવાડીમાં જઇને લાવવાની પણ મનાઇ ફરમાવી છે; તો "હે કોઇ ઇશ્વરના લાલ હોય તે મ્હારા ગુરૂજીને માટે અશક્ય જળ અને અશક્ય અન્ન આલશો, જેથી મ્હારૂં ધર્મ-સંકટ ટાળી શકાશે !" આમ ભજન ગાતો ગાતો ભક્ત ભૂખ્યો પ્યાસો જંગલે જંગલ ભટકવા લાગ્યો. પંદર દિવસના કડક અપવાસથી તે હવે ભોંયે પડયો પડયો પણ ઉપલું ભજન હલુસે હલુસે ગાવા લાગતાં એક વૃધ્ધ સાધુ ત્યાં આવી ચઢયો, અને ભક્તને કહ્યું: "ચાલ ત્હારા ગુરૂ પાસે; આવાં દુઃખો હવે ત્હને નડવાનાં નથી; હવે ત્હારાં સંકટોની પણ હદ આવી છે. ત્હારો ગુરૂ જે જળ અને જે ભોજન માગે છે તે હું ત્યાં જ હાજર કરીશ !" ભક્ત કહેઃ "મ્હારાથી એક ડગલું પણ હવે હલાતું ચલાતું નથી, માટે ઉપકાર જ કરતો હોય તો મ્હારા ગુરૂના નામ પર **લે મ્હને ત્હારી ખાંધ ઉપર**, અને હું ત્હને મ્હારા ગુરૂ પાસે લઇ જઉં !" વૃદ્ધ સાધુ તેને પોતાની ખાંધે ચઢાવી લઈ ગુરૂના આશ્રમ ઉપર આવી ચઢતાં જ ગુરૂ આશ્ચર્ય પામીને ઝટઝટ પર્ણકુટિમાંથી બહાર આવી શ્રી. **નારાયણના** દર્શન લઈ નમી જ રહ્યા. ચેલો પણ હવે વૃદ્ધ સાધુને ઠેકાણે શ્રી. **ગોવિંદને** જ જોતો ઉભો રહ્યો, અને નમી નમીને કહેતો;

**"ગુરુ ગોવિંદ દોનુ ખડે, કીનકું લાગું પાય ?**
**બલિહારી ગુરુ દેવકી, દીયો ગોવિંદ બતાય !**

ગુરૂ અને ખુદ ગોવિંદ (ભગવાન) બન્ને હાં ઉભા છે, તો હવે હું પ્રથમ નમસ્કાર કોને કરૂં ? આમ કહી પોતાના ગુરૂને પગે પડયો, જેણે શ્રી. ભગવાનનાં દર્શન કરાવ્યાં. બીજો અર્થ એ પણ થાય છે કે, ગુરૂ અને ગોવિંદ બન્નેને સાથે ઉભેલા દેખીને શિષ્ય તો ખનચાઇને સ્તબ્ધ ઉભો જ રહ્યો, કે હવે હું પગે તે કોને પડું ! એટલે ગુરૂએ પોતાનું ગૌણત્વ અને શ્રી. પ્રભુનું પ્રાધાન્ય સ્વીકારીને મ્હને **ગોવિંદનો** જ પગ બતાવ્યો, કે તું એ જ પાયને પકડ !

અર્થાત્, બ્હેનો ! ગુરૂની આજ્ઞાનું હમેશાં પાળણ કરવું, અને આ વિધવાવસ્થાના આપત્તિના સમયે તેહનું જ શરણું તમોએ લેવું. તેની જયંતિમાં પોતાની જયંતિ, તેહના સુખમાં તમારૂં સુખ, અને તેહના દુઃખમાં જ સમાયું તમારૂં દુઃખ, એમ દ્રઢતાથી માનવું. એ ગુઢ દિલાસાના રહસ્યને સર્વ વિધવાએ સમજવું જોઇએ. એક સો સાધુ કરતાં એક સંત વિશેષ છે, જે લાખો દુઃખી જીવોને આત્માનો ઉપદેશ આપી શાન્ત પાડી શકે છે. એક હજાર સંતો કરતાં એક સંતગુરૂ વિશેષ છે, જે ક્રોડો દુઃખી જીવોની આત્મિક ઉન્નતિ કરી દુઃખ મુક્ત કરી શકે છે. એક લાખ સંતગુરૂ કરતાં એક સદ્‌ગુરૂ વિશેષ છે, જે તમામ જીવોનું તારણ ઇચ્છે છે, અને સારી જગતની વિધવાઓનાં સંકટો સમાવી શકે છે.

## ગુરુની પ્રેમ-પ્રસાદી.

પોતાના ગુરૂની શ્રદ્ધાપૂર્વક સેવા બજાવવાનું ચાલુ રાખવાથી કોઇવાર ગુરૂ પ્રસન્ન થઇ પોતાના સેવક સેવકીને આત્મિક વારસો પણ અનદીઠ રીતે આપી દેવાની કૃપા કરે છે. ગુરૂને વળગી રહી તે જ પોતાનો ઇશ્વર છે એવું સાબીત ગુમાન રાખવાનું ચાલુ રહે છે તો નર-શિષ્ય કિંવા નારી-શિષ્ય પોતે શ્રેષ્ટ સુખી થઇ જાય છે. જે જેનું ચિંત્તન કરે, તે તે મય થઇ જાય; ગુરૂ ચિંતી ગુરૂમય થવું, કિટ ભ્રમરને ન્યાય. દ્રષ્ટાંત કહું. દુઃખથી કાયર થએલા ભક્ત નાભાજીના ગુરૂ અગ્રદાસજીએ પોતાના દુઃખી સેવક નાભાજીને આજ્ઞા કરી કે; "ભક્તજનોના તમે યશ ગાવ, કેમકે તમારાં દુઃખ ટાળવાનો કે ભવસાગર તરવાનો બીજો કોઈ ઉપાય નથી." નાભાજી આ આજ્ઞા સ્વસંતોષથી પાલવા લાગ્યા. એકવાર સદ્ગુરૂ અગ્રદાસજી માનસિક પુજામાં સંપૂર્ણ સમાધિ ચઢાવીને પરમાત્માના ધ્યાનમાં મસ્ત થઈ બેઠા હતા, અને શિષ્ય તો ભક્તજનોના યશ ગાન કરતા ગુરૂને પંખો નાંખતા ઉભા હતા. આ પ્રસંગે અગ્રદાસજીનો બીજો કોઇ એક શિષ્ય દૂર દરાઝ સમુદ્રમાં સફર કરતો હતો, અને વહાણુ ડુબવાની આફતમાં સપડાઇ ચુકેલો હોવાથી આ એણના વિપત્ત પ્રસંગે તે શિષ્યે પોતાના ઇષ્ટ ગુરૂ અગ્રદાસજીનું ધ્યાન ધરી તેમનું સ્મરણ કરી સંકલ્પ કર્યો કે; જો હું મ્હારી માલમીલકત અને ધનદૌલત સહ સહીસલામત બચવા પામીશ, અને આ મહા વિકાળ ભયમાંથી ઉગરીશ તો આ તમામ માલ અને દૌલત શ્રી ગુરૂદેવને ચરણે ધરી સર્વસ્વ તેઓશ્રીને જ અર્પણ કરી દઇશ ! આ વખતે ગુરૂશ્રીને પણ દૈવીજ્ઞાનથી પ્રતિતિ થઇ, કે મ્હારો પ્રિય શિષ્ય મહા વિકટ સંતાપમાં સપડાયો છે; જેથી કરીને પોતાના પ્રાણુના ચલનથી બ્રહ્માંડના વાયુને ખેંચીને ડુબતાં બાઝને પેલે પાર સહીસલામત તેરવી દીધું. પરન્તુ બરાબર વહાણને પેલે પાર થયાનો હજી પણ શક રહેવાથી ગુરૂજી પાછા ધ્યાનમાં બેસવાની ઢીલ કરતા જણાયા. આ ગુપ્ત સંકેત પામી જઇને પવન નાંખતાં નાંખતાં દુઃખી નાભાજી બોલી ઉઠયાઃ—"ગુરૂજી, તે વહાણુ તો ઘણો વખત થયો પેલે પાર સહીસલામત ઉતરી ચુકયું, આપ હવે સુખે પાછી સમાધિ ચઢાવો ! પાછા આપની માનસી છબીનું ધ્યાન કરો !" આ અવાજ સાંભળી અગ્રદાસજીએ આંખ્યો ઉઘાડી પ્રશ્ન કર્યો કેઃ "એ કોણુ બોલે છે રે ?" એટલે શિષ્યે ઉત્તર કર્યો કેઃ "જેને આપે દુઃખથી છોડવીને સિદ્ધ પુરૂષોની પ્રસાદીના કકડા ખવરાવીને આપે પોતાના દીકરા માફક પાળ્યો છે તે હું નાભાજી !" ગુરૂજીને આશ્ચર્ય થયું કે, નાભાજી પાકો થઇ ચુકયો, એણે મ્હારા હૃદયની અને નાભીની ગુપ્ત વાત પણ જાણી લીધી, એ કાંઈ જ નહીં પણ ગુરૂ પ્રસાદનો પ્રભાવ છે; જેથી તે જ સમયે તેમણે શિષ્યને કહ્યું કે; "મ્હારી નાભીની છુપી વાત પણ તેં જાણી લીધી, માટે આજથી તું **નાભા સ્વામી** કહેવાઇશ, ત્હારા ઉપર સિધ્ધ પુરૂષોની કૃપા ઉતરી ચુકી, તું હવે કદિયે દુઃખ પામીશ નહીં; માટે હવે તું તેમના જ ગુણો હૃદયમાં આણીને કહેતો રહે !"

નાભાજી નમ્રતાથી બોલ્યો; "હે ગુરૂરાજ ! શ્રી **રામ કૃષ્ણ**ની ભક્તિદાવની વાત પણ ગાવાને જ્યારે હું શક્તિવાન થયો નથી તો પછી ભકત લોકો કયાં થયા, કયારે થયા, અને તેઓ કોણ હતા તે હું શી રીતે જાણી શકું ?" ગુરૂજી:—"જેમણે ત્હને સમુદ્રમાં વાત બતાવી દીધી તે જ ભગવાન ત્હને ગુપ્ત વાત સમજાવી દેશે" આવી ગુરૂ પ્રસાદની બહુ વાતો ભકતમાળ પ્રસંગમાં આવેલી છે, તે કહેતાં બહુ થઈ જશે. ટુંકમાં, હદીસમાં એવું સમજાવી દીધું કે; **મન લા શએખ લહુ, લા દીના લહુ વલા ઇરફાના લહુ, લા જઝબા લહુ, વલા ઉન્સા લહુ વ કાલલ કુદુસો, ઓલીયાઓ તહતા કબાઈ, લાયઆરેફોહુમ ગએરી"**=ભાવાર્થ કે; જેને સદ્દગુરૂ પીર નથી ત્હેને દીન (ધર્મ) નથી; જેને દીન ધર્મ નથી ત્હેને સુખ નથી, તેમ ત્હેનામાં આકર્પણ શક્તિ પણ નથી; તેમ જ ત્હેનામાં પ્રેમભાવ પણ નથી. વલી ઓલીયાઓ મ્હારા જુબ્બા નીચે છે, મ્હારા શિવાય તેમને કોઇ પિછાની પણ શકતું નથી. ત્યારે શયતાન અડાઈ લઈને કહે છે કે; જે પોતાના ગુરૂને નમતો નથી તે દુઃખ પામીને છેવટે મ્હને નમે છે. ગુરૂની પ્રસાદી પામવા પહેલાં શિષ્યે દુઃખોની ઘણી કસોટીમાંથી પસાર થઈને લાયકાત મેળવવાની તૈયારી કરવી પડે છે; તે એવી રીતે કે; વ્હાઈટફીલ્ડ જ્યાં કાચના વાસણો બનાવવાનાં કારખાનામાં ગયો ત્યાં તેણે એવું દીઠું કે, એક મજુરે કાચનો મ્હોટો ટુકડો એક ભઠ્ઠીમાં મૂકયો. થોડીવાર તપાવીને વળી બીજી ધગધગતી ભઠ્ઠીમાં તેને નાંખ્યો. વળી ત્યાંથી ઉપાડીને વિશેષ ધગધગતી ત્રીજી ભઠ્ઠીમાં નાંખ્યો. આ ક્રિયા જોઈને તેણે પેલા મજુરને પૂછ્યું કે; આ જુદા જુદા અંગારામાં એક જ ટુકડાને આટલો બધો કેમ તપાવવામાં આવે છે ? પેલે જવાબ દીધો; સાહેબ ! પેલી પહેલી ભઠ્ઠી પૂરેપૂરી ગરમ નથી; બીજી પણ સંપૂર્ણ તપેલી નથી, અને આ ત્રીજી ભઠ્ઠી એવી તો કકડા પડતી તપી ગએલી છે કે, આ ટુકડાને હવે જ તે **ચોકખો પારદર્શક કરી** શકશે. આ રીતે જ શિષ્યોને ત્હેના સદ્દગુરૂ કસોટીએ ચઢાવી ચઢાવીને, સંપૂર્ણ પરીક્ષા કરી કરીને, ખૂબ તપાવી તપાવીને ઘણા અંગારામાં નાંખી જૂએ છે, પછી શિષ્યના અંતરનો મેલ તથા તેના દુઃખોનો પણ મેલ બાળી નાંખીને ત્હેને પોતાના જેવો લાયકાતવાળો અને સુખ્યારો બનાવે છે. ગુરૂની પ્રસાદી તે આ છે. **ચું કે કરદી ઝાતે સુરશદરા કબુલ, હમ ખુદા દર ઝાતશ આમદ હમ રસુલ**=સદ્દગુરૂને જો તેં સ્વીકાર્યા, તો ત્હારે સમજી લેવું બ્હેન, કે તેની જાતમાં ખુદા પાક અને પયગમ્બર પાક બન્ને સમાયલા છે, જેથી ત્હને વૈધવ્યનાં તો શું પણ જગતની તમામ વિધવાઓનાં બધાં દુઃખો સામટાં આવી મળે તોપણ ત્હારો એક બાલ પણ વાંકો થશે નહીં.

હાંસલે મતલબ; દરેક વિધવાએ ગુરૂ કરવો જોઈએ; ગુરૂને સર્વસ્વ અર્પણ કરી જાણવું જોઈએ, ત્હેના પ્રત્યે અખંડ પ્રેમ જમાવી અચળ શ્રધ્ધા રાખવી જોઈએ, અને છેવટે ગુરૂને પ્રસન્ન કરી ત્હેની પ્રસાદી મેળવવી જોઈએ, એટલે પછી આપોઆપ વિધવાઓના દુઃખનું નિવારણ થઈ જશે.

હિન્દુસ્થાનની દરેક કોમમાં ૧૦૦ સ્ત્રીમાં ૧૦ વિધવા પોતાનાં દુઃખોને રડે છે તો એક વિધવાને વસમું શા સારૂ લાગવું જોઇએ? વળી હિન્દની સઘળી સ્ત્રીઓમાં તો સો સ્ત્રીએ સાડા સત્તર વિધવાઓ ધણી વિના ટળવે છે તો એક વિધવાની ગણત્રિ જ શી? જૂઓઃ હિન્દની ૩૩ કરોડ વસ્તીમાં ૨ કરોડ અને ૯૮ લાખ વિધવાઓ વસે છે તેમની માત્ર સંખ્યા જોઇને જ જીવ ઠેરવો. એટલે કે, આપણી વસ્તીમાં દર ૧૨ માણસે એક વિધવાની રાસ આવે છે તો તેમનું પોષણ પ્રભુ કરે જ છેને ! બાપડી પાંચ વર્ષની અંદરની ઉમ્મરે રંડાયલી ૧૫૫૩૯ વિધવા તો વૈધવ્યનું દુઃખ હજી તો સમજતીએ નથી; અને ૧૦ વર્ષની અંદરની ૧૦૨૨૯૩ વિધવા છે તે પણ શું સમજે છે, કે ભવિષ્યની સ્થિતિ કેવીક થશે! બંગાળા, મદ્રાસ, બિહાર અને ઓરીસાના પ્રાંતોમાં દુઃખી વિધવાઓનું પ્રમાણ વધુ છે, અને બરમા તથા વાવ્ય પ્રાંતમાં કાંઇક ઓછી સંખ્યા દુઃખ ભોગવે છે. બ્હેનો, તમે જાણીને અચરજ પામશો, કે આપણા દેશમાં ૮ કરોડ પુરૂષો અને સાડા પાંચ કરોડ જેટલી સ્ત્રીઓ તો કુંવારી જીંદગી ભોગવીને પ્રથમથી જ વિધુર અવસ્થા અને રંડાપો ભોગવે છે. બાયડી મરી ગયાથી રંડાપો ભોગવનારા આપણા ૧ કરોડ પુરૂષોના સંકટોનો પણ સાથે સાથે જ વિચાર કરીને તમારાં એકલાંના દુઃખને સમાવી દો. હિન્દ દેશ જ એકલો આખી દુનિયામાં વિધવાઓની સંખ્યામાં અને વિધવાઓની હાડમારીમાં વિશેષ હેબતાયલો છે. આ સંકટો ભોગવવાથી મુક્ત થવાનો ઉપાય એ જ છે કે; નાના પ્રકારના હુન્નર ઉદ્યોગમાં આપણી વિધવાઓને રોકાયલી રાખવી જોઇએ. પુનર્વિવાહથી એક લાભ એ છે કે, ૮ કરોડ જેટલા કુંવારા પુરૂષો અને ૧ કરોડ વિધુરો મળી ૯ કરોડ પુરૂષો જો માત્ર અકેકી વિધવાનું પોષણ કરે તો પોતે પણ સુખી થાય, અને ૨ કરોડ ને ૯૮ લાખ વિધવાઓ તથા પાંચ કરોડ જેટલી કુંવારી સ્ત્રીઓ મળીને ૮ કરોડ ને ૧૮ લાખ* દુઃખી સ્ત્રીઓ ઠેકાણે પડે, અનીતિથી અટકે, તેમની આર્થિક સ્થિતિ સુધરે અને તેમનાં અસહ્ય દુઃખોનું નિવારણ થઈ તેઓ પણ સુખી થાય.

---

# વિધવાની વ્હારે.

§વિધવા માતાઓ, વિધવા બ્હેનો, અને વિધવા બેટીઓ! આ સંસારમાં પરમાત્માએ માયારૂપી કાયા એટલે એક કાચું ઘર બનાવ્યું છે, અને તેમાં પોતે રમવાને માટે આ તો એક માત્ર ખેલ ઉભો કર્યો છે. આ ઘરમાં મન રૂપી એક માન્યા કરનારૂં અજ્ઞાન મૂક્યું છે, જે ઘડી ઘડી નવનવા તુરંગો ઉઠાવીને, મોહમાં ફસાવીને આત્માનું ભાન પણ તેણે ભુલાવી દીધું છે. કાયા રૂપી માયા જો કે જુદી

---

§ મહાત્મા ભક્તશ્રી પુરૂષોત્તમ એવકરામે એક પારસી સન્નારીને લખેલાં બોધ વચનો ઉપરથી આ છેવટના બે બોલ કહેલા છે.

છે તોપણ તેમાં એવાં તો ફસાવી દીધાં છે કે, મોટા મોટા દેવ દાનવ, રૂષિ મૂનિ રૂષિણી કે સાધ્વીઓ તથા દેવીઓ અને મહાત્માઓ પણ માયાનો આનંદ મિથ્યા છે છતાં, મોહ પામીને પ્રાલબ્ધ ભોગવી ભોગવીને ગયાં અને આપણે પણ તે પ્રારબ્ધ હાલ ભોગવ્યે છિયે, અને તે ભોગ પૂરા થયે આપણે પણ મોડે વ્હેલે ચાલ્યાં જ જઇશું. જીવની આશ ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ. કાચા સુત્રે સર્વ જગ બંધાય, કોઇક જ સતી છુટે; તોપણ જે સેવક સેવકી ઉપર સદ્ગુરૂની કૃપા ઉતરી છે તે જ આ કાયા માયા ખોટી છે, માત્ર કાયામાં તો મ્હારો રામ રમે છે, આ તો સઘળી આત્મારામ રમત કરે છે, એમ સમજી લઇને પોતાનું ઘર, પોતાનું ધામ, પોતાની સ્થિતિ, અને પોતાનું સ્વરૂપ ભૂલ્યાં નહીં, તે જ સેવક સેવકીઓ પોતાના ધામે પહોંચી ગયાં. ખરો આનંદ કોનો છે ને તે કોણ ભોગવે છે તેનો વિચાર સદ્ગુરૂના લાડલાંઓ અહોનિશ કરે છે, અને વિધવાવસ્થાના કે અનાથાવસ્થાના કહેવાતાં દુઃખને માનતાંએ નથી ને ગણતાંએ નથી. તેમનું મન તો એમ માને છે કે; "હે મન! ત્હારો આનંદ ને ત્હારો શોક સૌ ખોટો છે, પરન્તુ આનંદ ને સુખ તો મ્હારા આત્મારામનાં જ છે. જો હું આત્મા, આ દેહમાં ના હોઉં તો તું શેનો આનંદ ભોગવે? માટે હે મૂર્ખ મન તું મિથ્યા જ છે, અને ત્હારો માનેલો આનંદ અને શોક પણ મિથ્યા જ છે. મ્હારા આત્માનો આનંદ જ અખંડ છે; તેમાં તો દુઃખ કે સુખ કાંઇ છે જ નહીં, ને ત્હારે તો હે મન! ઘડીમાં સુખ ને ઘડીમાં દુઃખ છે. એવા સ્વપ્ના સરખા ખોટા આનંદને સંત પુરૂષો આનંદ માનતા જ નથી. આ આનંદ તો દેહનો ને મનનો જ છે. અને જ્યારે આ દેહ પણ ખોટો અને તું માનનારૂં અજ્ઞાનરૂપી મન પણ જ્યારે ખોટું જ છે, ત્યારે ત્હારાં સુખ દુઃખ પણ ખોટાં જ ઠરે છે." માટે આનંદ છે તે પણ આપણા આત્મા વડે જ છે. આત્મારામ ન હોય તો મન પણ કયાં છે, ને આનંદ પણ કયાં છે? વાસ્તે આનંદ તો મ્હારા આત્મારામનો જ અખંડ અને અખખઇ (અક્ષયી) છે. મિથ્યા સુખ અને મિથ્યા આનંદને શું કરે? એવો તમ દુઃખી પુત્રીઓ વિચાર કરીને, સવારે ઉઠતાંને વાર કહો તે માલિકને, "હે આત્મારામ! આજથી હું મ્હારા કુલ મુખત્યાર તમને જ નિમીને કુલ મુખત્યાર પત્ર તમને જ અર્પણ કરૂં છું, તમારાંમાં મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે, જેથી મ્હારૂં સર્વસ્વ તમને આજથી અર્પણ કરૂં છું." બ્હેનો! તમે આ સાચો માર્ગ ચુકીને હવે ભૂલાં પડશો જ ના. જગત્ અંધકારમાં હોવાથી જ દુઃખી છે. જીવતાંને જ જંજાળ છે, મૂઆંને કોણ મારે? મૂઆ ઘણી વીરી હવે બહુ પેલી કર્યા નહીં કરો. સદ્ગુરૂના ચરણે પડો, ત્હેને શરણે જાવ, ત્હેની શાન પકડો, અને પછી વિચાર કરો, કે આપણો આત્મા જ આનંદ ભોગવે છે, અને તે વળી મોહ પામતો નથી. આત્માને જન્મ મરણ કાંઇ છે જ નહીં; તેને કશુંએ લેપન લાગતું નથી. માય પણ જડ છે, તે પણ ચૈતન્ય વડે જ ચાલે છે, નહીં તો એની શી સત્તા છે કે

આનંદ ભોગવી શકે ! આ અનુભવ તમ બ્હેનોએ હવે દ્રઢ કરવો જોઈએ. દેહનાં સુખ દુઃખનો આનંદ મનને થાય છે, પણ આત્માનો આનંદ કોણ જાણે છે ? કોઇ નહીં. **મનને** આનંદ થાય છે તો **દેહને** પણ સુખનો આનંદ **થાય છે;** પણ આત્માના આનંદની તો મનને પણ ખબર હોતી નથી. સાચો પતિ અને સાચી સતી **બન્ને** મરતાં નથી, એ તો એક સ્વર્ગમાંથી નિકળીને બીજા સ્વર્ગમાં જાય છે. **સખ્ખ, મરો** તુમ મૂવે કે પેહલે જબ, દર્શન દેવે તુમકો રબ. બીજું ઘર કરવા પહેલાં પ્રભુનું ઘર શોધો; અને તમારાં વિધવાપણાના દુઃખોને કયાં કેઠાં ફેંકી દઈ ઇશ્વરનું સ્મરણ કરતે કરતે ઈશ્વિરનું જ્ઞાન મેળવો.

"હરિ હું શું કરૂં રે, મ્હારો **માયો** ન મુકે કેડો;
કોટી કલ્પ સુધી એણે ભમાવી, ભમું હજુ નહિ છેડો;
મુજથી ન છુટે ન આપ છોડાવો, મ્હારો કીયે કાળ નિવેડો ?–હરિ.
સેવા સમરણ કામ કરૂં, મ્હારો ક્ષણ એ ન છાંડે હેડો;
શું ગજું મ્હારૂં એ અવિદ્યા જીતી, કરૂ ચરણ કમળે નેડો !–હરિ.
આપ વિના એના સહુ સેલા, કોને કહું દુઃખ ફેડો ?
દાસી તમારી જાય પેશે ત્યાં, પાછી ફરે જ્યારે તેડો.–હરિ.
કરગરી કહું છું પ્રભુ કૃપાનિધિ, ચરણે પડી ન ખસેડો;
**માયા** કાળ અગ્નિથી બચે દયા, પ્રભુ કૃપાજળ રેડો રે !–હરિ."

સુનો સૌ સજ્જનો, સુનો હવે સૌ સન્નારીઓ ! પ્રભુને રાજી રાજી રાખવા હોય તો તમે વિધવાઓની વ્હારે જાવ, વિધવાઓની વ્હારે ધાવ. કારણ **માયા** તેમને છોડતી નથી, **માયા** તેમનો કેડો મૂકતી નથી, અને પ્રભુ પોતાની એ દાસીને પાછી બોલાવી પણ લેતા નથી, એટલે એનાથી તેમને કોણ છોડાવે ? એ માયાકાળની ઝાળથી ભલભલા રૂષિ મૂનિઓ બચી શકતા તથી, તો એનાં દીધેલાં દુઃખોથી આપણી બાપડી વિધવા કેમ જ છુટે ! પુન્ય પ્રાપ્ત કરી ઈશ્વરની કૃપા મેળવવી હોય તો ધાવ દુઃખી વિધવાઓની વ્હારે, અને છોડો તેમની ગુલામી બંધનની જંજીરો !



# પ્રભુ પ્રાર્થના.

હે પરમકૃપાળુ પરમેશ્વર ! અમારા હાલ તરફ જૂઓ, ચાલ તરફ નહી જૂઓ ! સુખના પછી દુઃખે અને સંપદના પછી વિપદે આવીને હમારી આશાઓનું ઘર ભાંગી નાખ્યું છે તે તરફ નિગાહ કરો ! હે પ્રભુ ! તમારા નિશ્ચયને અને અમારાં કર્મની ગતિને અમે અટકાવી શકતાં **નથી, તમે જ** તમારી પ્રબળ કાળગતિને થોભાવો, હવે દુઃખ ખમી શકાતું નથી. **હમે** કાંઈ તમારી પાસે ત્રિલોકયનું ઐશ્વર્ય માંગતાં નથી, કેવળ તમારો સહવાસ જ પ્રચ્છિયે છિયે. તમને છોડીને હમોને સ્વર્ગનું સુખે જોઇતું નથી, હમે આ વૈધવ્યમાંથી ઉગર્યે એટલું જ તમે હમોને આપો હમારા બાપ ! હસી કાંઇ

કાગડા પર રૂચિ કરે નહીં; હમે પણ પર પુરૂષ ઉપર રૂચિ કરતાં નથી, તમે નક્કી માનજો પ્રભુ, પ્રાણ જતાં સુધી હમે હમારૂં શીયળ કદી ભંગ કરીશું નહીં, હમોને આ અસહ્ય દુઃખોથી જ ઉગારો! હે પ્રાણનાથ! હમારા પ્રાણપતિને તો તમે માર્યા, હમો પતિવ્રતા સ્ત્રીઓને તમે વિધવાઓ કરી, હમારા શણગાર ઉતરાવ્યા; હવે પતિ વિનાની સ્ત્રી તો પ્રાણ વિનાની પુતળી થઇ છે. સ્ત્રીને પતિ એ જ પ્રાણ હતા, હવે તે પ્રાણ ચાલ્યા ગયા, હવે તો ઉગારો! જળ વિનાની નદી જેમ સુકી થઈ પડી છે તેવી દશા હમારી થઇ છે, હવે તો હમને સહાય થાવ! જળ વિના તરફડતી માછલી જેવા હમારા હાલ થયા છે, હવે તો હમને બચાવો! તમે કહેશો કે; શા સારૂ ચિંતા કરો છો, નીચ કે ઉંચ, રાય અને રંક કોઇને પણ મરણ મુકતું નથી, પૂર્વે જે કર્મ કર્યાં હશે તે પ્રમાણે સંસારમાં સુખ દુઃખ ભોગવ્યે જ છુટકો છે; એ તો જે થવાનું હશે તે જ થશે, તોપણ તમે કાંઇ રાહેત કરો. અને આ દુઃખ સહન કરવાની શક્તિ આપો! હમારા સ્વામીનાથે તો પોતાના પ્રાણ તમને સોંપી પોતાનું કલ્યાણ ઇચ્છયું, હવે હમે તમારા શિવાય કોને શરણે જઇએ? હમારા નાથ તો આ ભયંકર માયાની નદી ઓળંગી ગયા છે, હવે હમે તે ઓળગવાની વાટ જોતાં બેઠાં છિયે, તમે આવીને હમોને તરાવી લઇ જાવ! આ દુઃખરૂપ સંસાર સાગરને તરવાને હમે હવે તમારે જ શરણે આવ્યાં છિયે, તમે હમારૂં રક્ષણ કરો! હમારો એક દિવસ એક યુગ જેવો થઇ લાગ્યો છે, છોડવો આ પાપમાંથી! પ્રભુ! આ દુઃખના વખ્તે ધીરજ આપનાર, દુઃખ રૂપી રોગ મટાડનાર, હમોને દિલાસો દેનાર હે તમ દયાનિધિ! હવે તો હમારી બાંહે પકડો! હમે હમારા પ્રાણુંના હવે ત્યાગ કરીશું, તમારો નહીં. પતિ વગરનું જીવન વૃથા છે; પતિ જ હમારૂં ભૂષણ હતા; વિધવાપણાના સંકટો કેવાં દુઃખદ અને ભયાનક છે, એ સર્વ તમો સર્વજ્ઞ છો તે જાણો જ છો, તો હમે તમારા શિવાય હવે કોની મદદ માંગ્યે? દુઃખ ભોગવ્યાથી પાપનો નાશ થાય છે, પછી પુન્યનું ફળ ભોગવાય છે, એટલુ મન મનાવીને હમે હમણા રંડાપાના દુઃખો ભોગવીને પાપનો ક્ષય કર્યે છિયે, ત્યાર પછી સુખ ભોગવ્યે કે નહીંએ ભોગવ્યે, પણ હમારી કાકલુદીભરી અરજ વાંચીને હમારી હમણાની જ ભિડ ભાંગી નાંખો! હે પ્રભુ! જગત્ કરડી નજરે જૂએ તો જોવા દો, તમે કરડી નજરે નહીં જૂઓ! જગત્ હિણે તો હણવા દો, તમે હિણાને હડસેલા નહીં મારો! બુદ્ધિ ભ્રષ્ટ થતી જાય છે, ચિત્ત વ્યગ્ર રહે છે, કાંઈ સુઝ પડતુ નથી, હવે તમે તમારા આશીર્વાદ ઉતારો! સંસારમાં કોઇ અમર નથી, તો હે વ્હાલા! તમારા ચરણે પડેલાને હવે તમે જ ઉઠાડો! સંસાર લગ્નિના લગનથી તો જીવનું બંધન થયું, હવે તમારાં સલગ્ન થઈ હમોને મુક્તિ મળો! ચિત્તવૃત્તિ આડે માર્ગે દોડતી હોવાથી તમારા પ્રત્યે હમારો વિશ્વાસ દ્રઢ કરો, અને દ્રઢ ભક્તિ, સંપૂર્ણ જ્ઞાન, અને વૈરાગ્યથી તમે જગત્થી તજાયલાં હિણાયલાં જે હમે તેઓને વશ કરો!

## પ્રભુ આજ્ઞા.

હે પુત્રીઓ! મિથ્યા શોક શા માટે કરો છો? મ્હેં જે કાંઈ કર્યું અને કરીશ તે તમારાં કલ્યાણનું જ સમજવું. મારાથી તમ પીડા પામેલાંને, એકલાં મ્હારા જ ઉપર બેઠેલાંને ધીરાં પાડીને હું મ્હારૂં સર્વસ્વ અર્પણ કરીશ! તમે અહોનિશ મ્હારી સેવા ઉઠાવો, હુ તમારાં વૈધવ્યના તપમાં મદદ કરીશ. તમે જે રીતે પ્રસન્ન થશો તે રીતે હું કરીશ. વિશ્વાસ રાખો, લગારે ચિંતા ન કરો! મ્હારા આશીર્વાદ છે કે તમારૂં સર્વદા કલ્યાણ થાવ!

**તથાસ્તુ!**

# "બંદો અને બંદગી" વીશે અભિપ્રાય.

નવસારીવાળા લેખક મી૦ શો૦ મ૦ દેશાઇ તરફથી અભીપ્રાય અરથે ૨૫૦ પાનાનું આ દળદાર પુસ્તક હમોને મલ્યું છે. આ બીજી આવૃત્તી છે, કેમકે પેહેલી આવૃત્તી પારસી કુટુંબોમાં થોડીક મુદતમાં ખપી ગએલી હોવાથી શેઠ શીયાવક્ષ શેરાબજી કામદીન દશતુર વીગેરે ચુસ્ત પારસી ગ્રહસ્થોએ ઉત્તેજન આપી એકજ વરસમાં બીજી આવૃત્તી કાઢવાની જરૂર જોઇ છે. આ નવી આવૃત્તીમાં ઘણોજ સુધારો વધારો કરેલો જોવામાં આવે છે. પરમેશ્વરની હસ્તી અને તેની ભકતી વીશે આ એક સુંદર વાકય લખાયનું આ પુસ્તકમાં નજરે પડે છે.

(**સત્ય મિત્ર.** તા. ૧૪-૯-૧૯૨૪.)

**વિરાફ** અને **નસર** નામના બે ભાઇઓ વચ્ચે ધર્મ સંબંધી વાદવિવાદ ચાલે છે. **વિરાફ** ધર્મિ અશો નર છે, **નસર** નાસ્તિક વિચારનો છે. તેવા એક અધર્મિ ભાઇને કુદરતની કરામતનો ખ્યાલ આપવા **વિરાફ** દાખલાઓ આપી બંદગીના બળની શ્રેષ્ટાઇ **સમજાવે છે. તે** ભાષામાં **અને** તે ઉમદા નશીયતોમાં ભાઇ સો. મ. દેશાઇએ ગોયા સારી દુનિયાના જ્ઞાનનો ખજાનો રજુ કરી દીધો છે! ૪૨ સબકો એકકે એક એવા કિમતી છે કે આવાં એક સાહિત્યના બાગના ખુણે ખુણાની ખબર લેવી કેવળ અશકય છે સિવાય કે તેને વાંચક વર્ગ વાંચીને જાતેજ તપાસ કરી લેવી. આ પુસ્તક વાંચ્યા બાજુએ મુકતાં દરેક વાંચનારના મુખમાંથી ભાઇ સોહરાબજીની વિદ્વતા માટે આફ્રીનનો ઉદગાર નિકળ્યા વગર રહેશે નહિ. એવાં એક જ્ઞાનના ભંડારનો રીવ્યુ તે શી રીતે લેવાય? કયા ફકરાને પકડીએ અને કયા પાનાને છોડી દઇએ? કેવા બોલો અને કેટલી તારીફમાં રીવ્યુ લખાય? સિવાય કે હાથમાં લઇને વાંચો.

(**હિંદી આરીક.**)

કુદરત ઉપરથી કરતારની હસતીવાળો ૯ મો સબક ખુદાની હસ્તીનું જ્ઞાન બરાબર સમજાવે છે. જોકે ફીલસુફી નજરે લખાયલો એ ભાગ સાધારણ વાંચનારને સમજવો **અઘરો** પડશે, પણ ધ્યાનથી જો તેનો અભ્યાસ કરીને તે ઉપર વીચાર દોડાવવામાં આવ્યા કરશે તો નવુંજ અજવાળું પડતું જણાશે. આવી ચોપડીઓ જેમ બને તેમ નીશાળોમા ઉચા કલાસોના વીદ્યાર્થીઓને ઇનામમાં આપી ઘેરઘેર તેનો ફેલાવો કરવાની હમો ભલામણ કરીશું.

(**જામે જમશેદ.** તા. ૩૦-૮-૧૯૨૪.)

એક ઠેકાણે મી૦ દેશાઇ અર્થ જાણ્યા વગરની બંદગીની હેમાયત કરતાં લખે છે કે:—
"આપણા પેગમ્બર સાહેબનાં વચનો અને મંત્રો તે તો જેવાં ડોકટરોનાં પ્રીસક્રીપશન હોય છે તેવાંજ સમજી લેવાં. દરદી જાણતો નથી કે ડોકટરે પ્રીસક્રીપશનમાં શી શી દવાઇઓ લખી, ને કમ્પાઉન્ડરે શીશીમાં શી શી દવાઇ ભરી આપી, પણ ડોકટર ઉપર એતેકાદ રાખીને સારૂં થવાની ઉમેદમાંજ દરદી તે ઓસડ પીએ છે; તેમજ આપણા મનોવીકાર દુર કરનારા ડોકટર જરથોસ્ત સાહેબનાં આપેલાં મંત્રો યકીનદારીથી ભણવાથી આપણા મનોવીકારવાળા દરદીઓને આરામજ થાય છે. અંધારે ખાવ તોએ ગોળ કે સાકર તો ગળ્યાંજ લાગે, ને મરચાં મરી તીખાં જ લાગે. તેમ જ વૈદનાં ઓસડ અને પેગમ્બરોનાં ગોઠવી આપેલાં મંત્રો અજાણપણે પણ લાભ જ કરે."

આવા આવા ખુશનુમા વીચારોથી આ પુસ્તક ભરપુર છે. પારસી ભાઇઓને તો હુ ખાસ રીતે કહીશ કે પોતાની પાસે આ પુસ્તક જરૂર જાળવી રાખે અને વારંવાર તેનો અભ્યાસ કરતા રહે.

(**સાંજ વર્તમાન.** તા. ૩-૯-૧૯૨૪)

પાક પરવરદેગાર સાહેબ પોતાની મરજીના માલેક છે, તે મજકુર કર્તાએ અવસ્તામાંથી જ બતાવી આપવા ઉપરાંત આ દુન્યામાં બનતા અજબ જેવા ઉલટા સુલટા બનાવોથી ગુરૂત્વાકર્ષણના કાયદા કાનુનોમાં જણાયલા અપવાદોના દૃષ્ટાંતથી સમઝાવ્યુ છે. કર્તાએ પોતાના પુસ્તકમાં ઠેર ઠેર ટુચકાઓ, મન ઝટ આકર્ષી લે એવી નાની નાની રસ ગળે ને કટકા પડે, એવી એવી વાર્તાઓ, ફારસી, સંસ્કૃત તથા ગુજરાતી કવેતો તથા અલંકારો આપેલાં જણાય છે કે ઉપલું પુસ્તક એકવાર વાચવાને શરૂ કર્યા પછી તે અધુરૂં મુકવાનું મન કદી થતું જ નથી. મી. દેશાઈનાં અનેક પુસ્તકો મે અત્યાર સુધીમાં મનની મોજ સાથે વાંચ્યા છે, અને અત્રે મને કહેવા વિના ચાલતું નથી કે એકાદ દીલ ઉશ્કેરનાર વાર્તા કરતાં પણ મને આ પુસ્તક વધારે હોંશથી વાંચવા ગમ્યું છે.

( **ફુરસદ.** જાનેવારી ૧૯૨૫. )

નસર વીરાફને ઘણા ઘણા પ્રશ્નો પુછતો જાય છે અને વીરાફ તેની સરળ સમજ આપતો જાય છે. તેમ કરતાં અનેક દૃષ્ટાંતો, દાખલા દલીલ, ટાંચણ, કવેતથી વીષય ભરપુર થતો વાંચકને આકર્ષી રાખે છે. કોક ઠેકાણે ટાંચણો અને કાવ્યો અને કવેતો એટલાં સુંદર અને એવાં રહસ્ય સાથનાં હોય છે કે ફરી અને ફરી વાંચવા ગમે છે. પાને ૨૭ મે આવેલું કાવ્યઃ—"અજબ હયરાન હઉં ભગવાન તુમ્હેં કયું કર રીઝાઉં મયેં." એવું જ ઉત્તમ ભાવવાળું અને વાંચીને ફરી વાંચવા ગમે એવું છે.

( **પારસી સંસાર.** તા. ૬–૯–૧૯૨૪. )

જાણીતા લેખક ભાઇ સોરાબજી મ. દેશાઇ, નવસારી તરફથી ઉપલા નામનું જ્ઞાનના ખજાનાથી ભરપુર પુસ્તક મલ્યું છે. ૨૫૦ પાનાનું ગ્લેઝડ કાગલ અને સારી બાઇન્ડીંગવાળું પુસ્તક જોતાં જ અંદરના એમુલ ભંડારનો ખ્યાલ આવી શકે.

બંદગી કરવાના ફાયદાઓ ખરેજ ઘણા છે ને તે ઘણી સારી સમજણ સાથ બે ભાઇઓના વીચારો એવી અસરકારક રીતે ટાંકી બતાવ્યા છે, કે તે આજકાલ બંદગીને ધીકકારનાર માટે તે ઊંડી નસીયત પુરી પાડશે. ઘણાકો બંદગી કરતી વેળા બીજી બાજુ ધ્યાન આપે છે. યાને યથા આહુ વઇર્યોનો કલામ પઢી—"અરે આજે તો સરોષ રોજ છે. ધાન શાખ રાંધજો?" અથવા વોહુ ભણીને "અરે આજે નાસ્તો હજુર કેમ તૈયાર નહીં?" એવા ઘણાક રમુજી દાખલા આપણે વારંવાર જોઇએ છીએ, ને તે કીધેલી બંદગી કહેવાય નહીં. એક ચીતે બંદગી કીધાથી જ, ખરી બંદગી ખુદાની જનાબમાં પહોંચે છે. એ માટેનો એજ ચોપડીમાંથી એક દાખલો નીચે મોજુદ છેઃ—

( **દીલે આરામ.** )

હમોને છેલ્લો ૪૨મો સબક બહુ જ પસંદ પડયો છે. એ પોથામાં જાત જાતના દુન્યાદારી દાખલા આપીને દીનદારી તરફ વલણ કરાવેલું છે. નવા નવા ટાહુકા ટુચકા આપીનેભી પણ નસરની ખાત્રી કરવામાં આવી છે કે ખુદા છે ને તેને માટે બંદાએ બંદગી કરવી જરૂરની છે. કોઈ પુછશે કે ખુદાઇ વાતમાં રમુજી વાતો કેમ આવી શકે? પણ હમે કહીએ છીએ કે સુકકી ફુકકી ફકત ફીલસુફીની વાતને પણ મી૦ દેશાઈ એવું રંગરૂપ આપી શકે છે કે, ફીલસુફીની બાબદો પણ સાધારણ વાંચનારાં હોંસથી વાંચે, એટલું જ નહીં પણ ફીલસુફીની મતલબ તેઓ વેહેલાં સમજી શકે. ચોપડી વાંચ્યા વગર તેમાં શું ભંડોલ ભરેલું છે તેનો ખ્યાલ નહીં આવે. મી૦ સો૦ મ૦ દેશાઇનો ગુજરાતી ભાષા ઉપર અચ્છો કાબુ હોવાથી મધુર વાકયો સરળ રીતે ગોઠવેલાં છે. દરેક પાને પાને કાંઈ નહીં ને કાંઇ નવું વાંચવાનું મળે છે.

( **પ્રજા મિત્ર.** તા. ૧૮–૯–૧૯૨૪. )

## "સાદી જીંદગીની શૉક" વીશે અભિપ્રાય.

અને ઉડાઉપણાની દેકરાજીથી વજીરજાદાને અકેકુ ખાસડું મારીને આપવામાં આવેલી શીખામણો તથા કુવા ઉપરની પણીયારીઓએ ફેકરાજી છોડવા સારૂ આપેલી નશીહતો આ ચોપડીની કીમત પુરેપુરી વાળી આપ્યા વગર રહેશે નહીં. વાતમાં બીજી તરેહવાર નવી નવી વાતોનાં ગોળાં કરતાએ ગોઠવીને વાંચનારને એવાં આકર્શી લીધાં છે કે, આખી વાર્તા કયારે વાંચી લેવાય એવી જ લાલચ થયા કરે છે. છેવટે કઈયોજી શેઠે ૯ લાખનો દાબડો પોતાના એક્‌ઝીક્યુટરને આપેલા તે બેદી દાબડો બાપઘુ કરતા શોમનાથ તેવણના બચ્ચાંઓને હવાલે કરે છે તે દાબડામાંથી જે જવાહીરો નીકળી પડે છે તે છેવટ ભાગમાં આપેલાં છે. તે જવાહીરો ખરેખરાં એમુલાં છે."

( પ્રજામિત્ર અને પારસી. )

## "બેટી તું સાસરે કેમ સમાશે ?" માટે અભિપ્રાય.

"થોડાજ વખત ઉપર એઓ સાહેબના એક અતી ઉપયોગી પુસ્તક "બેટી તું સાસરે કેમ સમાશે ?" ની નોંધ લેતાં અમોએ કરાંચીની ગુજરાતી વાંચનારી પ્રજાને તેની અકેક નકલ પોતાના ઘરમાં જરૂર સાચવવાની ભલામણ કરતાં ઉમેર્યું હતું કે પરણતી છોકરીને બીજી ત્રીજી ભેટની સાથે સાથે આ કીમતીમાં કીમતી ભેટ પણ આપવાથી માબાપ અને મિત્રોએ તેણીનું ઘણું ભલું જ ચાહેલું ગણાશે. અને અમો જોઇને ખુશી છીએ કે કરાંચીના કેટલાંક પારસી કુટુંબોએ છોકરા છોકરીને પરણાવતી વેળા કે લગનના ટાંકણે આ પુસ્તકને સુંદર મખમલનું કવર ચઢાવીને ભેટ આપવાની દુરઅંદેશી બતાવવા માંડી છે."

( પારસી સંસાર. )

## " સંસારનો સુકાની " વીશે અભિપ્રાય.

બાપ થનાર પ્રથમ પોતે તો કશી રીતનો એવો અનુભવ બીલકુલ ધરાવતો નથી, પણ પોતે જોયેલા આસપાસના કાંઇક દાખલાઓનું અનુકરણ કરે છે, ત્યારે પોતે આગળ ચાલે છે. પણ ગી૦ દેશાઇના પુસ્તકમાં એવાંઓ માટે બહુ સારૂં વર્ણન કરેલું છે, કે તે વાંચ્યાથી જવાનીઆઓ સારૂં જ્ઞાન સંપાદન કરી શકશે. આજકાલ અનેકો જે ખોટા ખ્યાલથી ને દેખાદેખીની જીંદગીથી એકેકની પુંઠે ઘસડાય છે, ને જ્યાં પોતાની સ્થીતી ગંભીર જોય છે ત્યારે જ ખરાં યા ખોટાંનો ખ્યાલ આવે છે. બાપ થનારે પોતાની સ્થીતી કેમ સાચવવી ને પોતાની બાપ તરીકેની ફરજ બજાવવી, પોતાને પોતાના કુટુંબને કેમ સુખી કરવું તેની હરેક રીતની સમજણ અંદર રજુ થયલી જોવામાં આવે છે.

( કયસરે હિન્દ. તા. ૨૬-૧૧-૧૯૨૨. )

"આજ કાલ જેઓ માત્ર બહારનો ખાલી ભપકો કરી અનેકો જે રીતે માર્ગ કાપે છે તે કરતાં ખરો ઘરનો જ સુધારો કરવાની કાળજી રાખે તો તેઓ પોતાની સ્થીતી અનેક રીતે સુધારી શકે. આજ કાલ જેઓ નામથી બાપ થયા છે-તેઓનો બાપ તરીકેનો અનુભવ પુછો તો તમો શું સાંભળશો ? ઘરના વડીલો જ એવા બાપ થતાને હાથ પકડી ચલાવે છે, અને પોતાના અનુભવે કાંઇક વાતો શીખવે છે. પણ એવા હાથ પકડનાર કાંઇ સર્વને મળતા નથી, ત્યાં વહાણ ખડકે અફડાવાના (સંસારમાં) બહુ જ સંભવ હોય છે. અને જો સાચો રાહબર મળ્યો ન હોય તો છેવટે વહાણ ડુબે છે. માટે સસ્તામાં સારૂં જ્ઞાન જો બીન અનુભવીઓને જોઇતું હોય તો આ પુસ્તક વાંચીઓને સાચો જ માર્ગ દેખાડશે."

( જામે જમશેદ. )

આજે બાપ તરીકે જેઓ ઓળખાય છે તેઓમાં બાપ જેવી લાયકાત મોટે ભાગે હોય છે કે ? નહીજ જેવું હોય છે. કાંકે આજે બાપ થનાર પોતાની સ્થીતીમાં આનંદ નથી માનતો પણ હાય અફસોસજ કરે છે, અને બાપ તરીકેની હીંમતવાન ફરજ બજાવવાને અનેક રીતે પાછળ જ પડે છે. ઘણાકો તો અમુક વાતે પોતાના મગજનું સમતોલપણું પણ વખતો વખત ખોય છે. એવાઓ માટેજ મી૦ દેશાઇનું ઉપલું નવું પુસ્તક સારી ને આવકારદાયક સલાહ આપે એવું એક ઉમદા સાધન છે. (**પ્રજામિત્ર.** તા. ૧૮-૧૧-૧૯૨૨.).

## "સંસારનો સુકાની" વીશે અભિપ્રાય.

સંસારનો સુકાની એટલે બાપ બનવાનો હુન્નર નામની એક ચોપડી મી૦ સો૦ મ૦ દેશાઇ તરફથી મળી છે તેની પહોંચ સ્વીકારતાં ખુશાલી ઉપજે છે. એ ચોપડી પણ એમની દરેક ચોપડી જેઓએ વાંચી છે, તેઓ કહેવાને અચકાશે નહી, કે આખ્ખી ચોપડી તમામ જ્ઞાન અને સારી સારી શીખામણથી ભરપુર છે. તેમાં જરાબી વગર અગત્યના તાહેલાં અને કુથલા નહી હોવાથી આખ્ખી ચોપડી પુર ઉમંગથી વાંચવા ગમે એવી છે. (**દીલે આરામ.** જુન ૧૯૨૩.)

એક આસામીએ જલદીથી પરણવાથી જલદીથી બાપ નો થવાય છે, પણ આ જમાનાના જવાન બાપોને ગળે કેવી ભયાનક ટોક ઓળવાય છે, તે તો જેઓ પિતા થાય છે તેઓજ જાણી શકે છે. પોતાના ગળે ઓળવાયલી આ ટોક અને પોતાની ઉપર આવી પડેલો અંકુશ કેવી રીતે આશાનીથી ફેહાવવો તેને લગતી દરેક તરકીબ તથા હુન્નર ઉપલાં પુસ્તકમાં મી દેસાઇએ જશવંત રીતે શીખાડયા છે, અને જેઓને પોતાનો સુખી સંસાર કેમ ચલાવવો તથા તેની રચના કેવી રીતે કરવી તે શીખવાની અભિલાષા હોએ તેઓને હું ઉપલુ પુસ્તક ખરીદીને વાંચવાની સીફારસ કરૂં છું. (**ફુરસદ.** જાનેવારી ૧૯૨૩.)

સંસારની મુશ્કેલીઓ, વળગણો. આવી પડતી હાડમારીઓ વગેરે પર કર્તાએ વીસ્તારીને વીવેચન કર્યું છે અને તેમાંથી કેમ પાર ઉતરવું તે બતાવ્યું છે. એકે એક પારસી ઘરમાં આ પુસ્તક વંચાવું જોઇએ. બાપોને કંઇક ફાયદો જ થશે, સંસારને તે વધુ મીઠો બનાવી શકશે અને પોતાના કોઇ કડવા અનુભવોમાં આમાંથી નવું જ મેળવી સ્ત્રી, સંસાર, દીકરા દીકરી તરફની ફરજમાં તે વધારે ને વધારે ઉપયોગી થઇ પડશે.

સંસારી પુસ્તકોની ખોટ મી. દેશાઇએ પુરી પાડી ગુજરાતી સાહિત્યમાં કીમતી વધારો જ કર્યો છે, જે માટે તેઓને જેટલો ધન્યવાદ આપ્યે એટલો ઓછો છે.

(**પારસી સંસાર.** તા. ૯-૧૨-૧૯૨૨.)

## "દુઃખીને દિલાસો" વીશે અભિપ્રાય.

જાણીતા ઉપયોગી પારસી ગ્રંથકારોના ઘણા સાંકડાં મડળમાં નવસારીવાસી વીદ્વાન લેખક મી૦ સો. મ. દેશાઇ ઘણી અગત્યની જગા ધરાવે છે. તેવણે પારસી કોમને લગતા જ નહી પણ ગુજરાત અને હીંદના સંબધી તવારીખના અનેક પ્રકરણોના ખાસ અભ્યાસી તરીકે આજ ઘણુંજ આગમજ પોતાને પુરવાર કીધા છે. તેમના અનેક ગ્રંથોમાં 'દુઃખીને દીલાસો' નામનું તેમનું રસીલું વીદ્વતા ભરેલું ગ્રંથ ઉંચી જગા લે છે. ખરૂં જોતાં આ કાંઇ એક જ ગ્રંથ નથી. તે તો એક જ ગ્રંથ હેઠળ એક જ મહાન વીષયની જુદી જુદી શાખાઓ અને જુદા જુદા ફણગાઓ રજુ કરે છે, જે આટલા ઉપરથી જણાઇ આવે છે કે પાણીના રેલા માફક વહેતા 'દુઃખીને દીલાસો' ના જુદા ભાગો વધીને હાલ ઘણી સખ્યા ઉપર આવ્યા છે અને તે રેલાઓ જોઇ તરસી અને તલપ કરતી જમીન ઉપર પડે છે કે તેથી તેને કાંઇ થોડીક રાહત કે ટાઢક મળતી નથી. તેમ કરીને વાંચકના દુઃખમાં ઘટાડો કરી તેની સન્મુખ આશાના સોનેરી કીરણો ધરે છે. તેવણના ઉપલાં પુસ્તકના હાલ ૫૪-૫૫ તથા ૫૬ મા ભાગ બહાર પડયા છે. (**જામે જમશેદ.** તા. ૧૮-૧૧-૨૨.)

મી. દેશાઇને તેઓની આ શોખની સેવા માટે ધન્યવાદ આપતાં આપણે ઇચ્છીશું કે તેઓના આ પરમાર્થી કામમાં સખી તબેહ સાહેબો ટેકો આપશે. ગમે એવા બોધ છતાં દુઃખની વખતે ધ્યનશાન દિવાનો થઇ જાય છે અને તે ખરી સ્થિતી સમજી શકતો નથી માટે તેવાં દુઃખમાં ગિરફતાર થયલાંઓને આ પુસ્તકો જોઇતી રાહત આપવા માટે, અને તેનું ભાન પાછું ઠેકાણે લાવવા માટે ઘણા ઉપયોગી થઇ પડશે. હોસ્પીટલો અને એવાં જ બીજાં દુઃખી દરદીઓના ધામમાં પણ આ પુસ્તકો દુઃખીઓનું દુઃખ ઓછું કરવા માટે ઘણા ઉપયોગી થઇ પડશે એમાં શક નથી, અને તેથી તેની જથાબંધ નકલો ખરીદ કરી તેનો એવાં મથકોએ ફેલાવો કરવાની જરૂર છે. આપણે ઉમેદ રાખીશું કે આ પુસ્તકો જે ખજાનો ધરાવે છે તેનો લાભ બની શકતાં વધુ આસામીઓ લઇ શકે એવા પરગજુ સાહેબો કોશેશ કરશે અને મી. દેશાઇના પરમાર્થી કામમાં સહાય થશે.

( પારસી સંસાર. તા. ૨૫-૧૧-૧૯૨૨. )

ઉપલા લેખકે છેલ્લા ત્રણ ભાગો બહાર પાડી આ ઉત્તમ પુસ્તકને સંપૂર્ણ કર્યું છે. જ્ઞાનના લોભીઓ તો એવું જ ઇચ્છતા હશે કે આ સીરીઝ હજી લંબાવતે તો ઠીક. અને મારૂં પણ એવુંજ આધિન મત છે. સાધારણ વાંચકવર્ગને ખ્યાલ આવી શકતો નથી કે એવા લેખો લખતાં-અને તે પણ ૫૬ ભાગનું એક પુસ્તક રચતાં-લેખકને કેટલો અગાધ પરિશ્રમ પડતો હશે-કેટલું ભેજાનું દહીં કરવુ પડતું હશે-કેટલો વખતનો ભોગ આપવો પડતો હશે! દાખલા દલીલોને ચૂંટી ચૂંટી મૂકવા-ઇંગ્રેજી, ફાર્સી આદિ દોહરાઓ, ભજનો, કાવ્યો વગેરેને તેઓની લાયક જગાએ ગોઠવવાં-એ કંઇ કુલ્લીમાંનો ગોળ ખાવા જેવું સહેલ કામ નથી!—અને એમ છતાં પણ આવાં અપૂર્વ પુસ્તકનાં ગ્રાહકો કેલી એકડો ને ત્રણ મીંડાં!"

( જ્ઞાન વર્ધક. )

નવસારીના પ્રસીદ્ધ લેખક મી૦ સોરાબજી મનચેરજી દેશાઇની કલમથી લખાયલા "દુઃખીને દીલાસો" નામના વીષયોનો સંગ્રહ મુંબઇવાળા જાણીતા બુકસેલરો મેસર્સ એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપનીએ બીજી આવૃત્તીના રૂપમાં ચાર ભાગમાં પ્રગટ કીધો છે. મી૦ દેશાઇએ ઘણી ભાષાઓ તથા સાહીત્યોનો અભ્યાસ કીધેલો હોવાથી વીષયોની ચુંટણી, રચના, શયલી, અને ઉપદેશ સંબંધમાં ઉંચી કીસમનો રસ, નીતી, અને રીક્ષાસુરી આસાનીઅતથી એઓ સમાવી શક્યા છે. મહીને મહીને તખ્તાઓ ઉપર આવીને લાંબા હાથો સાથે "દીલની દાદી"નાં ભાષણો કે વાચજીઓ કરનારા રીક્ષાસુરૂ પાસેથી જેટલો દીલાસો મળી શકે, તેથી ૬૬ ગણો દીલાસો મી૦ દેશાઇની નાની કીતાબોમાંથી મળતો જ હશે. એકંદર ૪૮ પત્રોમાં તવારીખ, ધર્મ, સંસાર, રાજપાટ વગેરે દર્શીત કરવા લાયક હકીકતો સાધારણ અક્કલનાં વાંચકને શાંતીમય નીર્મળ ખીયાલમાં નાંખીને ફાયદો કરવાની યોગ્યતા ધરાવે છે, અને વીશેષ ડાહપણ ધરાવનારાં સ્ત્રી પુરૂષો પણ એટલા ૪ દઝન દીલાસા વાંચે તો તેમાં પ્રમાણપુર્વક વધારો કરે. અમે તો સઘળાને જ આ દીલાસાથી "છાતીનો ખુલાસો" કરી જોવાની ભલામણ કરવા ખુશી છીયે.

( સાંજ વર્તમાન તા. ૨૪-૭-૧૯૨૪.

## "દુઃખીને દિલાસો" વિષે અભિપ્રાય.

સાહીત્યના એક અંગ લેખક મી૦ સો. મ. દેશાઇ તરફથી અમોને અભીપ્રાય અર્થે તેઓનાં છેલ્લા પ્રગટ થયલા દુઃખીને દીલાસાના ૫૪-૫૫-૫૬ ત્રણ ભાગો મલ્યા છે. આ ભાગો આગળ જેવાજ ને વાંચનારની હરેક રીતે પ્રશંસા પામે તેવાજ છે. અને ૫૬ મા ભાગમાં ૩૬૫ દીલાસા ખતમ થયા છે. આજકાલ અનેકો સ્ત્રીમાં આ પુષ્કળ જંજાલો યા દુઃખમાં તો મોટે ભાગે હશે, પણ અનેક રીતે આવી પડતાં દુઃખમાં આપણા મનને કેમ સમાધાન કરવું ને આપણું કામ કેમ કરવું, આસપાસના અનેક સંજોગો વગેરે જોઇ ધીરજથી આપણા મનને આપણી સ્થીતીને કેમ સુધારવી યાને કેવી યુકતીથી કામ કરી માર્ગ કાપવો તે વીષે અંદર અનેક ઉમદા પાઠો રજુ કરેલા છે. જેઓને સંસારનો મુદ્દલે અનુભવ હોતો નથી તેઓ વારેઘડીએ નહાના દુઃખોથી પણ ગભરાય છે, પણ એવાઓ મી૦ દેશાઇના આ દુઃખીને દીલાસાના ભાગો વાંચે તો પોતે પોતાની સ્થીતીથી નીચે જાત ધીરજથી ટકાવી રાખી શકે. મી૦ દેશાઇના સાહીત્યથી ઘણાક દુઃખીઓના દીલો ખુશ થયાં હશે, અને ઘણુકો આવા ઉમદા સાહીત્ય વાંચીને તેની રીતી ને નીતી ઉપરથી વીલાપ ને અફ્સોસથી દુર થયાં હશે. દુઃખમાં સપડાયલાંઓ માટે આવી કીસમનું લખાણુ ખરેજ તેઓને દીલાસો દઇ શકે એમ વાંચવાથી માલમ પડે છે. આવું ઉમદા સાહીત્ય આપણા હીંદ દેશમાં મી૦ દેશાઇએ રજુ કરેલું છે તેવું હવે પછી કદાચજ આપણા વાંચવામાં આવે એમ જણાય છે. માત્ર ૪ આનામાં સારાં મોટાં કદમાં છાપેલા ૬૪ પેજેનું સાહીત્ય મળે એ સખ્તુજ કહી શકાય. કોઇ સાહીત્યદાની કે કોઇ ચગોર પુસ્તકો પ્રગટ કરનાર આ ૫૬ ભાગો સામટા છપાવી આ કરતાંભી સસ્તી આવ્રતી કાઢે તો એ ગ્રંથ આપણા ગુર્જર સાહીત્યમાં પહેલી પંકતીનો થઇ પડે ને દરેક ભાગો સચવાઇ રહે. આ ભાગોમાંની બીજી ઘણીક આવ્રત્તીઓ પાછી છપાવી છે. મી૦ દેશાઇ જે પ્રમાણે ગુર્જર સાહીત્યની સેવા ચુપચુપ બજાવતા રહ્યા છે ને પ્રજા સન્મુખ અનેક ભોગે જે કામ કરેલું છે તે ખરેજ સ્તુતીપાત્ર છે.

(**પ્રજામિત્ર** તા. ૧૮-૧૧-૧૯૨૨.)

"આજકાલ આપણે જોતા જઇએ છીએ કે આપણા ગુર્જર સાહીત્યમાં કાંઇક રીતે જોમ આવતું રહેલું છે, અને જો મોંઘવારીનો દૈત્ય નરમ પડે તો તેમાં પણ વધુ સુધારો થાય. પારસીઓએ હરેક રીતે ગુજરાતી ભાષાને વધારવાને તથા તેનો ફેલાવો કરવાને માટે બહુ શ્રમ ખુલ્લા રીતે લીધો છે, તેમાં નવસારીવાસી મી૦ સોરાબજી. મ. દેશાઇનો મોટો હીસ્સો વગર શકે આવેલો કહેવાય, કાંકે મી૦ સો. મ. દેશાઇએ આપણી ગુજરાતી ભાષાની બહુ સારી સેવા ખુલ્લી રીતે બજાવી છે, ને ડઝનબંધ જાત જાતના પુસ્તકો પ્રગટ કરેલાં છે. તેમાં ઉપલા ૫૪ થી ૫૬ ના છેલ્લા દુઃખીને દીલાસાના ભાગો વધુ ઉમેરો કરે છે.

(**કયસરે હિન્દ.**)

## "સદ્દગુણી સાસુ" વીશે અભિપ્રાય.

મી૦ શે. મ. દેશાઈ નવસારીવાળાએ સંસાર સુખનાં પુસ્તકોની હારમાળા કેટલોક વખતથી પ્રસીદ્ધ કરવાનું શરૂ કર્યું હતું. એ હારમાળાનું સાતમું પુસ્તક "સદ્દગુણી સાસુ" છેલ્લું પુસ્તક છે. સંસારમાં ઉપયોગી થઈ પડે એવી અમેરીકન સીરીઝ હાલમાં બહાર પડી છે, પરંતુ તે સીરીઝ સાથે આ હારમાળાને કાંઇ લાગતું વળગતું નથી. આ હારમાળા ખાસ કરીને હિંદુસ્થાનના લોકોના સંસાર વહેવારને બંધબેસ્તી રચવામાં આવી છે. તેમાં પણ અવસ્ય કરીને પારસી સંસારને એ સીરીઝ ઘણી ઉપયોગી છે. સદ્દગુણી સાસુ અને સલુકવાળી વહુઓ થવાની યુકતીઓ સરળ ભાષામાં વર્ણવેલી છે. આ છેલ્લાં પુસ્તકમાં નાની નાની પુશ્કળ વાર્તાઓ દાખલા પડતી આપવામાં આવેલી છે. અંગ્રેજીમાં જેને Punning કહેવામાં આવે છે, તેવા શબ્દ ઉપર ભાર આવવાથી જે સુંદર અલંકારો જાણવામાં આવે છે, તેવા શ્લેષવાળા અલંકારો આ પુસ્તકમાં ઠામ ઠામ જોવામાં આવે છે. સદ્દગુણી સાસુઓના દાખલા, અથવા નઠારી વહુના દાખલા ઘણા ઘણા તો ૪–૫ આપી શકાય, પણ આ પુસ્તકમાં તો નહીં જાણવામાં આવેલા સંખ્યાબંધ દાખલા, દરેક નશીએત સમજાવતાં આપેલા જોવામાં આવે છે.

( કયસરે હિન્દ. તા. ૨૪–૬–૧૯૨૩. )

વળી આ પુસ્તકની ખુબી તેની નાની બોધદાયક વાર્તાઓમાં સમાયલી છે. દરેક ચાબખાના ટેકામાં બે ત્રણ નાની નાની વાર્તાઓ આપી છે, અને દરેક વાર્તામાં લાગુ પડતી નવી નવી જાતની કહેવતો તથા નવા નવા દોહરાઓ સમજાવવામાં આવ્યા છે. ૩૭ મા ચાબખામાં ઉત્તમમાં ઉત્તમ સાસુ તરીકે સૈમ્યા સાસુ અને ઉમદામાં ઉમદા વહુ તરીકે સાવીત્રી વહુનો ઇતીહાસ આપેલો, તે તો દરેક સાસુ વહુએ વાંચવાની હમે ભલામણ કરીએ, અને જુલમગાર સાસુને ખુદરતનો ફટકો કેવી રીતે પડે છે, તથા ડાહી અને ખમાઉ વહુને ખુદરત કેવી અજબ જેવી રીતે મદદ કરે છે તેનું દાસ્તાન પાને ૧૦૪ ઉપર બીલગી ગામના મીયાંભાઇના કુટુંબનો આપ્યો છે. તે ઘણોજ અસર-કારક ચીતારેલો છે.

એક વહુને મન ઉતારો તેના ધણીને કરવા સારૂ એક કપટી સાસુ કેવાં કેવાં ફેલ રચે છે. અને વહુના કામો બુબખ જેવાં ઠરાવવા સારૂ તેમજ તેણીને કાંઇ આવડ નથી એવું જણાવવા સારૂ એક જુલમગાર સાસુ કેવી કેવી જુકતીઓ કરે છે તેની રસીલી વાર્તાઓ વાંચવાથીજ સઘળો સાર સમજી શકાય એવી દરેક ચાબખાની રચના કરેલી છે. દરેક ચાબખાને બર પડતી મથાળે એકેકી રમુજી કહેવતો આપેલી છે.

( **પ્રજામિત્ર.** તા. ૯–૬–૧૯૨૩. )

જાણીતા લેખક મી૦ શે. મ. દેશાઇએ સંસારી પુસ્તકોમાંનું છેલ્લું પુસ્તક "સદ્દગુણી સાસુ" નામનું હાલ બહાર પાડયું છે. આ પુસ્તક પણ આગલાં પુસ્તકોના જેવુંજ રસીલું, બોધદાયક અને નીતિવચનોથી ભરપૂર બન્યું છે. વધુ તો એ છે કે એમાં શ્લેશાલંકાર ઘણા વપરાયા છે. એ અલં-કારો બે ઘડી જ્ઞાન સાથે ગમ્મત પુરાં પાડે છે. એક ભાષાની રમકઝમક કેવી હોય તે અમુક શબ્દોને અમુક રીતે મુકવાથી તેમાં કેવું ચમત્કારીપણું આવી જાય છે તે આ અલંકારો બતાવે છે. મી૦ દેશાઇએ આ પુસ્તકમાં કમાલ કરી છે !

( **પારસી સંસાર.** તા. ૨૫–૮–૧૯૨૩. )

પણ કર્તા પોતાની ચોપડીની પ્રસ્તાવનામાં જેમ લખે છે તેમ પૃથ્વીના પ્રારંભથી આજ સુધી કોઈ પણ સંસાર સુખી નીવડયો નથી. કાદવના ચુલા બધે છે. રાજાના મહેલમાં કે ગરીબની ઝુંપડીમાં બધેજ સંસારના દુઃખોનો ચીતાર ચીતરવામાં આવ્યો છે. આ બધા સંસારી કજીઆ કંકાસમાં સાસુવહુનો કજીઓ ખચીત અગ્રસ્થાન લે છે તેમાં શક નથી. મી૦ દેશાઇએ આ પુસ્તકમાં "દીકરી ગાયમાય" ઉપર ૪૨ પત્રીકાઓ 'ચાબખા' રૂપે લખીને સાસુ-વહુના સંસારી કજીઆઓની જુદી જુદી અનેક બાજુઓ બહુ રશીલી એબારતમાં રજુ કરી છે અને સંસારના આવા નબોજા કલેશ અને કજીઆઓ ટાળવાની કીમતી સલાહ અને શીખામણોથી પોતાના પુસ્તકને બહુ ઉપયોગી બનાવી સંસારની એક વધુ સેવા બજાવી છે. આ પુસ્તક દરેક પારસી ઘરમાં રાખવાની અમો ભલામણ કરીએ છીએ.

(**જામે જમશેદ.** તા. ૨૩ મે ૧૯૨૩.)

નવસારીવાળા અઠંગ પારસી લેખક મી૦ સો૦ મ૦ દેશાઇનાં "સસાર સુખની હારમાળા" નાં સાતમા યાને છેલ્લાં પુસ્તક, "સદગુણી સાસુ" ની એક નકલ મને તપાસ અર્થે મળી છે. એ હારમાળાનાં મી૦ દેશાઇનાં આગલાં પુસ્તકો મેં ચીપી ચીપીને વાંચ્યાં છે, અને હું એ પુસ્તકોની તપાસ લેતાં આગળ જાબજા કહી ગયો છું કે આપણા દેશના લોકોના સંસાર વ્યવહારને દરોબસ્ત યાને કેવળ બંધ બેસ્તું થઇ પડે એવી રીતે એ હારમાળા રચવામાં મી૦ દેશાઇએ સેહજબી કચાસ રાખી નથી. મારૂં મજબુત માનવું છે કે મી૦ દેશાઇનાં આંગળાં તથા હાલનું પુસ્તક પારસી સંસારને આબાદ લાગુ પડતું છે, અને તેથી એ સીરીઝ પારસી સંસારને માટે તો ઘણીજ ઉપયોગી અને કીંમતી છે.

(**કુરસદ.**)



# કર્તાનાં પુસ્તકો.

૧. પારસી અટકો અને નામો... ... ...(ઇ સ. ૧૮૯૧)
૨. આતસ બેહરામે દેશાઈ ખોરશેદ ... ... ,, ૧૮૯૩
૩. એયામે નૌસાલો દિજામે નૌરોઝ ... ... ,, ૧૮૯૫
૪ સીધા સંસાર... ... ... ... ,, ૧૮૯૭ કિં. રૂ ૦-૬-૦
૫. તવારીખે નવસારી ... ... ... ,, ૧૮૯૭
૬. હિંદુસ્થાનના આતશબેહરાઓ ... ... ,, ૧૮૯૬
૭. નવસારીની પારસી પ્રજાને અપીલ ... ... ,, ૧૮૯૯
૮. ગાયકવાડ અને બ્રિટાનિયા... ... ... ,, ૧૮૯૯
૯ ગંજે શાયરાન... ... ... ... ,, ૧૯૦૧
૧૦. પારસીઓમાં લગ્નનું જોડું... ... ... ,, ૧૯૦૧
૧૧. મહારાણી વિકટોરિયાનું જીવન ચરિત્ર ... ... ,, ૧૯૦૨
૧૨. બંદગી અને માથવાણીની મોનબરી ... ... ,, ૧૯૦૨
૧૩ પારસી સુનકો... ... ... ... ,, ૧૯૦૪
૧૪. જમશેદની ઈતિહાસિક નિંદા ... ... ,, ૧૯૦૫
૧૫ નુરજેહાન ... ... ... ... ,, ૧૯૦૬ કિં રૂ ૦-૪-૦
૧૬. પ્રાણી મંડળ ... .. ... ... ,, ૧૯૦૭
૧૭ સરસ્વતી વિલાસ ... ... ... ,, ૧૯૦૮
૧૮. એડવર્ડ નામુ... ... ... ... ,, ૧૯૧૦
૧૯ દાદારજીની દરબાર (નવી સુંદર આવૃત્તિ છે) ... ,, ૧૯૧૨ કિં રૂ ૦-૪-૦
૨૦. પારસી વિપત્તો ... ... ... ... ,, ૧૯૧૪
૨૧ બેટી તું સાસરે કેમ સમાશે ? ... ... ,, ૧૯૧૬
૨૨. મ્હારા દિકરાને ! ... ... ... ,, ૧૯૧૬ કિં રૂ. ૧-૦-૦
૨૩ Omens for Auspicious and Inauspicious Horse ... ,, ૧૯૧૯
૨૪ મા-બાપની સેવા ... ... ... ,, ૧૯૨૦ કિં રૂ. ૨-૦-૦
૨૫ સાદી જીદગીની શોક ... ફેશનની ફિતિયારી . ,, ૧૯૨૨
સાદી બાઈંડીંગ ... ,, ... કિં રૂ ૨-૮-૦
કાપડી પુઠાંની ... ... ,, ... કિં. રૂ ૨-૦-૦
૨૬ સલુકની માતા... ... ... ,, ૧૯૨૨
સાદી બાઈંડીંગ ... ... ,, ... કિં. રૂ ૧-૮-૦
કાપડી પુઠાંની ... ... ,, ... કિં. રૂ ૨-૦-૦
૨૭ સંસારના સુકાની [બાપ બનવાનો હુન્નર] ... ,, ૧૯૨૨ કિં રૂ ૨-૦-૦
૨૮. દુઃખીને દિલાસો [૬ ભાગ]...ઈ સ. ૧૯૧૪ થી ૧૯૨૨ દરેક ભાગની કિં. રૂ ૨-૦-૦
૨૯. સદ્દગુણી સાસુ... ... ... ... ,, ૧૯૨૩ કિં. રૂ. ૨-૦-૦
૩૦ બંદો અને બંદગી (સુધારાવધારા સાથે ૨ જી આવૃત્તિ) ,, ૧૯૨૩ કિં રૂ. ૨-૦-૦
૩૧ સાકોરીના સદ્દગુરૂ (ભા ૧ લો) ... ... ,, ૧૯૨૩ કિં રૂ ૩-૦-૦
૩૨. સાકોરીના સદ્દગુરૂ (ભા ૨ જો) ... ... ,, ૧૯૨૪ કિં. રૂ. ૩-૦-૦
૩૩. વિધવા દુઃખ નિવારણ ... ... ... ,, ૧૯૨૫ કિં. રૂ. ૧-૮-૦

**મી૦ શે૦ મ૦ દેશાઈના** રચેલા ઉપલા પુસ્તકો પૈકી જેની કીમત માંડી છે તેજ મળી શકશે "દુઃખીને દિલાસો" ના કેટલાક ભાગ મળી શકશે નહી; બાકી પડયા છે નંબર ૨૫-૨૬-૨૭-૨૯ એ પુસતકોની કિંમત સરેરાસ રૂ. ૧-૦-૦ લઇને આપવામાં આવશે. વી૦ પી૦ તથા પોસ્ટેજનો ચાર્જ જુદો લેવામા આવશે. નીચેના સરનામે લખીને મંગાવજો.

**બેરામજી મનચેરજી દેશાઈ.**
સ્ટેશન રોડ-**નવસારી**